॥ ॐ श्री गणेशाय नमः ॥

સર્વ કાવ્યરસિક પુરૂષોને પાસે રાખવા લાયક.

# श्री चुनीलाल हृदयसुधा काव्य.

રચનાર

મજમુનદાર ચુનીલાલ પ્રાણલાલ,

મહુધાના વડનગરા અયાચક નાગર બ્રાહ્મણ.

છપાવી પ્રસિદ્ધ કરનાર

તેમના અનુજ

મજમુનદાર હરિપ્રસાદ પ્રાણલાલ.

કિંમત રૂ. ૧-૪-૦ પોષ્ટેજ જુદું.

|| ॐ श्रीगणेशायनमः ||

# श्री चुनीलाल हृदयसुधा काव्य.

## भाग १ लो.

" સર્વ કાવ્યરસિક પુરૂષોને પાસે રાખવા લાયક. "

( કઠિણ શબ્દોના અર્થ અને મર્મ ભાગના સ્પષ્ટીકરણ સાથે. )


રચનાર

મજમુનદાર ચુનીલાલ પ્રાણલાલ,

મહુધાના વડનગરા અયાચક નાગર બ્રાહ્મણ.



છપાવી પ્રસિદ્ધ કરનાર

તેમના અનુજ.

મજમુનદાર હરિપ્રસાદ પ્રાણલાલ,

મુ. મહુધા.

વિક્રમ સંવત ૧૯૬૮ ઇસ્વીસન ૧૯૧૨.

આવૃતિ પહેલી. પ્રત ૧૦૦૦.

સત્યપ્રકાશ પ્રીન્ટીંગ પ્રેસમાં શા. પ્રેમચંદ નાહાલચંદ

તથા ડાહ્યાભાઈ શકરાભાઇ ગાંધીએ છાપ્યું,

ઠે. ખાડીયામાં--અમદાવાદ.

કિંમત રૂ. ૧-૪-૦. પોસ્ટેજ જુદું.

॥ ॐ श्रीगणेशायनमः ॥

# ॥ श्री चुनीलाल हृदयमुधा काव्यनो उपोद्‌घात ॥

( વસંતતિલકાવૃત્ત. )

સંવત્ત *ભક્તિભુજભક્તિભુમીની સાલે
દીધો સુજન્મ જનની શિવદૂરગાએ
શ્રી પ્રાણલાલગૃહમાં મહુધા સુગ્રામે
પ્રાગટ્ય આશરિરનું ચુનિલાલ નામે. ૧.

નાની વયે પ્રથમ ઉમ્મર સાત વર્ષે
લાગ્યું મને ઉછરતી મતિમાં સહેજે
બોલ્યાની વાતકરવાની અમૂલ્ય શક્તી
દીધી પ્રભુ મનુષને થકી પુણ્ય ભક્તી. ૨.

કીધાં અવાચક સમસ્તજ અન્ય પ્રાણી
કીધી મનુષ્યપર ખાસજ મ્હેરબાની
એ શક્તિ [1]પુણ્યકૃતમાપપ્રમાણ રાખી
બોલ્યે ઘણું ઝટલઇ ખરચાઈ જાતી. ૩.

ઓછું વધે બળ તદા બહુ કાળ ર્‌હોચે
સૌ બોલનાર બહુ [2]મૂક થશેજ સાચે
ના આપણે બહુ વદી બળ એ ગુમાવું
ના ચાલતાં ખરચવું બળ બોલવાનું. ૪.

હું એહકાળ ભણતો ગુજરાતી ર્‌હેલી
તે કાળ સૌ રમતગમ્મત દૂર મેલી
એકાન્તમાં જઇ રહું મુખમૌન માટે
કો સાથ નાજ કરતો કદિ કાંઇ વાતે. ૫.

---

*સંવત ૧૯૨૯ ની સાલમાં. ૧ સૌ સૌનાં પુણ્યોના પ્રમાણમાં ઓછી વધતી. ૨ મૂગા.

કાળે કરી સ્મરણ ધારણ શક્તિ મારી
કેરાં વધ્યાં ક્રમથકી બળ તેજ ભારી
વાંચું યદા ફક્ત એકજવાર પાઠો
શબ્દે જ શબ્દ મુખ થાય ભુલાય ના કો. ૬.
જ્યાં જ્યાં કથા ભજન ભાષણ વાત થાતી
પ્રેમે શુણી કહી જતો જઈ ઘેર આખી
ના શબ્દ કોઈ પડતો ગચકું ન ખાતો
દેખી બધાં સ્વજનને બહુ હર્ષ થાતો. ૭.
વિદ્યા ભણ્યામહિં બહૂ ખપ એહ આવી
થોડેશ્રમે ગળીશક્યો બહુગ્રંથ ચાવી
અભ્યાસ મૌન ધરવાજ પડીગયાથી
પોષાઇ ટેવ મુજ અલ્પ સદા વદ્યાની. ૮.
પૂછયેજ ઉત્તર કરૂં કહી અલ્પશબ્દો
ગંભીરતા હ્રદયની વધતી ગઇ ત્યાં
ઘોળું ઘણી પ્રથમ વાત હ્રદે વદ્યાની
નક્કી કરી પછી વદું મુખબ્હાર વાણી. ૯.
આગે જતાં જન બહૂવદતા જણાયા.
વિદ્યાર્થી માસ્તર કથાકર દષ્ટ આવ્યા
ધંધાજ જોઇ વદવું પડતું ઘણું જ્યાં
મુંગા થતા નથીજ કો સમજ્યો પછી ત્યાં ૧૦
પ્હેલાં ન જ્ઞાન મુજ મૌનવિષે હતું કે
એ [1]સત્વસંચય કરી બળ સર્વ પોષે
જાણ્યું પછી સકળઇન્દ્રિયદ્વાર રોકયે
રોકાઈ સત્વ વહતાં સ્મૃતિતેજ પોષે. ૧૧.
વ્હેતાં રહેજ નિજસત્વ પદાર્થ સૌનાં
આવે સુગંધ સહુની જહિં [2]ઘ્રાણ જેનાં

૧ ઓજસ નામના તત્ત્વને વહી જતું રોકીને. ૨ નાક—જે વાસ પરખવા માટે લાયક કરાયેલાં જે નાક હોય તેમાંજ તેની વાસ પરખાય છે બાકી સર્વ પદાર્થમાંથી વ્હેતાં તેનાં તેનાં સત્વની વાસ તો આવેજ છે.

કીડીજ મિષ્ટરસ સર્વ સુવાસ જાણે
ઊંટોજ દૂરગઉથી જળવાસ જાણે. ૧૨.

ઇન્દ્રીનિરોધ જન જેમ કરે વધારે
પોષાઇ સત્વ [૧]કરણો બહુ તેજ ધારે
શારીર ને મનતણી મુજ શક્તિયો એ
વાણીનિરોધ થકી પુષ્ટ બનીજ સૌએ. ૧૩.

[૨]સંવત્ત ભૂતયુગભુક્તિભુમી થતામાં
કો કાવ્યશક્તિકિરણો સ્ફુરતાં જણાયાં
કો વારતા વરણુનો ઉભરાહૃદેના
છંદો વિષે વિરચતો ફકરા મઝેના. ૧૪.

જ્યાં જ્યાં નિવાસ મુજ થાયજ મિત્રમધ્યે
ત્યાં પ્રેમથી સકળકાવ્ય શુણાવતો એ
ઝાઝા પ્રસન્ન થઇ તે કહતા છપાવા
"ઇચ્છા પ્રભૂની" કહી હું દઉં વાત જાવા. ૧૫.

[૩]ગીર્વાણવ્યાકરણ તે સમયે પિતાએ
રાખી પુરાણી શિખવ્યું મુજ [૪]મૂળરાહે
મોટા રસે ભણીગયો બહુ પ્રેમ આણી
યે બોલતી તુરત હુંસહ દેવવાણી. ૧૬.

શૃંગારમાં પ્રવિશતાં મન કાવ્ય તેવાં
લાગ્યાં થવા વિવિધચિત્ર થકી ભરેલાં
દાંપત્યની રસભરી સ્થિર દિવ્ય પ્રીતી
કેરા રસો વરણુતાં વય કાંઈ વીતી. ૧૭.

પ્હેલે થકીજ મુજ એમ હતું હૃદે કે
છે એક ઇશ્વર બધે સતન્યાય દે જે
તેને સદા કગરતો સ્તુતિયો ઉચારી
છંદો વિષે વિનવતો નિત પ્રેમધારી, ૧૮.

---

૧ દશ ઇન્દ્રિયો તથા અગીયારમું મન. ૨ સંવત ૧૯૪૫ ની સાલ થતાં.
૩ સંસ્કૃત વ્યાકરણ. ૪ મૂળ બ્રાહ્મણીયા રીતથી.

આનંદ ભક્તિરસમાં મનને મળ્યો જ્યાં
લાગ્યાં કવીત બનવા હરિપ્રેમ કેરાં
બીજાં અનેક કવનોય ક્રમે રચાયાં
સામાન્ય તેસહુ ગણી ન જ કો છપાવ્યાં. ૧૯

ઝાઝી છટા અસરકારક હોય લેખો
તોએ [1]નિજાત્મપ્રતિ દોરવનાર ના જો
સામાજ દૃશ્યવિષયે રસને વધારે
તો તે નથીજ હિતકારક કો પ્રજાને. ૨૦.

જે જે સમે અનુભવો મુજ જેહુ થાતા
તેના વિચાર થઇ કાવ્યવિષે લખાતા
સર્વેજ કાવ્ય મુજ છે ઉભરા હૃદેના
તે તે પ્રસંગઅનુસાર હૃદે સવેલા. ૨૧.

છે સિદ્ધ સૈ નિયમ સંસ્કૃતજોડણીના
ભાષા વિશાળ થકી ઘુંચ કશી નડે ના
ના દીર્ઘને લઘુ, ગુરૂ લઘુ ના વદાતો
જોડાક્ષરો નવ છુટે નહિં કોઇ પ્રાસો. ૨૨.

કો સિદ્ધનીમ ગુજરાતીવિષે ન દીસે
ભાષાતણો થઈજ [2]સંકર એ થઇ છે
તોએ રચે નિયમ સંસ્કૃતને ભણેલા
મૂળે જવા કંઈ કંઇ કરતાજ [3]વેલા. ૨૩.

ના જોડણીઅરથ મેં મથની કરી છે
આવી સ્વભાવિકપણે ત્યમ તે ધરી છે
પ્રાસો ઘણાં કવનના સઘળા મળ્યા છે
કોમાં મળ્યા સ્વરજ તો બસ તે ગણ્યા છે. ૨૪.

વસ્તુતણી રસજમાવટ જેમ થાવે
તેવાજ શબ્દ ધરતાં જ્યમ પ્રાસ આવે

૧ પોતાના પરમાત્મા તરફ. ૨ ભેળશેળ. ૩ વેખલાં.

તે મેળવી ફક્ત સિદ્ધ કર્યોજ મુદ્દો
આગું મથ્થે ફરીજતા રસદારશબ્દો. ૨૫.

સૌ ગુર્જરીકવિજનો નિજકાવ્ય જોડે
ના અર્થ હોય તદપી નિજનામ જોડે
ગીર્વાણુના કવિ અગત્ય ગણે ન એની
ખોશ્યું ન નામ મુજ જ્યાં ન જરૂર તેની. ૨૬.

હેતુતણી સમજને અરથેજ શબ્દો
સંપૂર્ણ વાકયરચના વદવાજ મુદ્દો
નિર્બન્ધનો બહુ ધર્યે તહિં અર્થ શો છે
સ્વાતંત્ર્ય જેમ વહતાં રસ ત્યાં ઘણો છે. ૨૭.

કો જાણતા જયમ ભણે બહુ ગ્રંથ કોઈ
આવે કવિત્વબળ ત્યાં બહુ જોઇ જોઈ
છે જેમ જ્યાં ગ્રહણ ધારણ શક્તિ જ્યાદે
ત્યાં કાવ્યશક્તિ ત્યમ તેજ ધરે વધારે. ૨૮.

ના સત્ય છે સમજ એહ, બહૂ ભણ્યાથી
મુશ્કેલકાવ્ય સહુની ગમ છે પમાતી
ના તે સ્વયં લખીશકે રસપૂર્ણ લેખો
ગંભીરઅર્થબત વર્ણન જ્ઞાન [1]ખુંચ્યો. ૨૯.

જન્મે કવી કવિજ ના ભણિને બને તે
વિદ્વાન જેમ કવિ ખૂબિ અપાર લેખે[2]
હોયે કવીમગજ સૂક્ષ્મવિચારવાળું
ઔ સૂક્ષ્મતર્કપર તર્ક ચલાવનારૂં. ૩૦.

જોતાંજ ફેર જગમાં ઉઘડો જણાય
ઔ' નામવંત ગુણવાન અહીં ગણાય
બીએ બહૂ બહુ વળી હ્રદયએલખી છે
તેમાંથી કોઈ વિરલા થયલા કવી છે. ૩૧.

---

૧ સમજની સૂક્ષ્મ કોટિયો. ૨ લેખમાં.

તે કાવ્ય જે હૃદયને રસમગ્નતામાં
કારીગિરી ચિતરીને મનપત્રિકામાં
તલ્લીનતામય કરી રસ પૂર્ણ પાય
તે ઘૂંટડા ગળીજતાં અતિમોદ થાય. ૩૨.

ના છે ચતૂર કવિના સમ કોઇ વિશ્વે
ઝીણી ઝિણી બધીજ ખુંચ કવી શણી લે
સર્વજ્ઞ નામ કવિ ઈશ્વિરનું કહાવે
જ્ઞાતાપણું સકળનું કવિશબ્દ ધારે. ૩૩.

ભાષા સમસ્ત મહિં જે કવિયો થયા છે
સૌ સત્યજ્ઞાનવત મુક્ત બની ગયા છે
કો પ્રેમભક્તિરસથી હરિગૂણ ગાવે
કો બ્રહ્મજ્ઞાનરસપૂર્ણ સુધા વહાવે. ૩૪.

સૃષ્ટીવિલાસરચના વરણે વળી કો
સદ્ધર્મનો વિજય સુદૃઢ ધર્મટેકો
જે ધર્મવીર જન પૂર્વ થઇ ગયા છે
તેના રસીક ઇતિહાસ કહીં કવ્યા છે. ૩૫.

પામ્યા હશે અમર અમૃત પી વિનોદ
તે કાવ્યની નજરમાં લગરીક મોદ
કાવ્યાભિલાષી વળી કાવ્યરસજ્ઞ સુજ્ઞ
તે મર્મને અનુભવે મન હર્ષમગ્ન. ૩૬.

સખાવતાં હૃદયની સુરની મુદાને
હું જાણું તે ચઢીજશે કવિની સુધા જે
વામા સુભાષિત ઉભે મન કર્ષનારાં
ભેદે મનો સહૃદયીજન સર્વ કેરાં. ૩૭.

બીજા રસો જગમહિં પરિસીમવાળા
ને ભોગવ્યેથી અતિશે વિરસો થવાના
જાણું સુભાષિત નહીં રસ સીમવાળો
અત્યંત ભોગથકી એ અતિ વર્ધનારો. ૩૮.

છે હાલનાં ભણુતરો કુશકા સમાણું
જેને ભણે જન સહૂ રળવાજ નાણું
તેથી ધરી હૃદયમાં જડમોહ ભારે
"હું" એમ ગર્વભર સૌ મદમત્ત મ્હાલે. ૩૯.

બાલાપણે થકીજ આંક મુખે કરાવે
ભાષા અને ગણિત આદિકમાં મથાવે
કુશ્કા ઘણીત્રય સુધી મગજે ભરાવે
ઝાઝાશ્રમે મનુષને જડધી બનાવે. ૪૦.

પ્હેલાં હતું ન કંઇ લેખન વાંચનાદિ
વેદો ભણાય ગુરૂશિષ્યપરંપરાથી
દેતા ન એહ ગુરૂઓ અધિકાર પાખે
ઝાઝી કરી પરખ તે પછી વેદ આપે. ૪૧.

વેચાય વેદ ઉપનીષદ આજ હાટે
જાતેજ સર્વ અધિકાર વિના ય વાંચે
ઉંધી ગ્રહે સમજ તે જડવાદઅંધો
ના સત્યને ગ્રહી શકે જડનેત્રવંતો. ૪૨.

કાવ્યો તણા સમજનાર મદે ભરેલા
ને દ્રવ્યવાન સહુ મોટમમાં છકેલા
બીજા અબુદ્ધ સમજે નહિં કાવ્ય વાણી
તેથી વરે ન કહિં તેહ રહે કુમારી. ૪૩.

એજ મિતિ—
સંવત ૧૯૬૧ ના ચૈત્ર વદિ ૧૪
મહુધા—નાગરવાડો.

લિ.
મજમુન્દાર ચુનીલાલ પ્રાણલાલ.
મહુધા નિવાસી.



# कृतघ्नी दुनियां.

( રાગ—પદ. )

અનુમોદન નાપે, કરવાને થાય શા જ ઉમંગો,
પરશંસા પાખે, થઇ જાતા કાર્યમાં રસભંગો.—ટેક.
ઉદાશ થઇ ગઈ વૃત્તિ હમારી વિરમિગઇ અક્રિયમાં-રામ-ઉદાશ-
કૃતઘ્નતા નિરખી જગજનની ઉરમી શમી હૃદયમાંરે-અનુમોદન. ૧
શુભ ઇચ્છી બહુદયાર્દ્રહૃદયે આદરતાંજ પ્રયત્નો-રામ-શુભ-
હિસાબ નહિં જનતાને જરિએ કંકર ગણુતાં રત્નોરે.-અનુમોદન. ૨
ગુણુદૃષ્ટિ ત્યાગી દઈ લોકો દોષદૃષ્ટિને ધરતા-રામ-ગુણુદૃષ્ટિ-
અનેકશઃ આભાર બદલમાં ખાંપણુ આગળ કરતારે-અનુમોદન. ૩
એવું કોણુ કરે સમજી મન પ્રેમપૂર ન ઉછળતાં-રામ-એવું-
જન અવગુણીયાં નિરદોષિતમાં દૂષણુ શોધી કળતાંરે-અનુમોદન. ૪
કરૂણાપૂર્ણ હૃદયથી સંતો જનકલ્યાણેજ વહે-રામ-કરૂણા-
ગરજવની ખળદુનિયાં તેની કાંઈ ઉશીગણુ ન રહેરે-અનુમોદન. ૫
હંગામીવ્યવહારદુઃખના ટાળકને શિર અરપે-રામ-હંગામી-
જન્મમરણુના મહાદુઃખના ટાળક ગમ નવ નરખેરે-અનુમોદન, ૬
શિવમય સંત સદાપરમાર્થી પરહિત નિત્ય પ્રયતતા-રામ-શિવમય-
જગજનને નહિં હિસાબ કિંચિત અનુમતિએ નહિં વદતારે-અનુ. ૭
મરજિ જાળવી વાજ આવીયે ઘણાં વરસ બહુ યત્ને-રામ-મરજિ-
એક દિવસ તે નહિં જળવાતાં ધૂળમળે શ્રમ સરવેરે-અનુમોદન. ૮
હજાર ગુણુ નવ જમાં કરે ને એક દોષ નહિ ક્ષમવે-રામ-હજાર-
પૂર્વકરેલું સર્વ વિસારી વાંકજ આગળ ધપવેરે-અનુમોદન. ૯
કાચપાત્ર છે જગપ્રસન્નતા ફુટી જાય બહુ કરતે-રામ-કાચપાત્ર-
નિત્ય રાખવાં ખુશી સર્વ બહુ દુઃખ સહ્યે પણુ ન બનેરે-અનુ. ૧૦
આમ છતાં ખળજગની ખળતા જુએ ન સંત સુદરશી-રામ-આમ-
**ચુનીલાલ** કહિ તે નવ ત્યાગે સ્વભાવ નિજ પરઅરથીરે-અનુમોદન. ૧૧

૪૯૯૭

॥ ॐ श्रीगणेशायनमः ॥



# श्रीचुनीलाल हृदयसुधा काव्यनी

# ॥ अर्पणपत्रिका. ॥

શ્રી મહાગણપતિ કે જે સર્વ કવિયોના કવિ છે તે ગણેશ પરમાત્માને આ કાવ્યસુધાકુમારી સમર્પણ કર્યાનું કર્ત્તાએ કરેલું

## મંગલગાન.



કોઈ હાલ કહો જાકે...એ રાગ.

અર્પું કાવ્યસુધા નારી, મહા બુદ્ધિવિભવવાળી.....અર્પું.—ટેક.

આપ ચરણના ભક્તજનોને અર્પતી ભક્તિ વિરાગ,
આણી ચિત્ત અમિતઅનુરાગ, ઉમંગ અથાગ, વંદી યુગપાગ,
ચરણ મહીં ધા............રી..................અર્પું.— ૧.

સમય સમયનાં આર્દ્રહૃદયનાં જ્ઞાનસુધામય ગાન.
આપે કાવ્યરસામૃત પાન, ભક્તિયુત જ્ઞાન, સત્યનિજ ભાન,
અંધતમ કાહા.....ડી..........................અર્પું.— ૨.

સર્વવિદ્યાના સત્યપરીક્ષક આપજ છો ગણરાય,
જાણી કવિતણા કવિરાય, ગ્રાહક મુજ થાય, રસિલી હરખાય,
રસિકવર ન્યા.......ળી.... ....................અર્પું.— ૩.

કાવ્યસુધાના ભોગીભ્રમર ને અર્થગૌરવ રસભાવ,
જાણે યુક્તિ પ્રયુક્તિ જમાવ, સિદ્ધાન્ત બચાવ, અબાધ્ય ઠરાવ,
શ્રુતિને અનુસા........રી.......................અર્પું.— ૪.

સોનું અને વળી સુગંધિ સાથે દુર્લભ મળવું એહ,
મળ્યું ઈશકૃપાથી તેહ, અલભ્યજ જેહ, વગર સંદેહ,
પ્રભુની ગતિ ન્યા........રી....................અર્પું.— ૫.

કાવ્યકુમારી ગણેશવરને જોઇ થઇ જઇ ન્યાલ,
પ્રેમે આરોપતી જયમાળ, લાડકડી બાળ, સુભગ જોઇ કાળ,
કવિપૂજિત ભા........ળી.......................અર્પું.— ૬.

એકની એકજ સુપુત્રી મારી, ચતુર ને ગુણવાન,
**ચુનીલાલ** દે કન્યાદાન, સૌંદર્યનિધાન, સર્વરસજાણ,
પરમ મુજ પ્યા........રી........................અર્પું— ૭.

વિજય વિજય સહુ સ્થળમાં હોજો, આશીષ અંતર ગાય,
ગણનાથ ચરણની માંહ્ય, સમર્પણ થાય, હર્ષ ઉભરાય,
સફળ કૃતિ મા........રી.......................અર્પું.— ૮.



॥ ॐ श्री गणेशायनमः ॥

# श्री चुनीलाल हृदय सुधा काव्य

## भाग १ लो.

॥ अथ मङ्गलम् ॥

ॐ श्रीमन्महागणपति स्वरूप स्मरणम्.

શાર્દૂલ વિક્રીડિત વૃત્ત.

મસ્તિષ્કે[1] સુકિરીટ[2] ધારણ કર્યો, છે ભાલમાં ચંદ્રમા,
ઉગ્રજ્ઞાનપ્રભાથી[3] કોટિરવિશું છે નેત્ર ભ્રૂમધ્યમાં,
ધાર્યો એકજ અદ્વિતીય રદને[4] વામાન્ય[5] બાજૂ વિષે,
નિશ્શેષજ્ઞપણું[6] પ્રબોધ કરતા શૂર્પો[7] સમા કર્ણ બે. ૧
વાળી જે જમણીજ શુંઢ જણવે બ્રહ્મસ્વરૂપે[8] રહે,
સીમા ના નિજશક્તિની જણવતા શોભે ચતુર્હસ્ત[9] એ,
મર્ણપ્રાય[10] પ્રમાદવિઘ્ન હણવા પર્શૂ ધર્યો વામમાં[11]
જન્મ મૃત્યુ ભયાદિ જીવશિરને[12] દે ઘાવ જોતાંજમાં. ૨
મૂક્યો અંકુશ દક્ષહસ્ત તમના અંધત્વને[13] કર્ષવા
નષ્ટપ્રાય[14] થયેલ બોધગમની જાગર્તિને અર્પવા,
દાબા[15] અન્ય કરે ધરી રદ કહે–"છે એક સૌ અંતરે"
રક્ષા[16] ને અભયત્વની વરદતા દે દક્ષ બીજા કરે. ૩
ચૂર્ણે સિંદુરથી સુરક્ત[17] તન છે માંગલ્ય દર્શાવતું,
નિત્યે મંગલરૂપ[18] રક્ત વસનો–ગંધો–ફુલોથી થતું,
લાગે લોકસમસ્ત છે ઉદરમાં લંબોદરા નામથી,
લક્ષાતા અતિશે દયાળ સહુને નિર્વિઘ્નતા દાનથી. ૪
પ્રાણાત્મા થઈ યજ્ઞસૂત્ર અહિનું[19] દેખાડતું સૂત્રતા,
નર્તી આપ રહ્યા બધે જણાવવા ઉન્મત્તનૃત્યો કર્યા,
લાગી પાદ મહાન એ સ્વરૂપને[20] અત્યંત પ્રીતે થકી
લક્ષે તે ગણનાથ[21] નિત્ય ધરતો चैतन्यरूपी करी.[22] ૫

૧ માથા ઉપર. ૨ ઉતમ મુકુટ. ૩ લલાટ મધ્યનું જ્ઞાનનેત્ર તેની અપ્રતિહત (કોઇથી ઢાંકી ન શકાય કે પાછી ન હઠાવી શકાય એવી) કિરણ-પ્રભાથી કરોડો સૂર્યનો પ્રકાશ આપી રહ્યું છે. ૪ દાંતને. ૫ જમણી બાજુપર, જમણી પાસ એકદંતથી સૂચવે છે કે સત્યદૃષ્ટિ તે જ્ઞાનની જમણી બાજુ-વિદ્યા બાજુ (Positive side) છે, તે સાચીસમજવાળા જ્ઞાનથી પોતે એક અદ્વિતીય છે. અને ડાબી બાજુ કે જે અસત્યદૃષ્ટિ-અવિદ્યાબાજુ (Negative side) છે તે સમજથી એકપણું નથી. ૬ સર્વજ્ઞપણું. ૭ સૂપડાં જેવા-મોટા કાનથી સર્વ જાણનાર છે એવું સૂચન થાય છે. ૮ સત્ય દૃષ્ટિ જમણી બાજુની હોવાથી શુંઢ જે બળરૂપ ચાર હાથોથી વિલક્ષણ હાથ છે તેણે આંગળી કરીને પોતાનું સત્યસ્વરૂપ શાખાચંદ્રન્યાય રીતે બતાવે છે. ૯ ચાર હાથ-બે હાથવાળું મનુષ્યબળ જ્યાંસુધી પ્હોંચી શકે તેથી વિલક્ષણ અમર્યાદ અને અપ્રતિહત સામર્થ્ય ચાર હાથથી સૂચવાય છે. ૧૦ મોત જેવા પ્રમાદના વિઘ્ને-પ્રત્યસ્વરૂપના પ્રમાદરૂપ વિઘ્ન એ મૃત્યુ છે- **प्रमादो ब्रह्मनिष्ठायां न कर्तव्यः कदाचन । प्रमादो मृत्युरित्याह भगवान्ब्रह्मणः सुतः ॥ वि.चू. ३२१ ॥** ભગવાન સનત્સુજાત ઋષિ બ્રહ્મનિષ્ઠામાં પ્રમાદને મૃત્યુ કહે છે માટે તેમાં કદાપિ પ્રમાદ ન કરવો. વિ. ચૂ. ૩૨૧.-અવિનાશી આત્માને દેહાદિક વિનાશીરૂપે જાણવો એ તેના મૃત્યુ જેવુંજ છે. ૧૧ ડાબા હાથમાં. ૧૨ જીવનાં મસ્તક એટલે જીવપણાના નિર્વાહક અજ્ઞાનને બન્યું રાખનારાં જે જે ઉલટ સમજનાં તાપણાં છે તે, જેમ અગ્નિની જુદા જુદા પદાર્થોના યોગે જુદા જુદા રંગ અને પ્રકારની જ્વાળાઓ થાય છે પણ તે સર્વ બાળવાના એકજ સ્વભાવવાળી હોય છે તેમ આ અજ્ઞાનગ્રંથીઓ દરેક જીવપણામાં જુદા જુદા સ્વરૂપવાળી હોય છે પણ જીવપણાના નિર્વહણરૂપ તેમનું સર્વનું પરિણામ એકજ હોય છે ૧૩ તમ એટલે અવિદ્યાના આવરણે કરેલા અંધત્વ એટલે અંધકારને. ૧૪ નાશ પામી ગયેલા જેવી. ૧૫ **रदंचवरदंहस्तैर्बिभ्राणम् ॥** હાથોવડે દંતને અને વરદતાને (વરદાન આપવા જેવી મુદ્રાને) ધારણ કરનારા. (**गणपतिउ.**) બીજા ડાબા હાથથી આંગળી કરી જાણે **एकमेवाद्वितीयं ब्रह्म नेहनानास्तिकिंचन ॥** એકજ બીજા વિનાનું બ્રહ્મ છે અહીં નાનાપ્રકારનું કાંઇ છેજ નહીં એમ બતાવતા હોય તેવી રીતે એકદંતનો સ્પર્શ કર્યો છે.૧૬ બીજા જમણા હાથથી રક્ષણ અને અભયની વરદતા આપે છે અર્થાત્ તે હાથ વરદાન આપવા જેવી કલ્યાણકારક મુદ્રાયુક્ત રાખ્યો છે તેથી રક્ષણ અને અભય આપવાપણું સૂચવાય છે. ૧૭ ચિતાકર્ષક રંગવાળું **आदित्यवर्णो तमसः परस्तात् ॥** અને **ज्योतिरिवा धूमकः ॥** તથા **रुक्म-**

**वर्णं ॥** એ વેદ વચનો તે પરમાત્માને રક્ત વર્ણવાળા વર્ણવે છે. ૧૮ રાતો રંગ માંગલ્યસૂચક છે અને તેથીજ વ્યવહારમાં સ્ત્રીનો ચાંલ્લો, સેંથીનું સિંદુર, રાતા ચૂડા, કુમકુમ, રાતું પાનેતર, તથા પુરૂષની રાતી પાઘડી વિગેરે રાતા પદાર્થો માંગલીક ગણાય છે. પરમાત્મા ગણેશ મંગલમૂર્તિ છે તે મંગલતાને અમર્યાદ બતાવવા માટે વસ્ત્ર ગંધ પુષ્પો વિગેરે તેમનો સર્વજ શૃંગાર રાતો છે. ૧૯ નાગનું જનોઇ—નાગ એટલે પ્રાણ અથવા ચેતનાશક્તિ કે જીવનશક્તિ જે મણિયોમાં સૂત્રની પેઠે હિરણ્યગર્ભ સ્વરૂપે સર્વત્ર વ્યાપક થઇને રહેલી છે, તેનું અધિષ્ઠાન પોતે પરમાત્માછે. **पराऽस्य शक्तिर्विविधैवश्रूयते स्वाभाविकी ज्ञानबलक्रियाच। श्वेता. उप. ॥** આ પરમાત્માની પરા (અવ્યક્ત) શક્તિ સ્વાભાવિક રીતે જ્ઞાનબળ અને ક્રિયારૂપે દશ્યમાન છે, જ્ઞાનશક્તિ એટલે ચેતનાશક્તિ તે સર્વની નીયામક છે, જ્ઞાનનું સ્ફુરણ તે બળ છે, ઇચ્છાના કારણથી જ્ઞાનમાં ક્ષોભ પ્રગટતાં ( **तस्यज्ञानमयंतपः** તે પરમાત્માનું તપ જ્ઞાનમય છે ) વિચારનું તદનુસાર બળ તત્કાળ પ્રગટી બળ પ્રમાણે કાર્ય ઉપજાવી દે છે; વિચાર એ જ્ઞાનનું તપજ છે, વિચારરહિત અવસ્થા એ જ્ઞાનનું શાન્ત સ્વરૂપ છે, આમ જ્ઞાન બળ અને ક્રિયા એ એકજ તત્ત્વ છે જે સૂત્રાત્માના નામથી વ્યાપક છે, ૨૦ એ નિર્ગુણ સ્વરૂપની લક્ષણા કરાવતું શ્રી મહાગણપતિનું સાંકેતિક સગુણ સ્વરૂપ—સાકાર સ્વરૂપ. ૨૧ ગણોના ઉપરી—સંપૂર્ણ બ્રહ્માંડગણોના નિયંતા હોવાથી. ૨૨ ચૈતન્યરૂપી હાથી—હાથીના આકારના મસ્તકવાળો ગણેશ. પરમાત્માનું નામ અને સ્વરૂપ ૐ છે એમ વેદ પ્રતિપાદન કરે છે અને ૐકારનો આકાર હાથીના મસ્તક જેવો છે એ પ્રસિદ્ધ છે. **तस्यवाचकः प्रणवः ॥ पा.योगसूत्र.** ૨૭ ॥ તે ઇશ્વરનું નામ ૐ છે—ૐ એ પ્રકૃત શબ્દ હોવાથી વિશેષ્યનામ છે, ઇશ્વરની સાથે તેનો વાચ્યવાચક સંબંધ નિત્ય છે કેમકે તે ગુણધર્મવાચક નામ નથી. ચૈતન્યરૂપ પરમાત્મા નિર્ગુણ નિરાકાર છે, તેમનું સાકાર સ્વરૂપ ૐ છે, અને ગણેશનું મસ્તક ૐકારના આકારવાળું છે તથા તે સર્વત્ર આદ્ય પૂજ્ય છે અને સર્વના ઉપાસ્ય છે તેથી ૐ અથવા પ્રણવનો અર્થ ગણેશ કે ગણપતિ થાય છે.

## ગ્રંથની નિર્વિઘ્ને સમાપ્તિ કરવા માટે

# श्री गणेशप्रभुनी प्रार्थना.



[ રાગ ધનાશ્રીની ગઝલ. ]

વિઘ્ન હરો મહારાજ, ગણાધિપતિ, વિઘ્ન હરો મહારાજ. ટેક.
કાર્ય સકળના આદ્યપ્રવર્તક, વિઘ્નસંહારક રાજ.- ગણા-૧
પદ પદ વિઘ્નો પદ પદ રક્ષણ, અજબ કૃપા જગરાજ. ગણા-૨
હેતુ વિના નિત્ય પૂર્ણકૃપાથી, સિદ્ધ કરો સહુકાજ.- ગણા-૩
આદ્યંત થાવા નિર્વિઘ્ન પૂરણ, અપકૃપાબળ જહાજ.- ગણા-૪
ગ્રંથગ્રંથનમાં કુંઠિત ન થતાં, વાણી ખેલે ત્યજી લાજ.- ગણા-૫
મર્મતણા બહૂ સૂક્ષ્મ મરમને, ખોલી દીયો પ્રભુ આજ.- ગણા-૬
સર્વ બ્રહ્માંડે મૂળ કવિત્વનું, આપજ કવિશિરતાજ.- ગણા-૭
આપકૃપાથી સાધ્ય સકળ છે, અસંભવિત સંભવાય.- ગણા-૮
મુંગો બોલે જીતે સભાઓ, પંગુ ચઢે ગિરિરાજ.- ગણા-૯
વીણ કૃપા તો મહાપંડિત પણ, હારી જઇ આવે વાજ.-ગણા-૧૦
બુદ્ધિપતી છો બુદ્ધિ વિનાયક, વિઘ્નસાગરની પાઝ.- ગણા-૧૧
સદાય છો પ્રભુ બાલસ્વરૂપે, અકાલ અજ અવિનાશ.- ગણા-૧૨
શાહ ચોર એ સર્વ સ્મરે છે, સર્વને કરતા સ્હાય.- ગણા-૧૩
આપો બુદ્ધિ સૂક્ષ્મસમજની, ગૂઢમરમ પ્રગટાય.- ગણા-૧૪
મુમુક્ષુને બ્રહ્મવિદ્યા દાતા, ટાળક માયાજાલ.- ગણા-૧૫
વેગે પધારી વિઘ્ન વિડારો, વિનતિ કરે ચુનીલાલ.- ગણા-૧૬

॥ ॐ श्री गणेशायनमः ॥

# श्री चुनीलालहृदयसुधा भाग १ लो काव्यविभाग ग्रंथनी

## ॥ विषयानुक्रम ॥

### श्री ईश्वरस्तवन विषय आस्वादन १ लुं:—



### श्री उपदेश विषय आस्वादन २ जुं:—

| વિષય નં. | વિષયનું નામ. | પાનું. |
|---|---|---|



## श्री विविध स्वरूपवर्णन विषय आस्वादन ३ जुं:—



## श्री प्रासंगीक उद्गार आस्वादन ४ थुं:—





ઇતિ શ્રી ચુનીલાલહૃદયસુધા ભાગ ૧ લો કાવ્ય વિભાગ ગ્રંથનો વિષયાનુક્રમ સંપૂર્ણ.

॥ ॐ तत्सद्ब्रह्मार्पणमस्तु ॥



॥ ॐ श्री गणेशाय नमः ॥

# ॥ श्री चुनीलाल हृदयसुधा काव्य ॥

## भाग १ लो.

---

## प्रारंभ.

### ॥ श्री ईश्वरस्तवनविषय आस्वादन १ लुं ॥

#### १ शिवस्तुति पद.

( હરિગીત છંદ. )

જય દેવ શિવ કલ્યાણરૂપ સદાય મંગલ શંકરા,
અતિ શાન્તતેજપ્રતાપવત આનંદરૂપ મહેશ્વરા
સહુનાજ આદ્યગુરૂ અનાદી [1]અજ અમર યોગેશ્વરા,
[2]સુરવ્રંદવંદિતચરણરજ દેવાધિદેવ સુરેશ્વરા.— ૧.
જય [3]સત્ય ચિતિ આનંદ નિરમળ સર્વવ્યાપક ઈશ્વરા,
તુજ ગહન અતિ મહિમા ન શારદ શેષ કોઇ કથી શકયા,
[4]નિર્ગુણ નિરંજન અલખ અકળિત જ્ઞાનજ્યોત અરૂપ છો,
તે પૂર્ણ કરવા દાસપ્રેમ સુદિવ્યદર્શનરૂપ છો.— ૨.

---

૧ જન્મને ન પામે એવા અજન્મા. ૨ દેવતાઓનાં ટોળાંએ જેમના ચરણની રજનું વંદન કર્યું છે એવા. ૩ સત્ય એટલે ફેરફાર વિનાના અવ્યય, ચિતિ એટલે જ્ઞાનસ્વરૂપ—ચિત્, અને આનંદ એટલે પ્રિયતા—પ્રેમ—રસ. ૪ નિર્ગુણ એટલે ગુણ ધર્મ વિનાના, નિરંજન એટલે સંસર્ગ કે સ્પર્શ વિનાના, અલખ એટલે લક્ષણા ન કરી શકાય એવા.

[1]અવ્યક્ત અકથ અચિન્ત્ય સર્વપ્રકાશકર [2]અવિક્રીય છો,
નિત અચળરૂપ અનાદિઅંત અજન્મ અવિનાશીય છો,
ચૈતન્ય રૂપે વ્યાપ્ત આપજ સર્વભૂતસ્વરૂપ છો,
છો ગુપ્ત તોય રહ્યા પ્રભો મતિયેઅલક્ષ્ય અરૂપ છો.— ૩.
નિત ભક્તપ્રતિ અનહદ ઉદાર, સ્મર્યે સકલ ભવભયહરા,
તનગૌર ચર્ચિત ભસ્મથી, શિર જટાજૂટ, [3]દિગંબરા,
શુભ બાલચંદ્ર લલાટ તપતો, [4]સુરસરિતગંગાધરા,
ભ્રૂમધ્ય નિર્મળ જ્ઞાનનેત્ર તપે [5]અવિદ્યાતમહરા.— ૪.
શિર [6]જટાવેષ્ટન નાગ, કર્ણે નાગનાં કુંડલ કર્યા,
ઉપવીત બાંધે નાગનું, તન હાર નાગ તણા ધર્યા,
શોભે મનુષશિરમાલ લંબિત કંઠમધ્ય વિરાજતી,
ગજચર્મ ઓઢયું તનપરે, વામાંગ અંબા પાર્વતી.— ૫.
કરમાં [7]પિનાક, ત્રિશૂલ, ડમરૂ, ખડગ, ભિક્ષાપાત્ર, છે,
સિદ્ધાસનેથી વ્યાઘ્રચર્મ પરે વિરાજિત આપ છે,
નંદીશ આદિક ગણજનો સેવીરહ્યા બહુકાલમાં,
શિવભક્ત અતિઆરૂઢ કો દર્શન કરે દઢધ્યાનમાં.— ૬.
[8]વેશે અમંગલ, સ્વરૂપે માંગલ્યપૂર્ણ મહેશ છે,
સુરભી ગુલાબે કેવડે જયમ બ્હાર કંટકવેશ છે,

૧ અવ્યક્ત એટલે ઇન્દ્રિયો આદિ કોઇ પણ સાધનથી સ્પષ્ટ ન થાય એવા, અકથ એટલે વાણીથી ન કહી શકાય એવા, અચિન્ત્ય એટલે ચિત્તથી ચિન્તવન ન થઈ શકે એવા. ૨ વિકાર થઇ શકે નહીં એવા. ૩ દિશાઓજ વસ્ત્ર છે એવા નાગા ૪ દેવનદી ગંગા મસ્તકપર ધારણ કરનારા, અથવા જ્ઞાનગંગા. ૫ અવિદ્યાના મળ વિક્ષેપ અને આવરણ દોષોએ બુદ્ધિમાં ઉપજાવેલા અંધકારને હરનાર. ૬ જટાનું બંધન. ૭ શિવનું ધનુષ. ૮ અમંગલ છતાં મંગલ એ ઉલટ વાણી ( Paradox ) શ્રી મહાદેવના સ્વરૂપમાંજ સત્ય થાય છે.—સરખાવો—**निर्धनोऽपि सदा तुष्टोऽप्यसहायो महाबलः । नित्यतृप्तोऽप्यभुञ्जानोऽप्यसमः समदर्शनः ॥ ५४३ ॥ अपिकुर्वन्नकुर्वाण श्चाभोक्ताफलभोग्यपि । शरीर्यप्यशरीर्येष परिच्छिन्नोपि सर्वगः ॥ ५४४ ॥ वि.चू.** બ્રહ્મરૂપ થયેલા જીવન્મુક્ત મહાત્મા કે જે સાક્ષાત્ શિવ છે તેમના સ્વરૂપને માટે ભગવાન શ્રી આદ્ય શંકરાચાર્યજી પોતાના વિવેકચૂ-

અંગાર ઢાંકયો ભસ્મ જ્યમ ત્યમ છે અલૌકિકતા અતી
વ્યાખ્યા અમૂર્તપણે સકળ, પણ ભક્તિ મૂર્તસ્વરૂપની.— ૭.
અજ્ઞાનરૂપ સમસ્તભ્રમ સંહારકારક "हर" કહ્યા,
કલ્યાણરૂપે "शिव", સકળસુખદાઇ તે "शंकर" લહ્યા,
ભયરૂપ વેશ ધર્યાથકી છો "रुद्र" નામવડે યજ્યા,
સહુ દેવના પણ સેવ્ય તેથી "महादेव" કહી ભજ્યા.— ૮.
હું ચરણ મધ્યે શરણ આવી માત્ર માગું હે હરે,
નિજ ભક્તિનો અતિઉગ્રપ્રેમ ઉગાવજો મુજ અંતરે,
તે ભક્તિથી અંતઃ પવિત્ર થઇ સુજ્ઞાન ખુલે હૃદે,
પુરૂષાર્થ ચારે તુજ કૃપાથી સહજ સિદ્ધ થઈ રહે.— ૯.
[1]ભડ કામને મોહાદિ અરિયો પાપકૃતિમાં પ્રેરતા
સુવિચાર દૂર કરી દઇ કુવિચારમાં મન હેળતા,
તે દુષ્ટનું કર દહન શંમા દઇ વિવેક વિરાગને,
થઈ ઉદાસી મન [2]દૃશ્યમાં વિરમી પ્રશાન્ત બની રહે.— ૧૦.
નિજ [3]સત્યપદગમ દેઇને મુજ જન્મમૃત્યુને હરો
ભવમારથી તારી દઇ શિવ બ્રહ્મરૂપવિષે ધરો

ડામણાં ગ્રથમાં આ ઉલટવાણી લખે છે—"તે બ્રહ્મરૂપ મહાત્મા નિર્ધન છતાં પણ સદા સંતોષથી પૂર્ણ છે, સહાય વિનાનો એકલોજ છતાં અત્યંત બળવાન છે અર્થાત્ સર્વ શક્તિમાન છે, કાંઇ ખાતો કે ભોગવતો નથી તોપણ સદા તૃપ્ત રહે છે, અમંગલ વેશ તથા નિયમરહિત આચરણવાળો છતાં મંગલરૂપ બ્રહ્મનીજ અદ્વૈત દૃષ્ટિવાળો—શુભાશુભભાવના રહિત સમાનતાવાળો છે ॥૫૪૩॥ શરીરવડે કર્મો કરાતાં છતાં તે પોતે કાંઇજ કરતો નથી, પ્રારબ્ધનાં ફળ ભોગવાતાં છતાં પણ તે અક્રિયસ્વરૂપમાંજ સ્થિત થઈરહેલો હોવાથી કાંઇજ ભોગવતો નથી, સર્વની દૃષ્ટિમાં પ્રત્યક્ષપણે શરીરવાળો છે પણ પોતાની નજરમાં તે શરીરવાળો નથી, તથા શરીર જેટલી હદ—માપવાળો છે પણ પોતાની નજરમાં તે સર્વવ્યાપક અનંત છે ॥ ૫૪૪ ॥ આમ પરમહંસગતિના મુક્ત સંતપુરૂષો શ્રી મહાદેવનું જંગમસ્વરૂપ છે તથા શિવાલયમાં સ્થાપિત મૂર્તિ એ તેમનું અચરસ્વરૂપ છે.

૧ બળવાન. ૨ દેખવામાત્ર પણ ઇન્દ્રજાલના પદાર્થ જેવું, હોય નહીં તે. ૩ પરમપદનું ઓળખાણ.

ચુનીલાલની વિનતી શુણી મનના રથો દઈ મારીને
આનંદ અર્પો [1]અનવધી શિર હસ્ત મંગલ ધારીને.- ૧૧.



## ૨ प्रभातस्तवन.

( રાગ—ગરબી. ઓધવજી સંદેશો કહેજો શ્યામને-એ રાગની. )

જય જય જગપતિ નાથ હમારા આપ છો
દાસ નમે છે પદમાં વારંવાર જો,
પ્રભાતમાં સ્મરતાં સહુ કલેશ વિદારજો
પ્રવાહ સુખનો અક્ષય વહે મનમાંહિ જો.— જય જય. ૧
શરણુ છીએ પ્રભુ રંક તમારાં તો અમે
[2]વત્સલદૃષ્ટિ ધરજો અમપર નાથ જો,
પળ પળ હરિ [3]ઉન્માર્ગ વહેતાં રોકજો
કર ગ્રહી દોરવજો સતપંથની રાહ જો.— જય જય. ૨
આપ થકીજ પ્રપંચ બધો ગતિમાં દિસે
ન્યાય થકીજ વહે સઘળું ભગવાન જો,
પ્રાણીમાત્રનું પ્રભુ કલ્યાણ કરો સદા
મહાદયાળુ સદાય ન્યાયી આપ જો.— જય જય. ૩
આમ છતાં આ ડગમન તો ડગતું દિસે
આપ વિષે એને નહિં દૃઢવિશ્વાસ જો,
ઘડી ઘડી દુઃખતણા [4]ઉદ્દગારો કહાડતું
[5]અનાથ સમ રોતું ફરતું હેરાન જો.— જય જય. ૪
આપ સમર્થ તણી આજ્ઞાથી સૌ બને
[6]જે બનતું તે યોગ્ય બને મહારાજ જો,
તોપણ મન તો જરાય એ માને નહીં
કલેશ કરી રોતાં નવ આણે લાજ જો.— જય જય. ૫

૧ અવધિ અથવા પારવિનાનો. ૨ પોતાના બાલક ઉપરના માતા પિતાના સ્નેહની પ્રેમભરેલી નજર. ૩ આડે રસ્તે. ૪ નિઃશ્વાસપૂર્વક દુઃખથી નીકળેલા શબ્દો. ૫ માથે આપની સહાય નથી એમ જાણી પોતાને નિરાધાર થયેલું ગણીને એ **મન** રોતું ફરે છે. ૬ આપ મહાદયાળુ વિશ્વપતિના રાજ્યમાં સર્વ કાંઇ યોગ્ય અને જરૂર પ્રમાણેજ થાય છે.

આપ પ્રતિ કરગરીને એ છે યાચના
રાગદ્વેષ હૃદયના સર્વ વિલાય જો,
હર્ષશોક ત્યજી સમતા મનં ધારી રહે
દયા કરી એ દ્યો અમને જગરાય જો.— જય જય. ૬

## ३ क्षमापनस्तुति.

( રાગ—સિંહાનો કનરો. )

પ્રભુ તુજ નામી, કહું મુજ ખામી, માફ કરો હે અંતરયામી-ટેક.
દીન હું તિહારો દાસ અતી છું,
સ્હાય કરો દુઃખ જાય વિરામી.— પ્રભુ. ૧
આધાર તુજનો પ્રભુ એક રાખું,
તુજવિણ કોણ જપું જગસ્વામી.— પ્રભુ. ૨
દ્વયકર જોડી અરજ કરૂં હું,
પાપ પ્રલે કરી દે સુખ જામી.— પ્રભુ. ૩
મુજશિર શ્રીવર નિજકર ધારો,
થાઉં કૃતારથ દર્શન પામી.— પ્રભુ. ૪
નામતણી જપમાળ જપુંછું,
સ્મરણ ક્ષણે ક્ષણ તું બહુ નામી.— પ્રભુ. ૫
તારી કૃપાનું પાત્ર બનું તો,
ચિત્તતણી સહુ જાય હરામી.— પ્રભુ. ૬
અંતરનું પટ દૂર થઇને,
થાઓ પ્રકાશિત બ્રહ્મ સુધામી.— પ્રભુ- ૭

## ४ संकट हरवा ईशने विज्ञापना.

( રાગ—કાફી ધીરાની. )

દયાતણા સાગર રે, પ્રભુજી મારી વિનતી શુણો,
ગરીબના બેલી રે, આ દીન પ્રતિ નજર કરો—ટેક.
વિપત પડી છે પ્રભો મ્હારે ચઢાને, આ વખતે હો નાથ,
આપ વિના કો આ દુઃખ કાપે, રંકની રાખે લાજ,
કરો સહાય સ્વામી રે, આવીને દાસ ચરણે પડયો.— દયાતણા. ૧

આ તક જો ના ન્હાર થશે રે, તો તો જવાની લાજ,
લાજ ગઈ તેનું સર્વે ગયું પ્રભો, સર્વજ્ઞ છો મહારાજ,
આપ શું ના જાણો રે, આતો મારો અણીનો સમો.— દયાતણા. ૨
આ જ પળે પ્રભુ થાય કૃપા તો, જાણીશ હું છું સનાથ,
હરિ ધણી ત્યાં દુઃખ શું મારે, રહીશ નચિંતજ શાન્ત,
હુકમ હોય તેવી રે, [1]પ્રવૃત્તિ પછે કરવી પ્રભો.— દયાતણા. ૩
જો ચાલું પ્રભો પંથ અધર્મે, નાંખજો [2]રહેંશી નાથ,
ન્યાયરાહથી વર્તીશ નિત્યે, આજ્ઞા ગ્રહી શિરતાજ,
શરણમાં લ્યો ત્રાતા રે, આ બાલક તારો વિનવી રહ્યો.—દયાતણા. ૪
વિકટ પ્રસંગ ડરાવે મુજને, ન્હારે થજો જગરાય,
બાજી સરવ છે હાથ તમારે, જેમ કરો તેમ થાય
ચાહે સુખ આપો રે, ચાહે તો ધૂળધાણી કરો.— દયાતણા. ૫
જે છાજે હરિ આપનામને, દયા કે નિર્દયતા જ,
તેહ કરોને નામ પ્રમાણે. હું તો શરણ છું આજ,
હવે નથી કહેવું રે, જોવું છે પોતે શુંય કરો.— દયાતણા. ૬
યોગ્ય અને ન્યાયીજ થતા સૌ, આપતણા ઇન્સાફ,
તોપણ જીવમતીજ અધીરી, વિઘ્નભયે મહારાજ,
પ્રસંગ દેખી ડરતી રે, ભાવિ દુઃખોનાં રચી સ્મરણો. દયાતણા. ૭
કો કાળે પ્રભુ આપદાસને, થાવું પડયું ન નિરાશ,
આપ ધણીની ન્હારજ સાચી, પૂરણ સર્વ વશાજ,
અનેક ભક્તને કીધી રે, દેખુંછું ઝાઝાં દષ્ટાંતો.— દયાતણા. ૮
દીન કહાવું શીદ પ્રભુ હું, આપજ જો રખવાળ,
કોઈ પ્રકારે ભય ન ગણું હું, ભરૂં વિપતને બાથ,
હઠું શાને પાછો રે, ભરોસો મને પૂરો પુરો.— દયાતણા. ૯
પણ છો ઇશ શિરે મુજ સ્હાયક, એ વિધનો વિશ્વાસ,
દુઃખ સમે ડગતો મુજ ભાસે, હોઉં રખે હું અનાથ,
શંકા ધરી બ્હીતું રે, ચોબાજુ મન ભયને જુએ.—દયાતણા. ૧૦

૧ મન વાણી અને શરીરવડે કરાતાં કર્મ. ૨ રહેંશી નાંખજો એટલે રીબી રીબીને મારજો.

જો કે ચિત્તદૃઢાવ થવાને, મિત્ર સમું સહુ દુઃખ,
તોપણ એહ સહાય ન કેમે, કાયર વ્હીલે મુખ,
ઉલટો વિમુખ બનતો રે, સામો હું દુઃખમયજ થતો. દયાતણા. ૧૧
ભયથકી થરથરી મન જાતું, લાગતી અંતર લાહ્ય,
ડૂબતો જેમ ફસોટાને બાઝે, તેમ શોધું હું ઉપાય,
વળખાં જ્યાં ત્યાં મારૂં રે, ભજન ઈશ ભૂલી જતો. દયાતણા. ૧૨
દયા કરીને દુઃખ હણોને, એજ અરજ મહારાજ,
કાંતો ચિત્ત [1]સમત્વ ધરાવો, નિર્ભયપણું સદાજ,
સ્ફુરણ રહિત થઇને રે, વૃત્તિયો સહુ સ્વરૂપે શમે. દયાતણા. ૧૩
શરણાગતવત્સલ પ્રભુ હાવે, હસ્ત ગ્રહો અવિનાશ,
કર્મમારથી લ્યોજ બચાવી, કરી કૃપા કાંઇ ખાસ,
ચરણ શરણ રાખો રે, છું [2]માયા—ગ્રાહે હરિ હું ગળ્યો. દયાતણા. ૧૪
ઉગારો આ દુઃખ ભયેથી, અભય કરો મહારાજ,
દીન દાસની અરજ શુણીને, સદ્ય કરોને વ્હાર,
વેગે હરિ ધાજો રે, અનાથના નાથ પ્રભો.— દયાતણા. ૧૫
જાણો સર્વ પ્રભો શું કહેવું, સર્વજ્ઞને બહુ વાર,
જેહ પ્રકારે દુઃખ જઇને, સુખ સર્વાશે થાય
કરો સ્વામી એવું રે, **ચુનીલાલ** પદમાં પડયો.— દયાતણા. ૧૬



## ૯ [3]अनाथ प्रलाप

(રાગ—સીતાજીના મહિનાનો.)

નવ દેખું હરિને હું કયાંહીં, કહું કોને કયાં જઈ,
હા! હા! દૈવ, થયો હું અનાથ, હવે મારી કો ગતી,
જાણ્યું, છે મારે શ્રી જગદીશ, થશે સ્હાય સંકટે,
નહીં આવશે ઉન્હી આંચ, હરિ દુઃખ ભાંગશે.— ૧

૧ સુખ અને દુઃખને સરખાં ગણી લેવાની શક્તિ. ૨ માયારૂપી મગર. ૩ જેને કોઇની વ્હાર મદદ નથી એવા નિરાશ્રિત મનુષ્યના ઈશ્વરપ્રતિ કહાડેલા દુઃખના ઉદ્દગાર તથા સ્હાય કરવા કરેલી અરજ.

મારે શી બ્હીક છું હું સનાથ, શિરે નાથ શ્રીપતિ
સમયે મુજ લેશે ભાળ, ન આંચ અડે રતિ,
પણ શીર ધર્યું નહીં ઈશ, પડી પીડ આવીને
મહા દુઃસહ દારૂણ દુઃખ, પડ્યું મુજ દીનને.— ૨
ત્રાહિ ત્રાહિ અહો વિશ્વનાથ, કરો દૃષ્ટિ હું પ્રતિ,
હું પરે ફેરવી કેમ આંખ, હરિ દીન હું અતિ,
કેમ જીવું થઇ હું અનાથ, ગ્રહો કર હે પ્રભો
જેને માથે નહીં રખવાળ, ગતી તેની શી અહો !— ૩
હાય દૈવ હવે શું કરીશ, મને કોણ રક્ષશે
નવ સામું જુવે મુજ નાથ, ત્યજ્યું બિર્દ તો દિસે,
હવે નાથ વિના અતિ દીન, નથી કોઇ માહ્યરૂં
નીચે ધરતી ને ઉપર આભ, શિરે કોઇ ના રહ્યું.— ૪
ત્યજીયો મુજને નહીં ન્યાય, કશો દોષ માહ્યરો
આમ શું તરછોડો ઈશ, હું તો બાલ તાહ્યરો,
હોય દોષ થયા કદિ તોય, અલક્ષ થવા ઘટે
દીન અજ્ઞ પરે શો ક્રોધ, પ્રભુ સરવેશને.— ૫
થાય છોરૂં કછોરૂં તોય, પિતામાત સાંખતાં
નવ તે ત્યજતાં નિજ બાળ, વિસારી ન નાંખતાં,
કહેશો કર્મતણાં ફળ એહ, કર્યું ન અમે જરા
કર્મ થાય કયમે વિપરીત, પ્રભુ જેની સ્હાયમાં.— ૬
તમ સ્હાય વિના વિપરીત, થયાં કર્મ જો હશે
શોજ અજ્ઞતણો ત્યાં વાંક, સભાળ્યું ન બાળને
કરે બાળ યદા અપરાધ, પિતામાતા વારતાં
કદિ થાય કરી દે માફ, નહીં આમ મારતાં.— ૭
યદિ હોય [1]વિકર્મો થયેલ, નહી શર્ણ જે સમે,
તોય હાવે કરી દ્યો માફ, સંભાર્યા ઘટે ન તે
નહીં આજ્ઞાવિના હવે કોઇ, ભરીશ ડગે જરા,
પ્રભુ હું છું તમારો રાંક, રાખો હવે ચર્ણમાં.— ૮

---

૧ વિપરીત કર્મો.

આપ મ્હારે હશો સર્વશક્ત, કશા ભાર કર્મના
કેમ બુદ્ધિ અપથ્યજ થાય, પ્રભુ શિર રાજતાં
માટે દૃષ્ટિ કરો હવે નાથ, સમો ન્હોય રીશનો
હેતે હાથ ગ્રહો જગતાત, દયા ઉર લાવજો.— ૯
આવી શર્ણું પડયો છું હું ઈશ, ઉગારો કે મારજો
છો જી રૂહેમતણા ભંડાર, અનાથના નાથછો.
મુજદીન તણા રખવાળ, થજો સદ્ય હે પ્રભો
વાર વાર નમી તમચર્ણ, **ચુનીલાલ** આ પડયો.— ૧૦



## ૬ जुलमनी दांद

( રાગ—દક્ષિણી રાહની ગરબી. )

તોબા રે હાય તોબા, તોબા રે હો હરિ,
દુઃખો આ ઘોર કારી, સેહેવાયે ના જરી,
વિણવાંકે જુલ્મ આવો, થાવો શું યોગ્ય છે,
[1]સ્વચ્છંદી દૈવ તો થઈ, વર્તાવે કેરને.— ૧
ન્યાયી આ રાજ્યમાં તે, દીનોને દુઃખ શું
અંધારૂં ઘોર આવું, તે ધોળે દિન શું
શુણો ના આપ તો એ, કહેવાનું કોણને
કો આગે દાદ કહેવી, જે આપે ન્યાયને.— ૨
આવાં તો દુઃખ કો દી, ના જાયે રે સહ્યાં
સઘળાંએ વર્ષ વેઠી, દુઃખોને કહાડવાં
કો દહાડો દુઃખ આવે, તો વેઠ્યું એ જતું
નિતનું તો કષ્ટ કેમે, નહીં સ્હેવાયું જતું.— ૩
પોકારી ત્રાહિ ત્રાહિ, બહુ તોબાઓ કરી
ધાંધેડા ઢોર પાડી, દિન જાતા કષ્ટથી,
હોઈને મહાદયાળુ, પોતે એ શું સહો
લોકો તો નિર્દયી છે, શું આપે તેમ છો.— ૪

---

૧ મરજી પ્રમાણે વર્તનાર.

[1]કરૂણાના સિન્ધુની જો, સંજ્ઞાને છો ધરો
નિજ ધર્મપુત્રનાં એ, દુઃખો કાં ના હરો
કર્મોનાં એ ફળો છે, કહેતા જો એમ હો
કીધેલું કોઈ કાળે, સંભારી શું લહો.— ૫

જો વાળી ખાળિને એ, શિક્ષાઓ આપ દ્યો
અપરાધોની સ્મૃતીને, તે સાથે કાં ન દ્યો,
જો જાણું કે ફલાણા, દોષોથી આ બન્યું
ના લાગે આટલું તો, મન સજ થઇ વેઠતું.— ૬

સૌ પતિયોના પતી છો, દેવોના દેવ છો
બહુ મહિમા આપનો છે, તુલનાએ નાજ કો,
બહુ મોટા હોઈ આવા, શેં ટુંકે વેતરો
મુજ સરખા દીનને એ, કદિ માફી નાજ દ્યો.— ૭

થાકયા છે શેષ ગાતાં, મહિમા જે આપનો
તેમાં તો મૃત્યુ આવ્યાં, તે જાણે નાજ કો,
ઉપરથી સૌ સુખી છે, પણ માંહે કોયલા
દીનોની પીડની તો, નહિં કહેવાતી કથા.— ૮

શોભાઓ શહેરનીથી, બહુ રાજા રીઝતો
દુઃખી છે જયાં ગરીબો, ત્યાં આગે ના જતો
દેખાતું આપનું એ, સહુ એવું પોલ આ
મોટાઈ પાર વ્હોણી, બહુ દીનો દુઃખમાં.— ૯

બહુ મોટા આપ તોએ, અમને શું કામના
જો ભાગે ના અમારી, કો રીતે આપદા,
નવ થાશો ક્રૂર હાવે, લાવોને રે દયા
ઘટતું ના આપબાલો, પીલાતાં દુઃખમાં.— ૧૦

---

૧ આપ કરૂણાસિન્ધુ, મહાદયાળુ પરમકૃપાળુ ઇત્યાદિક નામોથી કહેવાઓ છો, ભક્તલોક તમારો અપાર મહિમા વર્ણવે છે તો તે નામ મારે માટે કેમ સાર્થક નથી કરતા?

કીધી છે સ્હાય આપે, ભક્તોને આગળે
તેથી હું આશ રાખું, કે મારી એ થશે,
કરવાને કામ તેવાં, ના મારો આશરો
દેખીને દીનતાઈ, મુજ ધ્યાને વાત લ્યો.— ૧૧

[1]શીયાળે આશરો જો, કીધોતો સિંહનો
પગલુંએ સાચવ્યાથી, ગજમાથે તે ચઢયો,
મોટાની ઓથ એવી, બહુ ભારે છે સદા
દારિદ્રયો કાઢિ નાંખે, ભાગી દે દુઃખડાં.— ૧૨

મૂગાને આપ વાણી, બક્ષોછો માગતાં
દુનિયાંના પંડિતોને જીતે તે પલકમાં,
ઓળંગે આપસ્હાયે મેરૂને પાંગળો
નિત માગું સ્હાય તોએ, મારૂં ના સાંભળો.— ૧૩

ગુણ દોષો તો બધા છે, કલ્પેલા લોકના
સૃષ્ટિમાં નાજ છે તે, સરજેલા આપના,
સહુ ધર્મો વસ્તુઓના, નિત સાથે છે રહે
ઉપયોગોના પ્રમાણે, ગુણ દોષો સૌ [2]કહે.— ૧૪

જાણીને એમ હાવે, રાખી લ્યો શર્ણમાં
મૂકીને સર્વ બાજૂ, હીસાબો કર્મના
કાઢીને દુઃખ દૂરે, સુખ આપો સર્વદા
આવે ના દુઃખ પાછું, એવી દ્યો [3]આયના.— ૧૫



૧ એક વૃદ્ધશિયાળને કાદવનો દૂર્ગમ માર્ગ ઓળંગવો હતો, તે તેની શક્તિથી અશક્ય હોવાથી તેને એક સિંહનું પગલું હાથ લાગતાં તે સાચવીને બેઠો, અને ત્યાં થઈને જતા કોઈ હાથીને સિંહની આજ્ઞા દઈ, પગલાની નિશાની બતાવી, તે હાથીની પીઠપર બેસી કાદવના તેના સામર્થ્યથી અલંધ્ય એવા દુસ્તર માર્ગને પસાર કરી ગયો. ૨ ગુણદોષ વસ્તુતઃ નહી હોવાથી તે આપની નજરમાં નહીં હોય અને તેથી દોષનો સબબ આપ ક્હાડશો નહી. ૩ આજ્ઞા.

## ૭ श्री ईशने सहाय थवा अरज.

( રાગ બિહાગની ગઝલ. )

પ્રભુજી રાખો લાજ આજે, દાસના છો ધણી,
તારો આવા દુઃખથી, પ્રભુ આપનો ગણી.— પ્રભુજી.—ટેક
શરણ છું હું નાથ મારા, દેશો ના ત્યજી,
આધાર શો હું રંકને, મુજ રાખો બાપજી.— પ્રભુજી. ૧
મારૂં તો અન્ય કો નથી, હરિ આપના વિના,
સમર્થ છો હે નાથજી, રાખોને ચર્ણમાં.— પ્રભુજી ૨
માલિક છો આખી સૃષ્ટિના, મુજ નોધારા આધાર,
છો રંકના બેલી પ્રભો, વાલી છો દાસના.— પ્રભુજી. ૩
શરણતણા પ્રતિપાળ છો, નિજજનના જીવન પ્રાણ,
હું દીન જન છું આપનો, મુજ છો પોતે માબાપ. પ્રભુજી. ૪
[1]ચાલક છો પ્રભુ [2]જગતંત્રના, વ્યાપક છો આત્મારામ,
પ્રભુ ભીડભંજન છો દાસના, શરણાગતના વિશરામ. પ્રભુજી. ૫
શરણ પડયો છું હું આપને, ઉગારોને મહારાજ,
વ્હારે થજો મુજ દીનની, હે દાતા ગરીબનિવાજ. પ્રભુજી. ૬
અપરાધો કરીને માફ સૌ, આપીને નિર્ભય દાન,
ભવથી બચાવો બાપજી, પદમાં રાખો ચુનિલાલ. પ્રભુજી. ૭



## ૮ भवदुःखथी उगारवा प्रभुने विज्ञापना.

( રાગ—માઢ. )

આ ભવદુઃખમાંથી ઉગારો રે, [3]જગત્રાતા હે હરિ—ટેક.
ઝાડ ઉગ્યાંછે દુઃખનાં રે, માથે પડી ગઈ તાળ,
સુખની આશા ધરી ધરી થાકયો, દુઃખનો નાવ્યો પાર રે-જગત્રાતા. ૧
સુખ સંસારવિષે ન મળે પણ, તેહ થકી ન છુટાય,
આપસ્વરૂપનું ચિન્તન કરતાં, સંસાર આવી ભરાય રે- જગત્રાતા. ૨

૧ ચલાવનાર. ૨ જગતરૂપી કારખાનાના. ૩ જગતનું રક્ષણ કરનાર.

અલ્પજ્ઞતા પરતંત્રપણું, જગચિન્તનથી જ પમાય,
જાણ્યું તથાપિ [1]અખંડિત વૃત્તિ, આપવિષે ન કરાય રે જગત્રાતા. ૩
નિજ પુરૂષાર્થબળે ન શકયો ત્યજી, [2]દૃશ્યઉપાસના નાથ,
આપકૃપા વિણ સાધ્ય નથી એ, કીજે દયા ગ્રહી હાથ રે. જગત્રાતા. ૪
આ દુઃખના મહાકૂપ થકી, એક આપ ઉગારણ નાથ,
ફરી ફરીને પદમાં પ્રણમું છું, શરણ લીયો મહારાજ રે. જગત્રાતા. ૫
વાસના અંતર સૂક્ષ્મ રહી તે, તાવતી વારંવાર,
આપ પદે હું ચઢું ચઢુંને, પાડી દીયે ક્ષણમાંહ્ય રે. જગત્રાતા. ૬
કારમી અદૃશ્ય એહ રહી તે, કેમે કરી નવ જાય,
ખાસકૃપા કરીને મુજ ઉપર, શાન્ત કરો સુખ થાય રે. જગત્રાતા. ૭
વાસના વ્હોણું ચિત્ત થયા વિણ, [3]એકાગ્રતા ન સધાય,
દૃશ્યસ્મરણ વિક્ષેપ કરાવી, ભંગ કરે પળમાંહ્ય રે. જગત્રાતા. ૮
[4]નિર્વાસન મુજ ચિત્ત કરીને, આપ પદે ઠ્યો નાથ,
શરણ લઇ હું દીન [5]શિશુને, [6]ભીતિ હણો મહારાજ રે. જગત્રાતા. ૯



## ૯. શરણમાં લેવા ઇશને વિનતિ.

(રાગ—પદ. જીવ તું શિદને ચિન્તા ધરે—એ લય.)

શરનમેં લેના અબ સરકાર, હમેં તો ગુલામ હે લખવાર,
કસુરકા હિસાબ કયા કરના, માફ કર દીજે અબ સરના.–ટેક.
મનકું આપ ચરનમેં રખલો, [7]નાથ દીયો ભગવાન,
મસ્ત સાંઢસા બના હરામી ખુંદત [8]ખેત તમામ.– શરનમેં. ૧
બાંધ બાંધ મેં થકા ઉનુંકું, ફિર ફિર વો ભગજાય,
પ્રીત લગી ઉનકું વિષયોમેં, સુખ ગિન ગિન ઉસ ન્હાય. શરનમેં. ૨

૧ એકધારરૂપ થયેલી વૃત્તિ. ૨ દેખાવા માત્ર પણ ખરી રીતે નથી એવા સંસારના પદાર્થોનાં સ્મરણ. ૩ ચિત્તની લક્ષ્યમાં થયેલી સ્થિરતા. ૪ વાસના કે તૃષ્ણા વિનાનું ૫ બાલકને. ૬ ભય-ડર. (જન્મમરણાદિક ભય). ૭ નાકમાં દોરી ઘાલીને જનાવરને નાથે છે તેમ નાથીદ્યો. ૮ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ એ પાંચ વિષયોરૂપી ખેતરોમાં પાંચ ઇન્દ્રિયો મારફત પેસી બિગાડ કરે છે.

વિવેકબુદ્ધિ સમજ દે તોભી, ગણુકારત નહીં નામ,
[1]સંસૃતિ, દુઃખ, અધમતા, ભોગત, ફિરહિ કરત વો કામ. શરનમેં. ૩
મુજસેં હો ન સકે વશમેં વો, જોરતહું દ્વય હાથ,
આપહિ ઉનકું કબજ કરીકે, મિઠાયદો પ્રભુ પાસ. શરનમેં. ૪
અનન્ય દિલસેં આપ ચરનમેં રહના ચહુ હમેશ,
ચઢત શરનમેં ફિરફિર પાડત, મન મોકું [2]અખિલેશ. શરનમેં. ૫
આજતલક નહિં જીત સકા હું, વો મનકું મહારાજ
અબકેહી કર કહા સકુંગા, છોડ ખડા હથીયાર. શરનમેં. ૬
**ચુનીલાલ**કી અરજ સુનીકે, સબ બિઘનન કર નાશ
અનન્યભક્ત બનાદો મુજકો, અન્ય નહીં કછુ આશ. શરનમેં. ૭



## ૧૦ શ્રી ઈશ પાસે હૃદયબલની માગણી.

( રાગ—કંથ બિન રહી અકેલી મેરી જાન—એ લય. )

પતિતને તારો હે ભગવાન (૨), દેઈ હૃદયબળ દાન–પતિતને-ટેક.
આપ પદે હું આવી પડયો છું, હસ્ત ગ્રહો મહારાજ,
મર્કટમન તો ખાળ્યું ન ખળતું, ઘો બળ ગ્રહવા આજ–પતિતને. ૧
આપસ્મરણમાં ચૂક પડાવે, દૃશ્ય સ્મરી સ્મરી નાથ
કોઈ પ્રકારે કહ્યું ન માને, ગ્રહે વિષયનો પાથ– પતિતને. ૨
[3]નિર્વિકાર પદ ચઢું ચઢું ને, પાડી દીયે ક્ષણ માંહ્ય,
સાવધ રહેવા નિશ્ચય રાખું, તોપણ ગફલત થાય– પતિતને ૩
ખાસ જરૂર છે આપમદદની, વિઘ્ન ન થાય કદાય,
જાગૃતિ [4]નિજની હોઈ નિરંતર, ભૂલ કદી ન કરાય.–પતિતને. ૪
કયાંલગી મુજને કલ્પિત વિષયે, ભ્રમાવશો જગરાય,
જાણી શિશુજન દયા કરીને, લ્યો શરણે ભય જાય.–પતિતને. ૫
અંતરમાં બહુ ગુપ્ત રહે છે, [5]ભોગતષ્ણા [6]લયપ્રાય,
આવીમળ્યે કોઇ [7]બોધકહેતુ, સજીવ તે ઝટ થાય.– પતિતને. ૬

૧ જન્મમરણ. ૨ સર્વ અનંતકોટી બ્રહ્માંડોના અધિપતિ. ૩ અચળ એવા નિરંજન સાક્ષી સ્વરૂપમાં. ૪ પોતાના અસંગ નિર્લેપ સ્વરૂપની. ૫ ભોગો સંબંધી લાલચ. ૬ મરી ગયેલી જેવી. ૭ જગાડનાર કારણ.

કોઇ ક્ષણે તે બોધે શમતી, બોધ નમે કોઈ કાળ.
જ્ઞાન છતાંએ સમજણુને ત્યાં, લેખવતી ન જરાય. પતિતને. ૭
વિકારહેતુ જ્યાંલગી નિકટે, મુલ્તવી બોધ રખાય,
તેહ જતાં તો જ્ઞાનપ્રયોગી, ઝટ તૃષા શમી જાય. પતિતને. ૮
સર્વ સમજતાં નિશ્ચય કરતાં, અચળ અને અવિકાર
નિત્ય પ્રતિ ના રહી શકું હું, વિઘ્ન હણો કરી વ્હાર. પતિતને ૯



## ૧૧ मायाबलथी रक्षवा प्रभुने विनति.

( વસંત તિલકાવૃત્ત )

રે નાથ આ દુઃખદ મોહ થકી ઉગારો,
ભૂલ્યો તમારી ઠગજાલવિષે ફસાયો,
માયા પ્રભો અધમ ને [1]જડમોહકારી,
શાને ઘડી જગતસર્વ હૃદે થનારી.— ૧

એતો ઠગારી [2]તમમોહજ [3]સારનારી,
સદ્ધર્મ કર્મ સઘળાંજ ભુલાવનારી.
દુઃખે રચ્યાં સુકૃત સર્વ ડુબાવનારી
દુષ્ટકર્મમાં કરગ્રહી છળી પાડનારી.— ૨

છે [4]દૃશ્યમાત્ર પણ સત્યસમી જણાતી,
હોવાપણે નથી તથાપિ અછંગ વ્યાપી,
પ્રત્યક્ષવત્ સરવને સઘળે રહેલી,
એવી વિચિત્રકૃતિ કેમ પ્રભો કરેલી.— ૩

દુર્ગુણને સદ્દગુણો સમજાવતી એ,
સત્પંથ છે જણાવીને કુપથે ચલાવે
ઉંચા કુલીન તણી ટેક કઢાવી નાખે
સર્વેહૃદે કપટ ને ખળતાજ વાસે.— ૪

---

૧ મુખાંધ ભરેલો મોહ કરાવનારી. ૨ આંધળો મોહ. ૩ પાથરનારી.
૪ દેખવા માત્ર મૃગજળ જેવી.

[1]દુર્વાદઆગ્રહ જનો મનમાં વધારે,
[2]પાણ્ડિત્યમાન મન મૂર્ખતણે અણાવે,
શ્રદ્ધા સુશાસ્ત્ર સહુમાંથી ઉઠાવી દે છે
સદ્ધર્મબુદ્ધિ [3]વિપરીત વિષે ધરે છે.— ૫

હૈયાં નિરંકુશ મનુષ્યતણાં બનાવે,
મોહી સુધીરજનને ભ્રમણે ચઢાવે,
દુષ્કર્મનો ભય હ્રદેથી કઢાવી નાંખે.
બુદ્ધિ શુભાશુભતણી પણ દાબી નાંખે.— ૬

શો મોહ આવી વળગે અણચિન્તવ્યો કે,
સૌ નિશ્ચયો ડુબવીને મનને ભ્રમાવે,
વૃત્તિ બહૂ દ્દઢ થયેલી ચળાવી નાંખે,
લૈ પાશમાં ફસવીને સપડાવી દે એ.— ૭

ના ઇચ્છીયે તદપિ કામ કરાઇ જાય,
જાણી અયોગ્ય મનમાં કરતાં જવાય,
પૂરૂં થયે પુનરપી મન ભાન આવે,
હા! ધિક્ક! આ મુજથકી થઇ શું ગયું રે.— ૮

પ્રસ્તાવ થાય બહુએ પણ કામનો શો,
જે છે થયું નહિ થતું કદિ અન્યથા તે,
એ જ્ઞાન પાછળતણું કંઇ કામ નાવે,
[4]કર્માનુસારી ફળ ભોગવવાનું આવે.— ૯

શું અંધ થાય મન મોહવિષે ભ્રમીને,
કે ઘોરદુઃખ પણ વિસ્મરતું ફરીને,
અત્યંત કષ્ટ વિલપી બહુકાળ વેઠે,
તોએ ફરી જડ જતું વળી તેજ ઠામે.— ૧૦

૧ મિથ્યાવાદની ખેંચતાણ–વિતંડા–પંડિતપણાનું અભિમાન. ૩ શાસ્ત્રમાં મના કરેલાં કામોમાં. ૪ કર્મની પાછળ જનારૂં ફળ–બીજને અનુસરીને તેની જાત પ્રમાણે ઝાડને તેના વખતે ફળ થાય છે તેમ.

એવી દશા જનતણા મનની કરીને,
ખેંચી લઇ મતિજ અંધ બનાવી દૈને,
થૈને [1]અધઃપતન કારણુ સર્વ ઠામે,
વ્યાપી રહી ભગવતી જગનાયિકા એ.— ૧૧
એવી તમારી ભ્રમજાલ વિષે ફસ્યો હું,
કાઢો પ્રભો કરૂણુ થૈ દુઃખમાં સડયો હું,
અત્યન્ત ઘોર અતિ ગાઢ વિપત્તિયો હું,
થાકયો સહી સહી નહીં વિરમ્યો હજી હું.— ૧૨
આ દુઃખની હદ કંઇ કરી છે પ્રભો કે,
[2]કલ્પાન્તકાળ લગી ના વિરમે કદી એ,
આયુ બધું તમવિષે અળપાવવાનું,
[3]અસ્તિત્વ [4]અર્થહિન આ નરદેહ કેરૂં.— ૧૩
જો કાળ આ સકળ મોહવિષે જવો છે,
શો લાભ તો મનુષનું તન પામીને એ
પક્ષી અને પશુ નથી અળપાવતાં કયાં
મોહાન્ધકાર મહિં આયુ બધું બિચારાં.— ૧૪
આ મોહ ભાન હણીને ભુલવે મહત્તા,
પાડી જ દે ઊપરથી પણ જોત જોતાં,
નીચે ઉતારી દઇને ભુલમાં ભમાવે,
દુઃખો મહાવિકટ દુઃસહ ને સહાવે.— ૧૫
એ મોહસિન્ધુજળમાંહિ ડુબી ગયો છું,
હું છેક ઈશ તળીયે જઈ બેસીયો છું,
મારા બળે ન નિકળી શકતો હજી હું,
હાવે પછીય નહિં છે નિકળાય એવું.— ૧૬

૧ પડતીનો હેતુ—માયાના અંધમોહથીજ માણુસ જડ અને વિકારી છતાં મિથ્યા એવા જગતને વળગે છે અને અમૂલ્ય મનુષ્યદેહ ફોકટ ગુમાવી નાંખે-છે અને જન્મમરણુના ફેરા કાયમ રાખે છે, એવી હબક ખાઈ જવાય એવી ભૂલ કરેછે. ૨ બ્રહ્માનો આખો દિવસ અથવા મૃત્યુલોકના ૧૦૦૦ યુગ જેટલો વખત. ૩ હયાતી. ૪ ફાયદા વિનાનું.

ક્યાં મોહસાગર અપાર અગાધ આતો,
ક્યાં [1]મંદશક્તિજન હું તરવા ચહાતો,
અદ્યાપિ વિશ્વમહિં આપકૃપા વિના કો,
છે ના શક્યો તરી પછી મુજ આશરો શો.— ૧૭

જ્યાં કામ ક્રોધ મદ લોભ ભયાદિ [2]ગ્રાહો.
[3]સંમોહ [4]બુદ્ધિભ્રમ આદિ રહ્યા [5]વિવર્તો,
ત્યાં શું ગજું મુજતણું [6]અસહાય જાવા,
માયા મહાજળનિધિ તરી તીર ન્હાવા.— ૧૮

આપો દયા કરી જ [7]સત્યવિવેકહોડી,
વૈરાગ્યનો શઢ મહા જબરો ચઢાવી,
વાયુ અનુકુળકૃપાબળનો ચલાવી,
તીરે અપંગ જનને હરિ દ્યો ચઢાવી.— ૧૯

જો આમ અદૃઢપણું મનનું રહે તો,
જો ચિત્ત દુર્બળ થઈ વિષયો ચહે તો,
જો વૃત્તિયો ન નિત [8]લક્ષ્ય ભણી વહે તો,
હું [9]સંસૃતિતિમિરમાં જ રહું વહેતો.— ૨૦

આવી મહાબળવતી જગમોહશક્તિ,
ના આપપક્ષ વિણ જીતી શકાય કોથી,
છો યોગસિદ્ધ જન ચિત્ત ગુમાન ધારે,
ટોચેથી એ રમતમાં ગગડાવી પાડે.— ૨૧

એ શક્તિ આપવિણ કો બળને ગાંઠે,
દેવો ઋષિ મનુષ સૌ પગહેઠ ચાંપે,
બ્રહ્મા હરિ શિવસમા નચવ્યા જ નાચે,
ત્યાં હું ગરીબજનનું ન જ કાંઇ ચાલે.— ૨૨

---

૧ થોડી શક્તિવાળો માણુસ. ૨ મગરો. ૩ અજ્ઞાનથી થયેલા વિષયના રાગની ભારે કેફ. ૪ બુદ્ધિની ઉંધીસમજણ. ૫ વમળ અથવા ભમરા. ૬ મદદ વગર એકલાં. ૭ આત્મા અને અનાત્માના સ્વરૂપના સત્યબોધ રૂપી હોડી. ૮ ધ્યાન કરવા યોગ્ય પરમાત્મસ્વરૂપ તરફ. ૯ સંસારરૂપી માયાના અંધકારમાં.

એ મોહશક્તિબળ દેખી [૧]અસંખ્ય સૌથી,
ત્રાસી ગયો હૃદયમાં ભય લાગવાથી,
હાંજા ગયા ગગડી ભાગીગયા પગો ને,
હેઠાં પડ્યાં કરથકી હથીયાર સૌએ.— ૨૩
આવ્યો પ્રભો શરણમાં શિર હસ્ત મૂકો,
હું દીન ઈશ બહુ આશ્રય અન્ય ના કો.
માયાપતિ [૨]શબલબ્રહ્મ પ્રભુ તમે છો,
માયાનું [૩]આવરણ હુંપરથી ખશેડો.— ૨૪
[૪]વિક્ષેપમાત્ર મનના ઝટ લીન પામે,
ચિત્તસ્થિતિ અચળ એકજ લક્ષ્યમાં રહે,
અજ્ઞાન ભ્રાન્તિ હૃદયેથી સમસ્ત જાય,
સર્વત્ર આપ હરિ વ્યાપક દૃષ્ટ થાય.— ૨૫
હું આપથી નથીજ ભિન્ન કદાપિકાળે,
તોએ ન ઐક્ય મતિમાં ઉતરે લગારે,
ના આપ કે મુજ સ્વરૂપ પિછાન ભાસે,
અંધારકૂપમહિં હું પડિયોજ સાચે.— ૨૬
છો આપ સત્ય વિભુ નિત્ય અખંડ સ્વામી,
હું તો રહ્યો [૫]અણુછતો પ્રભુ આપમાંહીં,
જૂદો પડી રખડતો કર ઈશ સાહો,
મિથ્યાઅહં મુજનું આપવિષે વિલાવો.— ૨૭
વેઠ્યા ન જાય હરિ દુઃસહ કર્મમારો,
[૬]નિઃસીમ જન્મમરણોની [૭]પરંપરાઓ,
અજ્ઞાન ટાળી પ્રભુ જ્ઞાનરવિ ઉગાવો,
દ્યો મોક્ષનો થઇ દયાળ અલભ્ય લ્હાવો.— ૨૮

---

૧ હદ્દ વિનાનું કે પાર પામી ન શકાય એવું. ૨ ઈશ્વર—સર્વજ્ઞ સર્વશક્તિમાન અને સર્વવ્યાપી એવા જગતના કર્તા ધર્તા, અને હર્તા સ્વરૂપ પરમાત્મા. ૩ પડદો—ઢાંકણ. ૪ વિક્ષેપ એટલે ઘડી ઘડી એકાગ્રતાનો ભંગ કરી વિષયો ભણી ચિત્તનું દોડવું તે—ચિત્તની અસ્થિરતા. ૫ ન હોય છતાં ભાસનારો. ૬ મર્યાદા વિનાની—અસંખ્ય. ૭ લ્હારો (trains).

દુઃખોભર્યો કરી શકીશ ન હું તપોને.
ના યજ્ઞ મંત્રજપ શાસ્ત્રવિધાન કોએ,
નિર્દોષ સત્ય ગરિમાઈ અપાર જાણી,
આપો અભેદ પદમાં [1]મુજ પ્રેમ આણી.— ૨૯



## ૧૨ प्रभुने सहाय करी शरणमां लेवा अरज.

( રાગ—રામગ્રી. )

સહાય થજો રે [2]વિશ્વાતમા, ઈશ હો વિશ્વનાથ,
વ્હાર કરો રે હો શ્રીપતિ, ધરો કર શીર નાથ.— સહાય. ૧
[3]અધમઉદ્ધારણ નામ તું, રે જગતારણ બાપ,
હું તુજને રે નમી કહું, ટાળો ભવભયતાપ.— સહાય. ૨
મન મુજ તો સ્થિર થાય ના, જરી રહેતું ન હાથ,
જડ શરીર તો શું કરે, ચાલે ચલવ્યું અનાથ.— સહાય. ૩
હોંસ હૃદે જે પ્રભુ મળે, પડુ તેને હું પાય,
શિર મૂકું જઇ ચર્ણમાં, હરિ ફેરવે હાથ.— સહાય. ૪
શું કરવું તે સૂઝે નહીં, શાથી તમને પમાય,
ભક્તિ પ્રભુ તારી શી રીતે, નહીં મારગ ભળાય.— સહાય. ૫
કર્મથકી મળતા નથી, નહીં તપથી પમાય,
વેદ ભણ્યે પણ ના મળો, થાયે કોણ ઉપાય.— સહાય. ૬
શું કરીયે જે તમે મળો, નહીં તે મુજ ભાન,
તે કરવું તુજને ઘટે, ઈશ હું અજ્ઞાન.— સહાય. ૭
આપ તણાં ચરણ પામવા, ભક્તિ છે મોટું દ્વાર,
જાણ્યુંજ તેથી તો શું વળે, હૃદયે ઉદય ન થાય.— સહાય. ૮
દોષ વસ્યા પ્રભુ ચિત્તમાં, તે તો કાઢયા ન જાય,
રાખો હરિ મુને શરણમાં, દીન કયાં અથડાય.— સહાય. ૯

૧ મને. ૨ વિશ્વના અંતર્યામી આત્મા. ૩ પાપીઓને પણ તારનાર.

ગુણ કે દોષો ન આપને, [1]સમ છો મહારાજ,
મદદ કરો જઈ ચોરને, લાગી પ્રેમની દાઝ.– સહાય. ૧૦
કરૂણ થવું ઘટે આપને, હું તો પામર બાળ,
ભૂલ કરૂ તેતો ના સૂઝ્યે, હસ્ત ઝાલો દયાળ.– સહાય. ૧૧
અધિક કથ્યેથી તે શું હવે, નથી બીજી કો આશ,
પ્રભુ મળો એજ છે હૃદે, તૂટે ભવ ભય પાશ.– સહાય. ૧૨
નમન કરૂં હું વળી વળી, ફરી ફરી લાગું પાય,
શરણ વિષે લ્યો આ રંકને, પરમ દયાળુ નાથ.– સહાય. ૧૩



## ૧૩ मनोनिग्रह माटे परमात्मानो मागेलो मदद.

( રાગ—ભરથરીનો. )

થઈ ન શકે સત્કર્મો અરે, મિથ્યા દિન ગુજરી જાય જી,
વિઘ્ન ક્ષણે ક્ષણે આવીને, કરવા દે ના જરાય જી. થઇ ન શકે. ૧
આયુષ તો વહી જાય છે, [2]ભગ્નઘટથી જયમ જળ જી.
પ્રતિદિન ક્ષીણ થતાં જઇ, એળે નરદેહ જાય જી. થઈ ન શકે. ૨
મનઠગ તો માને નહીં, ઘડી ઘડી વિષયે ધાય જી,
હૃદયભણી પાછું વાળતાં, છટકી છટકી જાય જી. થઈ ન શકે. ૩
ઈષ્ટિભજનમાંહીં રોકતાં, કરતું જગના વિચાર જી,
બળ કરીને ખેંચી ઝાલતાં, નિદ્રામાં પેસી જાય જી. થઈ ન શકે. ૪
[3]સંયમ ક્રમ માંહીં યોજતાં, સ્થિર ના રહેતું લગાર જી,
ક્ષણ ક્ષણમાં નાસી જાય છે, નીચ અનાડી એ જાત જી. થઈ ન શકે. ૫
ઘડી ઘડી પકડીને ઝાલીએ, ગાફલ કરીને પળાય જી,
[4]જાગૃતતા પાછી આવતાં, નાસી ગયલું જણાય જી. થઇ ન શકે. ૬
મદદ કરોને હો જગપતિ, વિઘ્નહર દીનનાથ જી,
મન ચંચળ સ્થિર થાય ના, બળ દ્યોને મહારાજ જી. થઇ ન શકે. ૭

---

૧ જેમને ગુણ કે દોષ સારૂં કે નઠારૂં એવું દ્વૈત નથી એવા–શુભાશુભ ઇત્યાદિક દ્વૈત લોકોનું કલ્પેલું છે ઇશ્વરસૃષ્ટ નથી. ૨ ભાગેલા ઘડામાંથી. ૩ ધારણા ધ્યાન અને સમાધિની સાધનાના પ્રકાર. ૪ સાવધાનપણું.

તનુજ તમારૂં હું રાંક છું, અન્ય નહીં કો આધાર જી,
શરણુ પડયો આવી ચરણુમાં, લ્યો ઉગારી દયાળ જી. થઇ ન શકે. ૮
અરજ શુણે કોણ દીનની, કોણ થાયે સ્હાય જી,
કોણ ધરે કર મસ્તકે, આપ વિણ જગરાય જી. થઇ ન શકે. ૯
વિઘ્ન વિડારોને તાતજી, કરગરીને કહું આજ જી,
તમવિણુ કહું જઈ કો કને, શાને કરતા અનાથ જી. થઇ ન શકે. ૧૦
છો શિરપર સ્વામી રાજતા, વિઘ્ન તોએ ન જાય જી,
[1]બિરદતણી લાજ આપને, નામ શ્રીનું લજાય જી. થઈ ન શકે. ૧૧
નિજ જન મુજને કાં ના ગણો, કાં નહિં ચઢના વહાર જી,
અભય કરી કેમ ના જ દ્યો, દ્યો શેં વિઘ્નને જાગ જી. થઇ ન શકે. ૧૨
અણુજાણ્યું શું સર્વજ્ઞને, [2]સર્વગને શું છે દૂર જી,
શ્રમ શાનો સર્વશક્તને, શાને ધરતા ન શિર જી. થઇ ન શકે. ૧૩
વાંક ગુન્હાની ક્ષમા કરો, પરમદયાળુ છો આપ જી,
રંક [3]તનુજને લ્યો [4]અંકમાં, શિરપર ફેરવો હાથ જી. થઈ ન શકે. ૧૪
રડવડતો નવ રાખશો, કરો શરણે સનાથ જી,
આશ્રય ના અન્ય આપથી, આપ માત ને તાત જી. થઇ ન શકે. ૧૫
મુજ બળથી ના ચઢી શકું, આપો બળનો આધાર જી.
દીન **ચુનીલાલ** તારજો, કરી પોતાનો ખાસ જી. થઈ ન શકે. ૧૬



## ૧૪ વ્હારે ચઢવા પ્રભુને વિનતિ.

( રાગ—ભૈરવી. )

દીનના ધણી પ્રભો, વહારે ચઢો.—ટેક.
શરણુ પડયો છું, મુજ પ્રતિ ભાળો રે,
અનાથ હરિ મુજને ન કરો.— દીનના ધણી. ૧

---

૧ આ શ્રીહરિનો ભક્ત છે એવું હરિના નામનું ઝાલેલું બ્હાનું. ૨ સર્વવ્યાપકને. ૩ બાલકને. ૪ ખોળામાં.

કોણુ કને જઇ, મન મુજ ખોલું રે,
શુભમતિ કોણુ દીયે સમયે.— દીનના ધણી. ૨
અયિ જગત્રાતા, હો પિતુ માતા રે,
કોણુ ગ્રહે કર તું વિણુ તો.— દીનના ધણી. ૩
તમવિણુ હોયે, કો સર્વજ્ઞજ રે,
જે ભુલવે ભ્રમ આ જગનો.— દીનના ધણી. ૪
જો શરણે ના, લ્યો મુજને તો રે,
ફોકટ આ નરદેહ જવો.— દીનના ધણી ૫
નિર્લજ મન આ, વિષયે ભટકે રે,
સ્વરૂપ પ્રતિ ધરવા બળ દો.— દીનના ધણી. ૬
ઇન્દ્રિયગણુ સૌ, સ્વસ્થ હજી છે રે,
શક્તિમતી મતિયે હજી છે.— દીનના ધણી. ૭
આ તક જો ના, ઉદ્ધાર થશે મુજને,
ઘડપણુમાં નહીં કામતણી.— દીનના ધણી. ૮
ઘડી ઘડી કરીને, આયુ જતું વહી રે,
નેક નહીં ત્રળી દેહ તણો.— દીનના ધણી. ૯
ભક્તિ હૃદયમાં, દો તમ પદની રે,
મરણુતણુા ભયને હણુવો.— દીનના ધણી. ૧૦
શરણુ પ્રભૂજી, મુજને રાખો રે,
હું તમને નમીને કગરૂં.— દીનના ધણી. ૧૧
[1]મૃગજળજગમાં, ડૂબી જતો હું રે,
ખોટું છતાં ભયથી થથરૂં.— દીનના ધણી. ૧૨
આપ પદે લઈ, અભય કરી દો રે,
આપ વિના નહીં કો મુજને.— દીનના ધણી. ૧૩
સત્યજ્ઞાનને, દ્યો સમજાવી રે,
અજરામર પદ દોજ હવે.— દીનના ધણી. ૧૪



૧ ઝાંઝવાંના પાણી જેવા મિથ્યા જગતમાં.

## ૧૯ શરણમાં લેવા ઈશને વિજ્ઞાપના.

(રાગ—ગરબા. ઓધવ નંદનો છોરો તો નમેરો થયો જો-એ લય.)

શરણ લીજીએ પ્રભુજી હદ થઈ હવે જો,
[1]કરૂણદષ્ટિ દીનજન ભણી થવી ઘટે જો.- શરણ. ૧
છતે નાથ હું અનાથ નવ સહાય એ જો,
શુણી વિલાપ મુજ ન આપ મન દયા વસેજો.- શરૂણ. ૨
કરૂં શુંય જે થકી પ્રસન્ન પ્રભુ થશો જો,
જ્ઞાન તેય નહીં રંકને કરાય શું જો.- શરણ. ૩
વિલપી વિલપી થાકતાં ન આપ રીઝીયા જો,
વાંક શા વસ્યા હૃદે ન જાય જાણીયા જો.- શરણ. ૪
કરૂં નમન હાથ જોડી દીનતા ગ્રહી જો,
ખોળા પદસમીપ પાથરી કરૂં [2]નતી જો.- શરણ. ૫
સમય આ જતો વહી વૃથા અમૂલ્ય શો જો,
આપ વિણ ન સુખસમો કદીય છે થવો જો.- શરણ. ૬
હું તો દાસજન પ્રભુજી વાંક પણ હશે જો,
સ્વામીપદતણું મહાત્મ્ય ક્ષમા અર્પવી જો.- શરણ. ૭
મનની સર્વ પ્રભુજી જ્ઞાનસ્વરૂપ જાણતા જો,
પછી શું કહ્યે વિશેષ આપને હવાં જો.- શરણ. ૮
નથી અજાણી શક્તિ મારી આપને હરિ જો,
પછી શી તપાસવાની કૃતિ હું તણી જો.- શરણ. ૯
નહીં અન્ય કો ઉપાય જાણું શર્ણનો જો,
દયા લાવી ખોળે દીન જાણી લ્યો મુને જો.- શરણ. ૧૦
આવી પદસમીપમાં પડયો ઉઠું નહીં જો,
કરી [3]ત્રાગું ભીખ લેવી એહ આપથી જો.- શરણ. ૧૧
શરણ લ્યોજ એહ યાચના ગરીબની જો,
કૃપા થાય નિજ ગણ્યાની ઉઠું તોજ હું જો.- શરણ. ૧૨
સ્હાય તેમ છો થતું ન ચરણ છોડવા જો,
શિદ ઉપાય અન્ય આદરૂં હરિ હવાં જો.- શરણ. ૧૩

૧ દયા ભરેલી નજર. ૨ નમન-પ્રણામ. ૩ જીવખાઇને માગવું તે.

આપશરણ વિણ જણાય જીવન રદ્દ સમું જો,
ધિક્ક જીવવું યદા ન આપનો થઉં જો.- શરણ. ૧૪
જાણી દાસની વ્યથા કૃપા હવે કરો જો,
લ્હાવો દ્યો સ્વરૂપનો કૃતાર્થ થાઉં તો જો.- શરણ. ૧૫
શુદ્ધ જ્ઞાનતત્ત્વ આપનું સ્વરૂપ છે જો,
અતિમહાન સર્વવ્યાપી સર્વશક્ત છે જો.- શરણ. ૧૬
પ્રાણિમાત્રના આધાર ઈશ આપ છો જો,
જગત સર્વ છે વિલાસ માત્ર આપનો જો.- શરણ ૧૭
સર્વદા સમીપ તોય નજર ના પડો જો,
ખોળી ખોળી થાકતાંય હાથ ના ચડો જો.- શરણ. ૧૮
હૃદયમધ્ય દરસતા બધેય છો કહ્યું જો,
તેથી ખોળવું હૃદેવિષેજ આદર્યું જો.- શરણ. ૧૯
લક્ષ ઠેરવી બહૂ પ્રકાર શોધીયા જો,
પણ ન જાઓ લહ્યા ગુપ્ત અજબ છો રહ્યા જો- શરણ. ૨૦
સ્વરૂપદરશ વિણ હઠે ન ભ્રાન્ત ભિન્નતા જો
દરશ ના પમાય પ્રગટ, વિણ હરિકૃપા જો.- શરણ. ૨૧
કૃપા જો હવે ન થાય બિરદ તો ગયું જો,
જાણીનેય હવે કયાં લગી તપાસવું જો.- શરણ. ૨૨
એક વાર તો ઘટે હૃદે પધારવું જો,
સ્વરૂપ દરશ દેઈ ચિત્ત પૂર્ણ ઠારવું જો.- શરણ. ૨૩
છોજ સકળવ્યાપ્ત પણ નલહ્યે શોધતો જો,
દરશપ્રેમથી પ્રયત્ન નિત્ય યોજતો જો.- શરણ. ૨૪
શ્રુતિ કહે [1]અભિન્ન તું થકી હરિ રહ્યા જો,
છે [2]સ્વયંપ્રકાશ ગુપ્ત હોય ના કદા જો- શરણ. ૨૫
ફાંફાં તોય મારતો પ્રભો ન ઓળખી જો
મુજ અભિન્ન તોય ઓળખું ન શા થકી જો- શરણ. ૨૬

૧ જૂદા નહીં એવી રીતે ઓત પ્રોત વ્યાપ્ત. ૨ પોતાના પ્રકાશ માટે જેને કોઈ સાધનની અગત્ય નથી તથા સર્વને પ્રકાસે છે એવા.

હવે શરણુમાં લઇ સ્વરૂપ દાખવો જો,
ગમે તેમ તોય હું પ્રભુજી આપનો જો- શરણુ. ૨૭
નાજ જપતપાદિ પૂજનાદિ જાણુતો જો,
ઉભય હાથ જોડી શિરજ ચરણુ લાવીયો જો- શરણુ. ૨૮
વિરહ ના સહાય છું અતીવ આકળો જો,
**ચુનીલાલ** શરણુ દેઇ નિજતણો કરો જો- શરણુ ૨૯



## १६ हृदयमां प्रगट थवा ईशने अरज.

(રાગ. ગરબો-પ્રથમ પાર્વતીના પુત્રને પાયે નમું રે લોલ એ લય.)

હરિ હૃદયમંદિરે હવે પધારજો રે લોલ,
સ્વરૂપસ્વાદ આપદાસને ચખાડજો રે લોલ;
નિધિ પ્રેમનો અપાર ઉલટાવજો રે લોલ
[1]નિજાનંદનો અખંડ લ્હાવ આપજો રે લોલ.- ૧

વિષયમાત્રમાંથી ચિત્તને હઠાવજો રે લોલ,
દશ્યસંગથી [2]વિરક્તતા દઢાવજો રે લોલ;
આપ ચરણુ ભક્તિમાંજ મગ્ન રાખજો રે લોલ
સંગડાઘ લાગવા સમે બચાવજો રે લોલ.- ૨

સદા આપનો ગણી પ્રભો નિભાવજો રે લોલ,
સમય સમય પડીજતાં કર ગહીરાખજો રે લોલ;
નિત્ય દર્શને [3]ગરીબઘેર આવજો રે લોલ,
સ્વરૂપઝાંખી દેઇ દાસહૈયું ઠારજો રે લોલ.- ૩

આપદરશ વિના શૂન્ય સરવ લાગતું રે લોલ,
[4]વિષયવ્રાતમાં ન ચિત્ત લેશ રાચતું રે લોલ;
ઘડિક ઘડિક આપ વગર ઓછું આવતું રે લોલ,
હૃદય ભરી ભરી જતું ને અશ્રુ સારતું રે લોલ.- ૪

---

૧ પરમાત્માસાથે અભેદપણુાના સુખનો. ૨ વૈરાગ્ય. ૩ પ્રેમથી દીન થઇ રહેલા ભક્તના હૃદયમાં. ૪ વિષયોના સમૂહમાં.

જોતાં નાથ આપ બહુજ [1]નમેરા થયા રે લોલ,
કગરી કગરી થાકતાંય દરશ નાવીયા રે લોલ;
**ચુનીલાલ**દાસ વારવાર વીનવે રે લોલ,
પ્રગટ થાઓ દીનનાથ હદ થઈ હવે રે લોલ.- ૫



## ૧૭ મમતા અર્પવા ઈશને વિજ્ઞપ્તિ.

(રાગ-પદ. વિમળા ના કરશો ઉચાટ કે વ્હેલા આવશું રે-એ લય.)

મારા જગપતિ કરજો સહાય કે દાસ તમાહરો રે-મારા-ટેક.
[2]અકળિતગતિ તમ કળી ન શકું તે, હર્ષ-શોક મુજ ક્ષણુ ક્ષણુ ઉલટે,
તેહ હણી [3]સમતા મુજહૃદય ધરાવજો રે.- મારા જગપતિ. ૧
ન્યાય થકી બનતું સહુ વિશ્વે, જાણી પણ મન રહે ન નિશ્ચે,
અનુકુળ પ્રતિકુળ ભાવ ઉપજતા ટાળજો રે.- મારા જગપતિ. ૨
સુખભ્રાન્તિથી અનુકુળ વંદું, દુઃખભ્રાન્તિથી પ્રતિકુળ નિંદું,
સુખદુઃખની લાગણી હૃદયની વારજો રે.- મારા જગપતિ. ૩
આપસહાય નિરંતર વરસે, પણ મનને વિશ્વાસ ન પરસે,
સનાથ એને કરી શરણમાં ધારજો રે.- મારા જગપતિ. ૪
આપ કને જાવા બહુ કરતું, [4]ગેબ થતાં ભય સમજી-ડરતું
ભય ટાળી નિર્ભયતા હૃદે દૃઢાવજો રે.- મારા જગપતિ. ૫
સૂક્ષ્મવાસના મન નવ ત્યજતું, [5]મિથ્યા લહી જગ પણ નવ શમતું
[6]અતૃપ્ત અંતર રહતું શાન્તિ સજાવજો રે.- મારા જગપતિ. ૬

૧ નિર્દય. ૨ જીવમતિથી ન સમજી શકાય કે શાથી આમ યોગ્ય ગણાયું એવી સર્વજ્ઞદૃષ્ટિથી રમેલી વિશ્વબાજીની રમત. ૩ સુખ દુઃખ આદિક સર્વ જોડકાંને સરખાં ગણવાની સમજણ. ૪ ધ્યાન કરતાં કરતાં મનનો લય થવા માંડે છે ત્યારે તેને નાશ પામવાનો ભય લાગે છે અને તેથી જગાવેલી એકાગ્રતાને છોડીદે છે. ૫ જગત નામ અને દૃષ્ટિમાત્ર છે પણ વસ્તુએ સત્ય નથી એમ જાણીને પણ. ૬ ભૂખ્યું.

[1]નિર્વાસન બનવી દઇ મનને, [2]પ્રેમભક્તિ સુખ મજ્જન દઇને,
[3]સ્વરૂપબોધે જન્મમરણભય ટાળજો રે.— મારા જગપતિ. ૭
સર્વ [4]દ્વંદ્વ શમવી દઇ મનનાં, મતિ રાખી નિત આપચરણમાં,
**ચુનીલાલ** સહુસ્થળમાં આપ ભળાવજો રે.— મારા જગપતિ. ૮



## ૧૮ શ્રી ઈશને [5]નિર્દ્વન્દ્વ કરવા વિજ્ઞપ્તિ.

( વસંત તિલકા વૃત્ત )

રે રે કૃપાળુ [6]જગદાત્મન સ્હાય થાજો,
હે વિશ્વનાથ મમ અંતરમાં વિરાજો,
વિઘ્નો હરી વિકટ [7]દુર્ઘટ પ્રેમ પાજો,
[8]સદ્યઃ કૃપાથી સુખ ચિત્ત વિષે સ્થપાજો— ૧
હું આપને શરણ છું જગકારસ્વામી,
અત્યન્ત દીન થઇને કહું શીર નામી,
જે જે કરાય મુજથી શુભધારણાથી,
તેમાં સહાય કરજો ફળ પથ્ય આપી— ૨
પ્રારબ્ધ [9]વેગતર જ્યાં પ્રતિબંધ આપે,
[10]પૌરૂષને હરવી દીનદશા પમાડે
અંતઃ થઈ [11]ક્ષુભિત શોક હૃદે પ્રવર્તે,
ત્યાં વૃત્તિને શમન આપકૃપાથી વર્તે— ૩
શાનેજ અન્ય હરિ આશ્રય હોય મારે,
અલ્પજ્ઞ જીવજનનો કદિએ લગારે,

---

૧ વાસના વિનાતું શાન્ત. ૨ પ્રેમભક્તિથી રસરૂપ થઇ ઉછળતા આનંદના સમુદ્રમાં ડુબકી ખવાડીને. ૩ પરમાત્માની સાથે પોતાના અભેદરૂપના જ્ઞાન દ્વારે. ૪ જોડકાં—સુખદુઃખ, રાગદ્વેષ, પુણ્યપાપ, વિગેરે. ૫ સુખદુઃખ રાગદ્વેષ આદિ જોડકાંથી મુક્ત કરવા. ૬ જગતના આત્મા, અંતર્યામી. ૭ ઘટી ન શકે એવાં અવિદ્યા આદિક અસંભવિત છતાં સંભવિત થઇ નડવા મંડેલાં વિઘ્નો. ૮ તુરત—એકદમ. ૯ મારા પુરૂષાર્થબળને હરાવી નાંખે એવા જોરવાળો. ૧૦ પુરૂષપ્રયત્નને. ૧૧ ગભરાયેલું.

કર્ત્તાદિ સર્વજ વિશેષણ યુક્ત પોતે
ત્યાં દેવ કે મનુષની વગ શીદ [1]ગોતે- ૪

સંસારના વિષય સ્ત્રી ધન કીર્તિ આદે,
[2]પ્રારબ્ધના નિયમથી સહુ જાય આવે,
દુઃખો સુખો ન જ થતાં સમતાજ વર્તે,
એવી સહાય કરજો, મન દ્વંદ્વ [3]વર્જે- ૫

[4]આસક્તિ સૌ ક્ષણિકથી ઉતરી પ્રભુમાં,
ચોંટે યથા શિશુતણી જનનીતનૂમાં,
મિથ્યા લહી સકળ, મોહ ન ચિત્ત થાય;
તે પામવા ન મન લાલચમાં ફસાય.- ૬

માયાતણું સુરમણીયપણું વિલોકી,
આકર્ષતી ભભકથી બહુ પ્રેમ ચોંટી,
મોહાઇ જેમ ગજ [5]કાગળહાથણીમાં,
દુઃખો સહે મન બહૂ સુખલાગણીમાં.- ૭

કો કો પદાર્થ સુખદાયક છે લહીને,
અપ્રાપ્તિમાં બહુજ ઘોર દૂખો સહીને,
ચિન્તા શ્રમો ભય થકી નિજને દહીને,
પામ્યા સુધીય પરિતાપજ ભોગવીને;- ૮

અંતે મળ્યે વિજળીના ઝબકા સમાણું,
દેખાઈ અલ્પ ઝટ ગેબ થઇ જનારૂં,
છે ને નથીજ સરખું સુખ મેળવીને,
પસ્તાય છે હૃદય પૂર્વદુખો સ્મરીને.- ૯

---

૧ શોધે. ૨ સુખદુઃખ માને કે ન માને તો પણ પ્રારબ્ધના નિયમ પ્રમાણે બન્યાંજ જવાનું, ત્યારે વચ્ચે મન મિથ્યા તાપણાં ઉભાં કરી વ્યર્થજ સતાવે છે. ૩ છોડીદે. ૪ ચિત્તનો રાગ-લગની. ૫ ખાડામાં ઉભી રાખેલી કાગળની હાથણીને એ ખરી હાથણી શુંઢથી કામચેષ્ટા કરી મને બોલાવે છે એમ ભ્રમથી જાણી હાથી કામઘેલો થઇ ચોકસરીતે જોયા વિચાર્યા વિનાજ તેના ઉપર પડે છે અને તત્કાળ બંધનને પામે છે.

ના કો પદાર્થ ગુણ કે સુખને ધરાવે,
સૌકો [1]ગતાનુગત એ સમજયાજ આવે,
તે જેમ દેહ ઉતર્યા જ પરંપરાએ,
છે તેમ ભ્રાન્તસુખ સૌ ઉતરેલ આએ.- ૧૦

સૌને નહીંજ સુખ એક પદાર્થ આપે,
સૌ ત્યાં નહીંજ સરખા ગુણ તેમ થાપે,
દુઃખો સુખો પ્રતિમનુષ્ય જુદાજ ભાસે
[2]ચસ્માં યથા વિવિધના જુજવા પ્રકાશો.- ૧૧

જો ના પદાર્થ નિજમાં સુખદુઃખ રાખે,
સૌ લાગણી મનુષ્ય સંગતનીજ ધારે,
માતાપિતાદિ સહુથી ઉતરેલ આવે
સૌ વારસાઇહિકમાં નિજવિશ્વ લાવે- ૧૨

માગું થવા ન હરિ વારસ હું લગારે
કલ્પેલ સર્વ ભ્રમણા મનનીજ જ્યારે,
આપે સ્રજ્યું ન સુખદુઃખ કશુંજ ત્યારે,
આરોપવુંજ કયમ [3]લોકમતાનુસારે- ૧૩

---

૧ સર્વ સમજણ પરંપરાથી ઉતરતી આવે છે, બાલક જન્મે છે ત્યારે સૃષ્ટિના કયા પદાર્થોને કેવા ગણવા તે બાબત તેનો કાંઈ નિશ્ચય હોતો નથી, પાછળથી શરીરના બીજમાં ગુપ્તપણે રહેલા સંસ્કારોનો વિકાસ, અને જેમના સહવાસમાં ઉછરાય તેમણે અનુકરણ કરાવેલી સમજણ, તથા પોતે જોઇને અનુમાનથી તથા ગ્રંથોની મદદથી બાંધેલા નિશ્ચયો વિગેરેના પરિણામરૂપ સર્વ કોઇના અનુકુળ પ્રતિકુળના નિર્ણયો હોય છે, તેથી સુખદુઃખાદિક અજ્ઞાન પણ મનુષ્યને દેહની પેઠે વારસામાં ઉતરી આવ્યું છે. ૨ જેમ જૂદા જૂદા ચસ્માંની પ્રકાશશક્તિ ભિન્ન ભિન્ન પ્રકારની હોય છે તેમ જુદાં જુદાં અંતઃકરણો જૂદી જૂદી રીતે સુખદુઃખ માનતાં હોય છે, તેથી સુખદુઃખ બુદ્ધિના નિશ્ચય પ્રમાણે છે, પદાર્થોના ધર્મ નથી, અને એ નિશ્ચયો લાંબાકાળથી મજબૂત થઈ દૃઢ થઇ રહેલા છે. ૩ લોકોએ જેને જેવું કહ્યું તેવુંજ તે છે એમ માનવું ખોટું છે કેમકે તેમણે પદાર્થના ગુણ વિગેરેના નિશ્ચયો ગતાનુગત પ્રમાણેના બાંધી રાખેલા છે.

સર્વે ધરી સમજ ના સમતા ગ્રહે છે,
અભ્યસ્ત પૂર્વકૃત ભાસ બન્યો રહે છે,
મિથ્યા છતાં વિવિધ ક્ષોભ હૃદે બને છે,
લજ્જા વિરાગ પરિતાપ ફળો મળે છે- ૧૪

જોડી કરો ઉભય, શીશ પદે નમાવી,
આવી રહ્યો શરણમાં હરિ લ્યો બચાવી,
અભ્યાસને હરવી એકપણું દઢાવી,
નિર્દ્વન્દ્વતા હૃદયમાં પ્રભુ દ્યો વસાવી- ૧૫

આનંદરૂપ પ્રભુ આપજ સર્વમાંહીં,
છે આપછાંઈ સમ વિશ્વજ સર્વ કાંઈ,
[1]સત્તા પ્રિયત્વ સ્ફુરણો મય સર્વ મધ્યે,
રૂપો ગુણો વિવિધતા મન ત્યાંજ કલ્પે- ૧૬

દેખાવમાત્ર જગની મમતા ટળીને,
અભ્યાસનાં સુખદુખો સરખાં બનીને,
સૌ કામના હૃદયથી અળગી થઇને,
શાંન્તિ ગ્રહેજ મન આપપદે જઇને- ૧૭

નિર્મોહ હોઈ વિષયો કદિ નાજ ચિન્તે,
વિષ્ટાસમા રદ ગણી સહુ, [2]વૃત્તિ મીંચે,

---

૧ સર્વ કાંઇ સત્તા (અસ્તિત્વ,) પ્રિયત્વ (વ્હાલ,) અને સ્ફુર્તિ (ઉકળતા પાણી જેવી મોજાંવાળી સ્થિતિ,) એ ત્રણ વાળાં છે, પદાર્થ-માત્ર ત્રિગુણાત્મક હોવાથી સત્વગુણનું પ્રિયત્વ, રજોગુણનું સ્ફુરણ, અને ત-મોગુણની સ્થિરતા, એ સ્વભાવ પ્રત્યેક પદાર્થ ધારણ કરતો હોય એમ જણાય-છે, તેથી અનુકુળતા અને પ્રતિકુળતા એમ બે વિભાગ પડવામાં સહવાસ આદિજ કારણરૂપ છે, વસ્તુથી એ ભ્રમવિકાર પદાર્થોમાં નથી, પણ જેમ કોઈ સિદ્ધના વચનથી ન હોય તે ગુણ બળ તે કહે તેમાં આવી જાય છે તેમ સર્વ પદાર્થોમાં દેખવામાં આવતા ગુણાદિક કરોડો વર્ષથી કલ્પીને સિદ્ધ કરી રાખવામાં આવ્યા છે પણ ખરી રીતે તો તે નથીજ. ૨ બધી વૃત્તિઓને વિષયોમાંથી ખેંચી લે.

સત્યસ્વરૂપ પ્રભુ આપપદેજ રાચે,
આભાસનાં સુખવિષે [1]વિરતિજ રાખે.— ૧૮
[2]ખદ્યોતરશ્મિસમ દશ્યતણાં સુખોને,
નિઃશેષ ત્યાજ્ય ગણી સ્વપ્નવિષે ન ઇચ્છે,
ભૂલ્યે ન જાય [3]સુખભાસ લહી જ, છાંયે,
"નિશ્ચે થકી નથી જ સત્ય" ઠરાવ બાંધે.— ૧૯
માયાતણી ભભકથી ચળવ્યું ચળે ના,
થૈ [4]ખંભઠોક દૃઢ નિશ્ચય ફેરવે ના,
કેવીય લાલચ થકી ડગવ્યું ડગે ના,
થૈ ધ્રૂવતારક સમું હલવ્યું હલે ના.— ૨૦
[5]સ્થાણુંસમાન દૃઢ આપપદે રહીને,
માયાવિલાસ સહુ તૂતસમા ગણીને,
સાચાતણી સકળ છાંઇ જ છે લહીને,
માંડે મહાતપ [6]અખંડ વિષે વળીને.— ૨૧
પાછુંફરી પરમસત્ય વિષે વિરામે,
ભિન્નત્વ હું સમજ, સંશય માત્ર વામે,
[7]સર્વેજ આપ લહિને ભયમુક્ત થાય,
આનંદરૂપ મહિં ભેદ ગળી વિલાય.— ૨૨
હું છું અભિન્ન તમથી સહુકાળ શંભો,
જાણી હજી ન મુજ દશ્યવિહાર થંભ્યો,
[8]અજ્ઞાનનિર્વહણ ભેદ નહીં વિરામ્યો,
દ્વંદ્વોતણો અસહતાપ નહીં જ શામ્યો.— ૨૩
કીજે કૃપા હરિ હું [9]દ્વૈતગ્રહે ગળાયો,
માયા મહામૃગજળે ડુબવા તણાયો,

---

૧ વૈરાગ્ય. ૨ આગીયાનાં ક્ષણિક તેજ જેવાં. ૩ સુખ નથી પણ સુખ હોય એવો સંકલ્પની દૃઢતાના કારણથી ભાસ થાય છે એમ જાણીને. ૪ અડગ. ૫ થાંભલા જેવું સજ્જડ. ૬ પરમાત્મપદવિષે. ૭ સંપૂર્ણ દશ્ય અને અદશ્યને પ્રભુની વિભૂતિરૂપ જાણીને–પ્રભુનું સ્વરૂપ જાણીને. ૮ અજ્ઞાનનો ખોરાક. ૯ બેપણારૂપી સાણસો–પકડ.

વિજ્ઞાનનેત્ર દઇ હસ્ત ગ્રહી ઉગારો,
ખેચી લઇ શરણમાં ભયને શમાવો.— ૨૪
મિથ્યાભિમાન મુજ આપપદે વિલાવી,
નિઃસીમતા અમરતા પદને સહાવી,
ભેદો સમસ્ત નિજજ્ઞાનવિષે ગળાવી,
સર્વત્ર આત્મમયતા પ્રભુ દ્યો બતાવી.— ૨૫



## १०. गिरि शिखरथी पतन थयार्थी पुनः चढवा माटे मागेली प्रभुनी मदद.

( શિખરિણી વૃત્ત. )

હવે તો શું થાશે [1]ગિરિશિખરથી હું ગડી પડયો,
નિચે નીચે જાતાં [2]અવનીપર આવી અટકિયો,
[3]અતીશે વાગ્યું છે શિથિલ સહુ અંગો થઈ ગયાં,
નહીં [4]ઊઠયાનીએ રહી મન વિષે હિંમત જરા.— ૧
પ્રભુને ભેટયાની મન તણી રહી આશ મનમાં,
વિકાસીને મોહું ઉભય ઘસતો હાથ જ હવાં,
ન ચેતે પ્હેલેથી ખસુસ પછી પસ્તાય જન તે
પછી રોયાથી કે નહિજ વિલપ્યાથી કંઈ વળે.— ૨
પ્રમાદે વર્ત્યાથી મન મુજ [5]ગ્રહેથી છટકિયું,
ધિમે ધીમે ચાલ્યું ક્રમથી નિજ બંધો સરવતું,[6]
જણાયું એ ના કે પતન મુજ થાતું ગિરિ થકી,
કર્યા એવા ઢાળો ઉઘડી નહીં આંખો ભુમી સુધી.— ૩
હવે જાણ્યું માથે ધણી રણી વિના કોણ જગવે,
અનાથોની કોઈ સ્થિતિ વિષમમાં સ્હાય ન કરે,

૧ એકાગ્રતાના શિખરથી. ૨ કેવળ બહિર્મુખ અવસ્થામાં. ૩ પ્રત્યાઘાતના કારણથી મનમાં અને શરીરમાં ભારે ક્ષોભ પ્રગટયો છે. ૪ ફરી દઢ એકાગ્રતા જમાવવાની. ૫ પકડ–સાણસામાંથી. ૬ સખ્ખત કબજ કરેલું મન જ્યારે પ્રમાદના કારણથી પોતાની પકડોમાંથી છટકી જવા પામે છે ત્યારે તે ઘણા વખતનું રૂંધાયેલું એકદમ ઉન્મત્ત બની મહાશ્રમે સંચેલું નિરોધબળ ગમે તે પ્રકારે નષ્ટ કરીજ શાન્ત થાય છે.

પડી કોને હોયે પતનસમયે ચેતન કરે,
જગાડીને દોરી છટકી ગયલી પાછી ઝલવે.— ૪
અરે તેથી હું તો ગગડી પડિયો આવી તળિયે,
ન વચ્ચે એ જાગ્યો અધવચ નહીં તો અટકતે,
હવે ઉંચે જોતાં જમિન થકી છેટું બહુ દિસે.
જવા તેથી ટોચે મદદ તણી ઝાઝી જરૂર છે.— ૫
વિના સાચાસ્વામી અખિલપતિ આધાર જગના,
બુડંતાનો ઝાલે કર પ્રભુ વિના કોણ હવણાં,
કરે તેના પાખે પતિતપર કો ર્હેમ નજરો,
કરે ઝાલી ખેંચે અબળજનને આપપદમાં.— ૬
અહો સ્વામી મારી સકળગતિ છે જ્ઞાત તમને,
પડું કેવી રીતે અડચણ ચઢયામાં કઇ પડે,
વળી ઇચ્છા કેવી પ્રભુચરણમાં આવી ઠરવા,
બધું જાણીને એ અલગ રહતા યોગ્ય ન જરા.— ૭
તમાસો ના જોશો અબળજન હાર્યો ગણીજ લ્યો,
દઇ શ્રીની મોટી મદદ બળવાળો મુજ કરો,
કૃપાથી લંઘે છે પગ વગરના મેરૂ ગિરિને,
દયાથી ફેંકોને કિરણ કરૂણાનું મુજ પરે.— ૮
ઘણા ઉંચા ઝ્હાડે શિખરપરના વૃક્ષપરનાં,
ફળો પાકાં ખાવા નથિજ બળ કો સિંહ તનમાં,
પ્રતાપે [1]પક્ષોના [2]લઘુબળયુતો કાગ ભખતો,
દુખે આંસૂ પાડી ગજશિરવિદારી ય રડતો.— ૯
બહૂ મોટી વિશ્વે ગરિબજનને પક્ષ હરિની,
બિના સાધ્યે મોટાં તપબળ પ્રભુસ્હાયબળથી,
ચઢી જાતો પામી મદદ સહુસત્તાધિશ તણી,
પુરેપૂરો ટોચે પરમપદમાં હુંપદ ગળી.— ૧૦
વિના ઠોકીદીધે ધિરજવચને પીઠ કરથી,
નહીં ઉત્સાહોને પ્રબળબળ આવે સજડથી,

---

૧ પાંખોના. ૨ થોડા બળવાળો.

વિના ઉશ્કેરાયે હૃદયબળ અત્યંત રસમાં,
નહીં ધૈર્યો ખંતો સતત બળમાં નિત્ય રહતાં.— ૧૧

ત્યજી શસ્ત્રોને જે પ્રથમ થઈને પાગલ રણે,
ભિખારી જીવ્યાનું શુભજ ગણુતોતો નિજમને,
વિદારાવી દુષ્ટો અસહ્ય નિજસામર્થ્ય દઈને,
[1]કિરીટીને દીધો યશ હરિ મહાભારત વિષે.— ૧૨

સમો તેના જેવો સકળતરફેથી ય મળતો,
પ્રભુજી છે મારો નથીજ જરીએ ફેર પડતો,
ચલાવીને મારો રથ મુજકરે બાણ ચલવી,
જિતાડીને બાજી અચળ નિજ દ્યો રાજ્યપદવી.[2]— ૧૩

તમે લ્યો ના માથે પછી મુજતણું કોઈ ન મળે,
નહીં હુંને કોની મદદ મળવા આશજ રજે,
થઈ બેલી સાચા ખુદ નિજતણું કામજ ગણી,
[3]કરીદેવા જેવું, હરિ ન બનવાનું મુજ થકી.— ૧૪

યદા મારે માથે પરમપ્રભુ છો જાગૃત રહ્યા,
કશાં વિઘ્નો કેરૂં નહિજ બળ ચાલે ડગવવા,
કૃપાના સામર્થ્યે વિણ પગ મહામેરૂ શિખરે,
અનાયાસે પ્હોંચી અમર ફળનો લાવ મળશે.— ૧૫



## ૨૦ प्रभात स्तुतिपद.

( રાગ—પ્રભાતીયું કે ઝૂલણા છંદ. )

ઈશ જગદીશ અહનીશ ધરી શીશને, આપના ચરણમાં શરણ આવ્યો,
[4]ભિન્નતા ભ્રાન્તિને સદ્ય ટાળી પ્રભો, એકતા જ્ઞાન રવિને ઉગાવો,

---

૧ અર્જુનને. ૨ સ્વસ્વરૂપાવસ્થાનું સ્વારાજ્યપદ આપો. ૩ પોતાનું ગણીને મારૂં કામ કરી આપવા જેવું છે નહીં તો મારા પોતાનાથી થઇ શકશે એમ જાણી તમાસો જોશો તો સમય માત્ર જશે. ૪ પરમાત્માથી જુદાઇ રૂપી અજ્ઞાનની સમજણને.

નિત્ય સર્વજ્ઞ સર્વત્ર વ્યાપ્યા પ્રભો, આપને હૃદયનું શું અજાણ્યું,
વેદ પણ આપનો ગાઈ મહિમા શમ્યા, અલ્પમતિ હું પછી શું વખાણું. ૧
જે સમે જેમ ખપ તે સમે તેમ સૌ, યોજ છો એ પ્રભુ નક્કી જાણું,
તોય [1]અશ્રદ્ધમન શાન્તિને ના ગ્રહી, માગતાં શાન્તિને ના લજાણું,
[2]પાર મન ઇન્દ્રિયોથી રહ્યા છો તમે, શાન્ત આનંદ રૂપેજ પોતે,
સર્વથા આપને પામવું એજ છે, સર્વ કલ્યાણનું કેન્દ્ર[3] જોતે.– ૨

ઝાડમાં પ્હાડમાં કાષ્ઠમાં માટીમાં, પાણીમાં અગ્નિમાં પવનમાંહે,
સૂક્ષ્મ આકાશમાં [4]મહત [5]અવ્યક્તમાં, આપ વ્યાપી રહ્યા સર્વ ઠામે,
શરિરમાં રોમ રોમે રહ્યા છો પ્રભો, ક્ષણ નહીં હું થકી ગુપ્ત થાઓ,
પ્રગટ હૃદયે રહ્યા [6]સ્વસ્વરૂપે હરિ, તોય કો રીત ના દરશ આવો.– ૩

બુદ્ધિ આ આપને જાણવા પામવા, હૃદયમાં ઊતરી ખોળી થાકી,
કારમી રીતથી પ્રગટ પણ ગુપ્ત છો, આવરણ દોષ અંધારી નાંખી,
આપને પામવા ધૈર્યથી વૃત્તિને, હૃદયમાં ખૂબ ઉંડી ઉતારી,
શાન્ત થઈ નિરખવા યત્ન કીધા છતાં, સ્વરૂપ નહીં ભાસતાં જાય હારી. ૪

ના જડો તોય પણ છોજ હાજર અહીં, નિત્ય પ્રત્યક્ષ છાના ન કયાંહીં,
કાર્ય સહુ વિશ્વનાં આપ જાતે કરો, પ્રોઇ રહી ચલવતા સર્વ કાંઇ,
દેહ આદે સહૂ કાર્યસાધન દિસે. કરણહારા બધે ઈશ આપે,
જીવ પરતંત્ર જે કર્મફળ ભોગવે, તે શિરે કેમ એ સર્વ સ્થાપે.[7]– ૫

જીવ પ્રભુઅંશ ગીતા સનાતન કહે, નિત્ય અવિનાશ અજ અમર આપે,
સર્વગત અચળ અવિકાર અક્ષર કહ્યા, ઉદય સ્થિતિ પ્રલયને એજ માપે,
શરિરને જાણતો એહ ક્ષેત્રજ્ઞ છે, રૂપ પ્રભુનુંજ નહીં ભિન્ન કયારે,
ગુણતણા સંગથી પણ રહ્યો જીવ તે, સ્વરૂપની અજ્ઞતા ભેદ ભાળે.– ૬

---

૧ શ્રદ્ધા–વિશ્વાસ વિનાનું. ૨ **इन्द्रियाणि पराण्याहु रिन्द्रियेभ्यः परं मनः। मनसस्तु परा बुद्धि र्यो बुद्धेः परतस्तु सः ॥ भ. गी. ३ ४२ ॥** વિષયોથી ઇન્દ્રિયો પર છે, ઇન્દ્રિયોથી મન પર છે, મનથી બુદ્ધિ પર છે, અને બુદ્ધિથી જે પર છે તે પરમાત્મા છે. ૩ મધ્યબિંદુ. ૪ મૂળ પ્રકૃતિનું જરા સ્થૂળ રૂપ તે મહત છે. ૫ મૂળ પ્રકૃતિમાં. ૬ પોતાના આત્મા સ્વરૂપે. ૭ સર્વ કર્મો આપ કરો છો તો તેનાં પરિણામ ભોગવવાનાં જીવને કેમ?

કરી દયા ઈશ હાવે અવિદ્યા હણી, સૂર્ય જેવું પ્રભુ જ્ઞાન આપો,
કયાં લગી રાખશો અંધ અજ્ઞાનમાં, દ્વૈતની ભ્રાન્તિ ના કેમ કાપો,
પ્રભુ વિષે ઓત ને પ્રોત સરવે રહ્યું, સૂત્રમાં મણિગણો જેમ પ્રોયા,
આદિ મધ્યાન્ત સહુનું જ પ્રભુ આપ છો, લાગતું તોય જ્યમ હોય ખોયા. ૭
વિનતિ હું શી કરૂં ચરણમાં કયાં નમું, નિત્યઆનંદને કેમ [1]તોષું,
શું કરીને કૃપા આપની હું રળું, આપને તો નથી સારૂ ખોટું,
ભ્રાન્તિને કાપીને અભય પદ આપીને, સ્વરૂપ દર્શાવીને દ્વૈત ટાળો,
દીન ચુનિલાલ કાં ફેરવો [2]ચક્રમાં, નિત્ય આનંદનો ધોજ લ્હાવો. ૮

## ૨૧ मुमुक्षुनुं वीरत्व.

( રાગ ભૈરવી ગઝલ. )

[3]માલકકે ખાતર કયા કયા મેં ના કરૂં—ટેક.
કિસીકે પાઉં પડું મેં, કિસીકી લીંદ ઉઠાઉં— માલકકે. ૧
ધનકું મેં ફના કર દઉં, તનકું મેં ખાક લગા દઉં,
મનકું મેં [4]મુલામ કરદઉંગા, માલકકી ખોજનકું. માલકકે. ૨
તૃષ્ણાકા ત્યાગ કર દઉં, આશાકું આગ લગાદઉં,
રાગદ્વેષકું હઠાદઉંગા, લગજાઉંગા ભજનકું.— માલકકે. ૩
બનુંગા શુદ્ધ પ્રેમી, [5]સાહ્યબકાનામ જપુંગા,
હટુંના કુછભી આફતસેં, [6]પિયાકી શોધ લઉંગા—માલકકે. ૪

## ૨૨ प्रभुने दर्शन देवा अरज.

(રાગ ઉપરનો-ભૈરવી ગઝલ.)

તુમારે હાથ પાઉંકા હમેં તો મેલ હેંગે.—ટેક.
બતા [7]માશુક અબતો પ્યારે વો દિદાર તેરે,
થકા ઢુંઢ ઢુંઢ મેં તુઝકો પતા મિલતા ન મોહે.— તુમારે. ૧

---

૧ સંતોષ પમાડું. ૨ સંસારના ચોરાશી લક્ષ યોનિયોના ફેરમાં. ૩ માલક એટલે પરમાત્મા-સર્વાધિપતિ. ૪ મલમ જેવું નરમ. ૫ પ્રભુનું નામ. ૬ પ્રીતમ-પરમાત્માની. ૭ પ્રીતિનું પાત્ર-આ સ્તવનમાં ભક્ત પોતાના પરમપ્રિય પરમાત્માને કહેતો હોય, વા પ્રિયતમ પોતાની અત્યંત વ્હાલી પ્રિયતમાને કહેતો હોય એવા બે અર્થ નીકળે છે.

મુઝાતા જી મેરા તેરેબિન રેન દિનકો,
રખો પ્યારે કદમકે પાસ કરોમત દૂર હમકો.— તુમારે. ૨
નહીં હે જોર મેરા [1]મના હમકો કરોગે,
કહા જીના બિના દિલદાર મરૂંગા ઝૂર ઝૂર કે.— તુમારે ૩
કરો અબ રહેમ પ્યારે આખિર મેં ગુલામ તેરા,
હું મેં [2]હરગીજ તેરે [3]પહેરૂંકું ઉઠાનેવાલા.— તુમારે. ૪
કરકે મોપેં મહેર પ્યારે, દિખા તશબીર તેરી,
જલે હરદમ [4]જિગર મેરા હુએ બિન ભેટ તેરી.— તુમારે. ૫
દેખીકે કસૂર મેરી ખફા ન હોના ચાહીયે,
ખતા તાબેદારકી પ્યારે દિલગુઝર કરના ચાહીયે.—તુમારે. ૬
અરજ સુનકે યે મેરી અબતો મનાના ચાહીયે,
[6]ઘુંઘટકો દૂર કરીકે આજ દિખાના મું ચાહીયે.—તુમારે. ૭



## ૨૩ प्रभुए स्हाय करी.

( રાગ ઉપરનો-ભૈરવી ગઝલ. )

બચાવી પાશમાંથી આજ પ્રભુ તેં લાજ રાખી- ટેક.
કરી પ્રભુ સ્હાય ઉગાર્યો પળે ખરી વ્હાર કરી,
કૃપાળુ ઈશ દુઃખી મુજને ગણી કરૂણા કરી- બચાવી. ૧
સ્વરૂપનું જ્ઞાન આપી શરણમાં આજ રાખ્યો,
ગણ્યા નહીં દોષ કો મુજના દયાળુ છો પ્રભો- બચાવી. ૨
હૃદય ભક્તિ ઉગાડી બનાવ્યો દાસ સાચો,
રહી ચરણે હવે રમતો હરિ હરિ એમ ગાતો- બચાવી. ૩
મહા આનંદ માંહીં રહ્યા નિજનાથ ધામે,
થયો લદબદ મહાપ્રેમે, હરિમય હુંય હાવે— બચાવી. ૪



૧ દર્શન આપવાની કે પાસે આવવાની ના પાડશો તો મારૂં કાંઇ જોર નથી પણ તમારા વિના મારાથી જીવાશે નહીં, ઝૂરી ઝૂરીને મરીશ. ૨ નક્કી-નિઃસંશય. ૩ પગરખાં ઉઠાવનારો. ૪ કાળજું. ૫ ભૂલ. ૬ માયાનો પડદો અથવા ઘુંઘટો-લાજ.

## ૨૪ શ્રી હરિનું પ્રાકટ્ય.

( રાગ-ધનાશ્રી ગઝલ )

પ્રગટ ભયે જગનાથ, અબહો, પ્રગટ ભયે જગનાથ,
દાસપરે હરિ બહુત કૃપા હુઇ, દરશ દીયો મહારાજ-અબહો. ૧
રૂપ અનૂપમ અમિત તેજ હે, સુંદરતાકો ધામ,
મનમોહન હરિ સ્વરૂપ આપકો, કમલનયન [1]અભિરામ-અબહો. ૨
મુખપર વારીજાઉં લખફેરા, કરતહું સબ કુરબાન,
બેર બેર હરિ નમન કરતહું, જલ નયનોસેં છાંડ- અબહો. ૩
આપકે આગે કોન સ્વર્ગ હે, કયા વિષયુંકી બિસાત,
બ્રહ્મલોકભી કયા ગિનતીમેં, આપહિ સબકો સાર- અબહો. ૪
અપાર મહિમા કયા વરને હમ, વાણી કરત નહીં કામ,
કયા ગુન દાસ આપકા ગાવે, શેષ થકે કર ગાન- અબહો. ૫
પરમાનંદ અમિત સુખ સાગર, અજરામર નિષ્કામ,
હોય અભેદ આપસેં મુજકો, દીજે યહ વરદાન- અબહો. ૬



## ૨૫ પ્રભુમહિમા ગાન.

( રાગ-કલ્યાણની એક દેશી )

જય જય જય જય મહાન, અશરણ જન શરણવાન,
અતુલબલ પ્રતાપવાન, જય કૃપાળુ દેવા— જય જય. ૧
જય નિજજન પૂરણકામ, દીનજન વિશરામ રામ,
[2]કૃત જનિમૃતિભય વિરામ, પાલક હરિ એવા— જય જય. ૨
ભક્તભીડ હરણ ઇશ, ચરણકમલ નમવી શીશ,
શરણપતિત દાસ નિત્ય, [3]કૃપાપીયુષ એહેવા— જય જય. ૩
સચ્ચિદાનંદ અનંત રૂપ, વ્યાપક હરિ જગત રૂપ,
[4]કર્મફળ પ્રદાતૃ રૂપ, [5]સગુણ બ્રહ્મ દેવા— જય જય. ૪

---

૧ આંખ આગળથી દૂર કરવું ન ગમે એવું સુંદર. ૨ જન્મ મરણના ભયને જેમણે મટાડયો છે એવા. ૩ કૃપારૂપી અમૃત. ૪ જીવોને પોતપોતાનાં કર્મનાં ફળ આપનારા. ૫ જગતના કર્ત્તા વિગેરે વિશેષણોથી યુક્ત ઇશ્વર જે સર્વશક્તિના આધિપતિ છે.

હૃદયમાં વિરાજમાન, કોટિક રવિ તેજ વાન,
એકવૃત્તિ લક્ષ્યમાન, અકથ અરૂપ જેવા— જય જય. ૫
[1]નિગમ મનની ગતિ ન થાય, લક્ષણા ય નહીં કરાય,
જ્ઞાન માત્ર થકી પમાય, અગમ આપ કેવા— જય જય. ૬
[2]સ્વરૂપબોધ, ભક્તિ થાય, ભેદભ્રાન્તિ વિષ વળાય,
સત્ય ચિતિમાં હું સમાય, કો ન રહેતું કહેવા— જય જય. ૭
એકરસ ચિદાત્મ ભાન, [3]તિરોહિત જગ ભાસમાન,
અખંડ શાન્ત સુખનિધાન, પરમ પ્રભુજી એવા— જય જય. ૮



## ૨૬ ઈશ્વર સર્વવ્યાપક છે.

( રાગ-આશાવરી. )

રામ રહ્યા સુખધામ, જહાં ત્યાં, રામ રહ્યા સુખધામ—ટેક.
દૃશ્ય સકળમાં પ્રોઇ રહ્યા છે, અણુ અણુમાં પ્રભુઠામ-જહાં ત્યાં. ૧
[4]સત્તા સ્ફુરતી પ્રિયતા અરપે, [5]વિવર્તને જગકામ-જહાં ત્યાં. ૨
મનુષ્યહૃદયના મધ્ય પ્રદેશે, પ્રગટ થતા બહુનામ- જહાં ત્યાં. ૩
પ્રાણીમાત્રમાં પ્રગટ વિલસતા, જીવનસ્વરૂપે રામ- જહાં ત્યાં. ૪
ભક્તજનોની ભીડ ભાગવા, તનુધારી નિષ્કામ- જયાં ત્યાં. ૫
હૃદયકમલમાં અનુભવવાને, સુગમ માર્ગ પ્રભુનામ- જહાં ત્યાં. ૬
રાત દિવસ હરિ હરિ દૃઢ ભજતાં, કૃપા કરે ઘનશ્યામ-જહાં ત્યાં. ૭
એકતાનતા હરિશું બનતાં, લહાય સઘળે રામ- જહાં ત્યાં. ૮
એક અખંડ અભય પદ પોતે, નિત્યાનંદજ ધામ- જહાં ત્યાં. ૯
સદાય નિજ મહિમામાં પ્રભુજી, સર્વાતીત સુનામ-જહાં ત્યાં. ૧૦



૧ વેદ. ૨ પ્રથમ શ્રવણથી પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન થઇ તેમના અનંત અપાર માહાત્મ્યથી તેમનામાં અપરિમિત પ્રેમ પ્રગટતાં અનન્ય ભક્તિના બળે સત્યજ્ઞાનનો ઉદય થાય છે અને તેથી પરમાત્માથી જુદાઇની સમજણરૂપી ઝેર વાળી દેવાય છે. ૩ પરમાત્માના અખંડપણાથી આ દેખાતું સંપૂર્ણ જગત ઢંકાઇ જાય છે, અર્થાત્ પરમાત્મસ્વરૂપ થઇ જાય છે. ૪ સત્તા=હોવાપણું, સ્ફુતિ=છે એમ જણાવાપણું, પ્રિયતા=વ્હાલું લાગવાપણું. ૫ જગતરૂપને.

## ૨૭ પ્રભુની માયાથી થતા ઘડી ઘડીના ફેરફાર

( રાગ-ગરબી-વાહવારે દાકતર વાયલી-એ લય )

વાહવા રે જગપતિ તમને, લહે તમ કૃતિની કો ગમને,
વારી અકળ પ્રભો તમ કળને રે.— વાહવા રે. ૧

ઘડી જીવન ભારે અમને, બહુ દુઃખ દુઃખ તન મનને,
ઘડીમાં ઘો ચેન ચમનને રે.— વાહવા રે. ૨

ઘડી અતિશય કૃપણ બનાવો, ઘડી દયા દાન મન લાવો,
ઘડીમાં સર્વસ્વ અપાવો રે.— વાહવા રે. ૩

ઘડી કામલુબ્ધ જન કરતા, ઘડી નિયમિત રતિચર રચતા,
પછી બ્રહ્મચારી દૃઢ ઘડતા રે.— વાહવા રે. ૪

ઘડી ભય દઈ ત્રાસ સહાવો, મુખ ત્રાહિ ત્રાહિ પુકરાવો,
ઘડી અભય અખંડ જમાવો રે.— વાહવા રે. ૫

ઘડી ભુખાળવોજન કરતા, વળી ભૂખતરસસહ ઘડતા,
પછી [1]ક્ષુત્તૃડવિમુક્ત રચતા રે.— વાહવા રે. ૬

ઘડી ઘોરદુઃખ જન ખમતો, ફરી સુખીયો મન થકી બનતો,
પછી સુખજ બધે અનુભવતો રે.— વાહવા રે. ૭

કંઈ પ્રસંગ એવા બનતા, નહીં ટેક મમત જરી નભતા,
વળી તોર ગર્વ પણ નમતા રે.— વાહવા રે. ૮

બહુ અજબ તમારી રચના, અકળીત અગમ છે ઘટના,
નહીં કરી શકયો કોઈ કળના રે.— વાહવા રે. ૯

ઘડી ઘડીની નવિનજ ખુબિયો, જન જન પ્રતિની સહુ જુદિયો,
જોઈ અચરજમાં હું ડુબિયો રે.— વાહવા રે. ૧૦

ફરતાં શરિરો સહુ ક્રમમાં, શિશુ જુવાન ઘડપણ વયમાં,
નહિં અચળપણું કોઇ સ્થળમાં રે.— વાહવા રે. ૧૧

સહુપાર રહી પ્રભુ કરતા, જાતેજ નિયંતા હરતા,
મિથ્યા જન શિર લઈ ફરતા રે.— વાહવા રે. ૧૨

---

૧ ભૂખ તરસથી મુકત થયેલો.

બહુ સજ્જડ ન્યાય ચલવતા, ઈચ્છિત જનસન્મુખ કરતા,
અમથા મન અજ્ઞ બબડતા રે.— વાહવા રે. ૧૩

જન ભૂત સકળ વિસ્મરતા, વાવ્યાંજ ફળો સહુ લણતા,
પ્રભુ તો સાક્ષી રહી ભરતા રે.— વાહવા રે. ૧૪

કન્યા [1]બટુ તન બેઉ સરખાં. જનની તક સ્તન પય સ્રવતાં,
ખપ મટતાં ફરીજ [2]વિસમતાં રે.— વાહવા રે. ૧૫

અગણિત એવાં દૃષ્ટાંતો, વર્ણવતાં ભરાય ગ્રંથો,
જાણે શું જડમતિવંતો રે.— વાહવા રે. ૧૬

જેવો જ્યાં ખપ ત્યાં તેવું, વળી સમય સમયના જેવું,
પ્રભુ વિણુ કરીદે કોણુ એવું રે.— વાહવા રે. ૧૭



## ૨૮ શ્રી વિષ્ણુ સ્વરુપ વર્ણન.

### શાર્દુલ વિક્રીડિત વૃત.

શોભે [3]શ્વેતકિરીટ અગ્ર ઝુકી જ્યાં ચારૂ [4]શિખીચંદ્રિકા,
કર્ણે કુંડલ બે પ્રભાયુત રૂડાં સૌવર્ણ રત્ને જડયાં,
કાળાં લોલ વિશાળ ચારૂ નયનો નાસા રૂડી ઘાટિલી,
પીળી દીર્ઘલલાટમાં તિલકની રેખા વિરાજી રહી.— ૧

છૂટા સુંદિર કેશ પૃષ્ઠપર છે મૂકયા સુગંધી ભર્યા,
ગ્રીવા પ્રૌઢ પરે ધરી સુરમણિ મુકતા તણી માલિકા,
હસ્તે હેમકડાં સુશોભિત ધર્યાં તાંબૂલ ચાવ્યું મુખે,
પ્હેર્યું સુંદિર [5]પીતક્ષૌમ કટિયે આવી રહ્યું ભૂપરે.— ૨

પ્હેરીછે વનમાળ કંઠમહિં તે [6]જાનુસુધી આવતી,
જેમાં ઉગ્રસુગંધ કૃષ્ણતુલસી ચોપાસ બ્હેંકાવતી,

---

૧ આઠવરસ સુધીનો છોકરો. ૨ પાછાં પેસી જાય છે—શમી જાય છે.
૩ સફેત મુગટ. ૪ મોરપીંછનો ઉપરનો ચંદ્રક. ૫ પીળું રેશમી વસ્ત્ર.
૬ ઢીંચણુ સુધી.

વક્ષે શોભિરહ્યો સુકૌસ્તુભમણિ ચંદ્રપ્રભા આપતો,
[1]જેનાં કીર્ણથી હારપુષ્પ સઘળાં તારા સમાં રાજતાં.— ૩

મોટા ભવ્ય [2]સુપદ્મરાગમણિના સિંહાસને શ્રીહરિ,
નીચે મૂકિજ વામપાદ ઉરૂએ દક્ષીણને ત્યાં ધરી,
બેઠા છે ધરી હસ્ત એક નિજના જાનુપરે દક્ષિણે,
ડાબા હસ્તવડે હરિ ભ્રમવતા [3]સૌવર્ણશ્રી પદ્મને.— ૪

ડાબા અન્યકરે ભયંકર ધરી કૌમોદકી જે ગદા,
દક્ષે ચક્ર સુદર્શન [4]પ્રજળતું જાણે પ્રકાસે મહા,
રાજે શંખજ [5]પાંચજન્ય કરમાં જાનુપરે જે ધર્યો,
એવા દિવ્યપ્રકાશમાન હરિ હું જોતાંજ ચર્ણે પડયો.— ૫



૧ છાતીની મધ્યમાં આવેલા, ચંદ્રની પેઠે કિરણો પ્રસારતા કૌસ્તુભમણિથી, કંઠમાં પ્હેરેલા અને વક્ષસ્થળની બેઉ બાજુએ આવી રહેલા પુષ્પના હારનાં તમામ પુષ્પો પ્રકાશિત થઇ જાય છે, તેથી મણિ ચંદ્ર જેવો અને પુષ્પો તારા જેવાં જણાય છે. ૨ પદ્મરાગમણિ રાતો હોય છે તે લાલ કિરણોને પ્રસારે છે. ૩ સુવર્ણના જેવી શોભાવાળા. ૪ જાણે બળતું હોય એવા તેજવાળું સુદર્શન ચક્ર. ૫ જેમાંથી પાંચ પ્રકારના ધ્વનિ નીકળે છે એવો શંખ.



॥ ॐ श्रीगणेशाय नमः ॥

# ॥ श्री चुनीलाल हृदय सुधा काव्य ॥

## भाग १ लो.

## ॥ श्री उपदेश विषय आस्वादन २ जु. ॥

### १ अलभ्य मनुष्यदेह.

( રાગ-ગરબી-લોચનમનનોરે ઝગડો લોચનમનનો—એ લય. )

મોઘા છે મૂલનો રે, મનુષ્યદેહ મોઘા છે મૂલનો,
કલ્પવૃક્ષ તુલનો રે, મનુષ્યદેહ મોઘા છે મૂલનો.—ટેક.
આ દેહ ઇશ્વરીજ્ઞાન પમાડી, નિષ્કામ કરતો રે.— મનુષ્યદેહ.
દુઃખરૂપ ભવને સુખરૂપ કરીને, [1]જીવ મારી મરતો રે— મનુષ્યદેહ.
સાખી—વિહિતકર્મ સઘળાં કરી નિંદિત ત્યજીને દૂર,
અધિકારી થઈ ગુરૂથકી જ્ઞાન લહી ભરપૂર,
જીવત્વ ભૂલવતો રે.— મનુષ્યદેહ. ૧
એવું અમૂલ્ય તનુ અહીં પામી, જન તે ગુમવતો રે.—મનુષ્યદેહ.
[2]કર્મભુમી આ પામ્યો તથાપી, કૃતિ નીચ કરતો રે,—મનુષ્યદેહ.
સાખી—ચિન્તામણિસમ દેહ તે કાચમૂલ્ય વેચાય,
રત્નતણી થાળી વિષે તજ્ઞનો ખોળ પકાય,
અવળું આચરતો રે.— મનુષ્યદેહ. ૨
જગવિષયોના મોહે ફસીને, કર્ત્તવ્ય ભૂલતો રે.—મનુષ્યદેહ.
સુખ સુખ મન ચિન્તવતો તથાપી, દુઃખપંથ ચરતો રે.—મનુષ્ય.

---

૧ જીવત્વનો લય કરી દઇને. ૨ જ્યાં કર્મ કરીને પુણ્યો રળી શકાય છે અને તત્ત્વજ્ઞાન પામી જન્મમરણનો ભય ટાળી શકાય છે એવો મનુષ્યદેહ.

સાખી—મ્હોએ સાચાં મોતીના સુંદિર પૂરે ચૉક,
રહેણી તો જુદી રહે એમ ઠગીને લોક,
ચતુરાઇ ગણુતો રે.— મનુષ્યદેહ. ૩

ચાલે નિદાન અધર્મ પથે ને, ધર્મ જણવતો રે.— મનુષ્યદેહ-
એ વિધ પાખંડ ઢાંગ કરીને, પાપજ રળતોરે—મનુષ્યદેહ—
સાખી—શ્રેષ્ઠ મનુષ સહુ પ્રાણિમાં તોય પાપનું મૂળ,
દુર્લભદેહ અફળ કરે લજવી માતની કુખ,
ધિક્ક[1] જન્મ તુજનો રે.— મનુષ્યદેહ. ૪

શું મુખ લઇ ડાહ્યો થઈ ફરતો, હું જીવતો મુવેલો રે—મનુષ્યદેહ.
ભઠ્ઠુ પડયો અવતાર તમારો, મ્હાણો ન જનમ્યોઃરે—મનુષ્યદેહ.
સાખી—કયમ વાવરતાં દેહને નરતનુ સાર્થક થાય,
વિચાર તે કો દિવસ એ ન લાવતો મનમાંહ્ય,
સ્વચ્છંદ ચરતો રે.— મનુષ્યદેહ. ૫

શાસ્ત્રવચનપર અશ્રદ્ધ થઇને, [2]અવિહિત કરતો રે — મનુષ્યદેહ.-
જે જે મહાજને માર્ગ કહ્યા તે, ઉલટાજ ગણુતો રે-મનુષ્યદેહ.-
સાખી—આવાં મંદમતિ જનો નિશ્ચય નર્ક પળાય,
ઘોરદુઃખ સહીને પછી નીચદેહમાં જાય,
નીચ નીચ બનતો રે.— મનુષ્યદેહ. ૬

જેવો તેવો નહીં જન્મ મનુષ્યનો, મહા પુણ્યે મળતો રે-મનુષ્ય.
એળે ગુમાવે જે જન એને, કોટીક તે ધિક્ક રે-મનુષ્યદેહ.-
સાખી—મોહાન્ધકારમાં બધું આયુ વ્યર્થ પળાય,
ખટકો મનમાં તે તણો જેને નહીં જરાય,
પશુ સમ ગણુવો રે.— મનુષ્યદેહ. ૭

અવિહિત કર્મો દૂર કરીને, સત્કર્મ ધરીને રે.—મનુષ્યદેહ.
જ્ઞાનતણા અધિકારી બનીને, ગુરૂશર્ણ જઇને રે.—મનુષ્યદેહ.

૧ ધિક્કાર પડયો. ૨. શાસ્ત્રોએ કરવાનાં કહેલાં નથી એવાં કર્મો.

સાખી—મોક્ષમાર્ગ ઉપદેશ લઇ સાધન કરી ભરપૂર,
બ્રહ્મ [1]નિરામયમાં ભળી જન્મમરણ કરી દૂર,
સાર્થક કરવો રે.— મનુષ્યદેહ. ૮
એ વિણ પ્રાપ્તવ્ય અન્ય ગણે તે, ભ્રમમાં પડેલો રે–મનુષ્યદેહ.
જન્મમરણ [2]મહાપત્તિ છતે શું, તે જન પામ્યો રે–મનુષ્યદેહ.
સાખી—ધન, કિરતી, સ્ત્રી, પુત્ર, એ પ્રાપ્ત થવા શ્રમ વ્યર્થ,
કાંકે તુચ્છ પદાર્થ એ સુખ કરવા ન સમર્થ,
દુઃખ સામું કરતાં રે.— મનુષ્યદેહ. ૯
માટે સમૂળથી દુઃખ જવાને, જન્મમરણ ખો રે.—મનુષ્યદેહ.
બ્રહ્મપદે વિરમ્યા વિણ તે ના, પામી શકે કો રે.–મનુષ્યદેહ.
સાખી—ભગીરથશ્રમ કરીનેય તે પામ્યાયોગ્ય ગણાય,
સમૂળ [3]દુઃખોચ્છેદને એહ થકીજ પમાય,
કટી વીર કસજો રે.— મનુષ્યદેહ. ૧૦



## ૨ ચાબખા.

( શિખરિણી વૃત્ત. )

અરેરે હો પાપી કયમ જડ ન ચેતી હજી જતો,
પચ્યો છે સંસારે નથી જરી ઉંચી આંખ કરતો,
સહેશે કયાં સૂધી [4]વિષજનિત આ ઘોરદુઃખને,
રહ્યો શું રે ન્હાણો કળી હજીલગી આ [5]કીચવિષે.— ૧
તને શું ના સૂઝે દિન દિન કરી વર્ષ જ જતાં,
ખુટી જાશે આયુ તન થઇ જશે રાખ મૃતિકા,
પછી તું જન્મ્યો તે તુજ જનમવું વ્યર્થ જ ગયું,
બિચારી માતાએ પ્રસવદુઃખ વેઠયું છુટી પડયું.— ૨

૧ નિર્વિકાર બ્રહ્મમાં. ૨ ભારે દુઃખ. ૩ દુઃખના નાશને. ૪ વિષયોરૂપી ઝેરમાંથી ઉપજતાં ઘોર દુઃખો—જેવાં કે કામાદિક છ વિકારોનાં બળતાં, તૃષ્ણા, વિયોગ, વિઘ્નો, જીવતાં સુધી કાયમ રહેનારી પ્રતિકુળતાઓ, વ્યાધિઓ, શ્રમની નિષ્ફળતાઓ તથા અનેક પ્રકારની યોગક્ષેમ સંબંધીની ચિંતાઓ વિગેરે. ૫ અજ્ઞાન અંધકારના કાદવમાં.

નહીં જેવો તેવો મનુષ્યજનમારો સમજજે,
સહૂ પાશો છોડી નિરભય થઇ મોક્ષજ રળે,
મહા મોઘા મૂલ્યે નહિ કદિ મળે જન્મ જનનો,
વૃથા તે ત્હેં ખોયો જગવિષય મધ્યે પચીરહ્યો.— ૩

લહ્યો ના સ્રષ્ટાને જનમ ધરી ખોયો અફળ આ,
જિંવ્યો આ સંસારે જન સકળને ભાર કરવા,
વૃથા ખાઇ ખાઇ જગતજનનું અન્ન ખુટ્યું,
ઉભાં કીધાં સામાં [1]દુષિતકરમો તેં ખળ બહુ.— ૪

ગધેડાને ઘાલ્યાં વરસ હત તો ભાર સહતો,
ન તારૂં બીજાનું શુભ કદિ કર્યું તેં જરીક તો,
અરે શું મોઢું લૈ ફરછ થઇ ડાહ્યો મતિહીણા,
મુઆ જેવો જીંવ્યો કંઇક મનમાં લાજ મુરખા.— ૫

પડયો ના ન્હાણો શેં મનુષ થઇને દેહ લજવ્યો.
ગુમાવી નાખ્યો તેં મનુષમણિ મોંઘામૂલ તણો,
જિંવ્યો ત્યારે શાને ખપ તુજ હતો શો જગતમાં
નહોતી કાંઇએ તુજ ખગ તણી ખોટ અહિંયાં.— ૬

હશે જાણ્યું તેં કે ઘડપણ સુધારી લઇશ હું,
જુવાનીમાં ભોગો વિવિધરસના ભોગવી લઉં,
વિચાર્યું એવું તો પણ ખબર કયાં છે તુજ અલ્યા,
ન તુંથી રે'વાશે શિથિલવયમાં સાવધ જરા.— ૭

વળી જાશો વાંકા થરથર ધ્રુજાશે શરિરથી,
થશે મંદી બુદ્ધિ સમજિ ન શકાશે મન થકી,
નહીં સૂઝે આંખે ચરણ પણ ચાલી નહીં શકે
થશે કોણા બ્હેરા હૃદયબળનું જોર ઘટશે.— ૮

ન બેસાશે ઝાઝું સકળ તનનાં ગાત્ર કળશે,
સદા નાસા ચૂશે ગળ ગળ મુખે લાળ ગળશે,

---

[1] દોષરૂપ કર્મો.

વહાશે શું નું શું તન [1]વસનનું ભાન ન રહે,
દશા એવીમાં તે કરી શકીશ શું તું મુરખ રે.— ૯
જુવાની આપી છે જનશરિરને [2]સાર્થ કરવા,
તપો ભારે સાધી સહુ પુરવનાં પાપ દહવા,
મર્યાનો ભો ખોવા ફરી જનમનું દુઃખ ટળવા,
ચિદાનંદે શામી અમરપદનો લાવ રળવા.— ૧૦
નથી આપી એ તો વિષય રમીને પૂર્ણ કરવા,
ભર્યાં ગંદાંદ્રવ્યે શરિરપર આસક્તિ ધરવા,
ત્રિયા ને લક્ષ્મીમાં ફસીરહીજ આયુ વિતવવા,
[3]મણિ વેચી સાટે નરકઢગનું મૂલ્ય રળવા.— ૧૧
ગયો તેતો હાવે સમય ફરી આવી નવ શકે,
હવેથી જો ચેતે હજિય પણ તારે સમય છે,
ખરી ઈચ્છા થાતાં અનુકુળપણુંએ સકળ છે,
ગુરૂ એ છે પાસે શરિર મન બુદ્ધિ સબળ છે.— ૧૨
હવે જો ચૂકયો તો નહિજ તક આવે ઘડી ઘડી,
વહી ચાલી આતો સહુ વરસસંખ્યા ઉમરની,
ફલાણું આ થાતાં પછીજ મન ચોઢું હરિ વિષે,
કર્યે એવું આશા નહિજ કંઈ પૂરી થઈ જશે.— ૧૩
ઉઘાડીને આંખો ઝટપટ થઇ સાવધ હવે,
ઉતારી દે સંધું જગત મનથી કંચુક પડે,

૧ વસ્ત્રનું ૨ અર્થવાળી કરવા—વિષયોના કીચડમાંજ પૂરી કર્યાથી યુવાની અર્થવગરની થઇ રહે છે કેમકે વિષયોનાં ભાટકાંમાં તો જનાવર વિગેરેની તથા મનુષ્યની પણ અનેકાનેક યુવાનીઓ આપણે સર્વેએ મિથ્યા ખોયેલી છે, અને તે નિરર્થક થયેલી છે (પૂર્વાવતારોમાં) ૩ મનુષ્ય શરીર લઇને આવ્યા અને મૂકીને જવાનું, તેથી જણાય છે કે એના બદલામાં શરીર છોડયા પછી સાથે રહી શકે એવી આપણે એ વડે કમાયેલી મિલ્કત સાટે આપણે તેને વેચ્યો છે. અજ્ઞાનીઓ હિમાલય જેવડો પાપોનો ડુંગર સાથે લઇ જાય છે. તેથી તેઓ મનુષ્યશરીરરૂપી અમૂલ્ય મણિ વેચી પાપોરૂપી નર્કનો મોટો ઢગલો રળ્યા છે.

મહાભારે સાધી પ્રબળપુરૂષાર્થો સજડથી,
હઠાવીને પાપો પ્રભુપદ વિષે પ્હોંચજ જાઈ.- ૧૪
બની સાચો શૂરો હરહરમહાદેવ કરીને
પડયે સિદ્ધિ હાવે નહિજ પગ પાછો ધર રજે,
મહાધૈર્યો ધારી મુખ ગુરૂ તણું નામ વદતાં.
ફતે છે નિશ્ચેથી પરમપદ રસ્તે નિકળતાં.- ૧૫
ફસ્યો છે જેમાં તું વિવિધ દ્રઢપાશો નિજ રચી,
નથી સાચું લેશે મૃગજળસમું જાણ મનથી,
ખરા જેવું દીસે તદપિ ન ખરૂં છે સમજથી,
વિનાશી સર્વે છે ઘડિ ઘડિક થાતી પલટથી.- ૧૬
પ્રભુ પોતે સાચા અમર સુખરાશી અચલ છે,
બધા ભકતો કેરૂં શરણુ, સહુજ્ઞાનીહૃદય છે,
સહૂ જીવો કેરૂં પરમપદ, આભાસપર છે,
મહાપ્રેમે પામી જનિમૃતિભયે મુક્ત થઇ રહે.- ૧૭



## ३ अविचारी पुरुषने ठपको.

( ભુજંગી છંદ. )

મહાદુષ્ટ ચંડાળ જેવા દિસો છો,
વળી ગર્દભીસ્વામી શા મૂર્ખ તો છો,
સદા અર્થ પોતાતણાને હણો છો,
નથી ભાન કે હાનિ કોને કરો છો.— ૧
કુહાડો લઇને તમે મારવાળો,
તમારાજ પાગે બળે ઘા પ્રહારો,
કપાઈ ગયેથી પછી જખ્ખ મારી,
સહો છો મહાવેદના દુઃખકારી.— ૨
લઇ દીપ હસ્તે કુવે તો પડો છો,
સદા જાણીને માર્ગ ઉંધે વહો છો,
થતાં દુઃખ પ્રસ્તાવ પૂઠે કરો છો,
સહંતાં મહાઘોર દુઃખો રડો છો.— ૩

સદા ઇંટ ઊંધી તણા મૂકનારા,
સદા પાપની વાસના પોષનારા,
મતી કર્મનીચાં વિષે પ્રેરનારા,
અહો પાત્ર છો દુઃખને વેઠવાના.— ૪

અરે ધિક્ક ધિક્કાર છે લક્ષવારી,
લઇ જન્મ માતા વૃથા ભારમારી,
અકલ્યાણ પોતાતણું તો કરે જ્યાં,
પરોપકૃતીની કથા શી કરે ત્યાં.— ૫

તમારા સમા જન્મીને વિશ્વમાંહીં,
ગણાંયોજ સંસાર આ દુઃખદાયી,
અધર્મે વહી યત્નથી સૂખમાટે,
મહાદુઃખ વેઠો પછી પાપસાટે.— ૬

સદા ધર્મથી સૂખ દુઃખો અધર્મે,
રહ્યો નિત્યનો સિદ્ધ એ નીમ વિશ્વે,
કુમાર્ગે વહ્યાથી મળે સૂખ જયારે,
પછી દુઃખ તે કોણ રીતે પમાયે.— ૭

કરી કર્મ ઉંધાં સુખી થૈશ જાણો,
કંઇ દાખલા ગોઠતા શોધી આણો,
કહો દેખિયે વિશ્વમાં એહ ન્યાય,
શઠો ને ખળો સર્વથા ફાવી જાય.— ૮

પરંતુ ખળોના હૃદે દુઃખ શાં છે,
ન જાણી તમે બ્હાર દેખી કહ્યું છે,
સુખો કે દુખો બ્હાર દેખ્યાં ન જાય,
રહે અંતરે એહ છૂપાં સદાય.— ૯

યથા ઊપરે ઇન્દ્રવર્ણાં રૂપાળાં,
તથાપી મહીં કાજળો હોય કાળાં,
તથા દુર્જનો બ્હાર જોતાં સુખી છે,
પરંતુ સદા અંતરે તો દુખી છે.— ૧૦

મહાત્મ્ય વસ્ત્રો ઘરેણાં સજ્યાથી,
રૂડા મ્હેલ ને ભવ્ય સાજો મળ્યાથી,
રૂપાળી સ્ત્રિયોની વળી સેવનાથી,
ન દુઃખો કદાપી હઠે ચિત્તમાંથી.— ૧૧
વ્યવસ્થા સદા વિશ્વની એ રીતે છે,
મહા સદ્ગુણો નિત્ય આનંદ દે છે,
સદા દુર્ગુણો દુઃખને આપનારા,
સ્વભાવેજ તેનાં ફળો તે થનારાં.— ૧૨
ફરે કોઈ કાળે ન એ નીમ ક્યારે,
કરોડો ઉપાયો ભલે કોઇ ધારે,
થશે કૌચને કૌચ ને આમ્ર કેરી,
યથા બીજ જાતિ ફળોની ય તેવી.— ૧૩
તમે હાલ જેમાં સુખોને ગણ્યાં છે,
સદા તે થકી દુઃખ સૌએ લણ્યાં છે,
તમે એ ન જો એથકી દૂર થાશો,
તદા અલ્પ કાળે ફળો તેજ ખાશો.— ૧૪
વિપાકો થશે કેમ આના ય એવા,
વિચારો ન એવું થઇ ડોઢઘેલા,
સદા કારણોની પુડે કાર્ય આવે,
રહે ગુપ્ત ઋહેલાં પછી દૃષ્ટ થાવે.— ૧૫
સહૂ વાતની વાત ટુંકી કહું છું,
શુણો ના શુણો વા તથાપી વદું છું,
ભવિષ્યે થનારાં દુખોને વિચારી,
ભલાભાઇ આ તૂર્ત ત્યાગો કુચાલી.— ૧૬
ભલે લાગતાં વેણુ આ ઝેરજેવાં,
અહોથી જણાશે સુધાથી ભરેલાં,
ધરી ધીર રાખી મતીને મુકામે,
હુવે સદ્ય જાગો બનો મૂર્ખ શાને.— ૧૭



## ૪ નિશ્ચયનું પ્રાબલ્ય.

( છપય છંદ )

જો તુજને પાલવે વાત છેવટની સુણજે,
નહીં તો માગી મોત સવેળા મ્હો લઇ ટળજે,
જે ગમ જાવું હોય તેહ મન સજડ કરીને,
અન્ય તણો ના સ્પર્ષ થવાદે જરાય મનને,
મન એક વાત નક્કી કરી ઝાલ બળથકી તેહને,
પછી અન્ય વાતનાં કોકડાં નાંખ બધાં ખારે કુવે.— ૧
મોટા બે વ્યવહાર અને પરમારથ રસ્તા,
તે તે ઠામે જવા તણા છે ભિન્નજ પંથા,
મોટે ચીલે પડે નાકની ડાંડી સામો,
લેઇ ઈશનું નામ જાય કરતો વિશરામો,
પામે છે ઇચ્છિત બેઉએ થોડે સમયે ચાલતાં,
વ્યવહારી દેહસુખો રળે, મોક્ષ રળે ભક્તજ થતાં.— ૨
નથી ચાલવાતણું કશું ઠેકાણું તારે,
માર્ગ તણો નહિં અંત આવતો એ વિધ કયારે,
ઘડિક ભજેછે ઈશ ઘડિક વિષયોને ચિંતે,
એ રીતે ચાલતાં નકી સુધરે નહિં એકે,
આત્માનંદે નહિં સાંપડે સુખ સંસાર તણાં જશે,
થઈ ઉભયભૃષ્ટ નરદેહ તુજ ફોકટમાં ગુમવાઇ જશે.— ૩
જો વ્યવહારે રાગ હોય તો મરને તેમાં,
શાને કરતો પછી શીર ઉંચું હરિજનમાં,
મૂકી ખાંધે ધૂર શાન્ત રાખી નિજ મનને,
છાનો માનો તાણ ગણે શિદ ત્યારે શ્રમને,
એ જજે ધુંસરૂં તાણતો રટતો જાજે રામને,
શ્રીહરિકૃપા જ્યારે થશે પામીશ દૃઢવૈરાગ્યને.— ૪
જો મેળવવા હરિ કમરને બાંધ કસીને,
થા યોદ્ધો શુરવીર ધાર કર તીક્ષ્ણ અસીને,

છએ શત્રુઓ સાથ મહા રણજંગ મચાવી,
ગુરૂ પ્રતાપે સદ્ય નાંખય સહુને હંફાવી,
પગ પાછો ના ધરવો કદી ઉડે શીશ તો ભેરથી,
મન મરણ આદરી પડ રણે યુદ્ધે જય પામે નકી.— ૫
રણમાં ઝૂઝે વીર પડે કરીને કેશરીયાં,
પડે શરિરમાં ઘાવ નહીં લેખવતા મનમાં,
હણે શત્રુઓ જેમ ઘાસ કાપે દાતરડે,
મહા ધૈર્યથી અડગ રહીને ડરે ન મરણે,
સાચા શૂરા તો તેજ છે મસ્તક મૂકીને લઢે
એ વીરયુદ્ધમાં ઉતરી જનો બાયલા શું કરે.— ૬
તુજ સરખા નરવીર બેસતાં કાયર થઈને,
લાજે જનનીતાત ખોડ બહુ લાગે કુળને,
[1]યુદ્ધે જાતાં વીર ડરે જો મરણ સ્મરીને,
ન્હોય શૂરનું પેટ બાયલાતણું જણાયે,
જનનીને એવી રીતથી કલંક આપી જીવવું,
તેથી તો મરવું યુદ્ધમાં હજારવાર ચઢે ઘણું.— ૭
શું સુખ વિષયો કરે ક્ષીણ કરનારા સૌએ,
મોહ દેઇ અળપાય દુઃખ ઉપજાવી મનને,
પ્રાપ્ત કરંતાં દુઃખ દુઃખ સાચવતાં એને,
વિયોગનું તો દુઃખ થવાનું દરેક સ્મરણે,
દીસે પ્રત્યક્ષ રિબાવતા સુખ તેતો આપે કશું ?
જાણીને પડવું ખાડમાં કામ એ મહામૂર્ખનું.— ૮

---

૧ કામ, ક્રોધ, મદ, લોભ, મોહ અને શોક એ ૭ દરેક જીવાત્માના શત્રુઓ છે. તેમની સાથે યુદ્ધ કરી તેમને મારવાના છે અને આત્મસામ્રાજ્ય મેળવવાનું છે, કેમકે અજ્ઞાનનો નિર્વાહ કરી રાખનારા તેઓ છે. **आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा। कामरूपेण कौंतेय दुष्पूरेणानलेनव॥ भ. गी. ३. ३९.** અર્થ—હે અર્જુન આ જ્ઞાનીના નિત્યવૈરી ( સહજશત્રુ ) કામરૂપી ન પૂરાય એવા ભૂખ્યા અગ્નિએ જ્ઞાનને ઢાંકી રાખ્યું છે. તથા **कामात्क्रोधोऽभिजायते॥** વિગેરે ગીતાવાક્યથી જણાશે કે છએ શત્રુઓ કામનોજ પરિવાર છે.

તોપણ તેમાં રાગ અરે કેવો અજ્ઞાની,
જાણી દુઃખદ કરે યુક્તિયો પ્રાપ્ત થવાની,
એક પાસ વૈરાગ્યતણી તું કરતો વાતો,
અન્ય પાસ નહિં વિષયસંગ બહુ કરી ધરાતો,
રે! શું સમજીને મૂરખા દોડયો દોડયો ત્યાં ધસે,
આ પતંગ જ્યમ બહુ વેગથી નાશ થવા દીપે ધસે.—૯

ઘડિ ઘડિ મનની સ્થિતિ થાય રાગી વૈરાગી,
બગડે બાજી બેય ધારણા ધૂળ થવાની,
ગર્ભભાર ને દુઃખ જવાં મિથ્યા માતાનાં
થાશે દુઃખો વૃથા દેહની વેઠ કર્યાનાં,
વેઠયાં જે દુઃખો સ્ત્રી અને ધન માટે ફોકટ જશે,
વળી અન્યજન્મ લઇ આ બધાં ફરી વેઠવાનાં થશે.— ૧૦

બહૂ ભોગવ્યા વિષય તોય તૃષ્ણા તેની ને,
ઉલટી વધતીજાય શમે કયમ એમ જરીકે,
અનેક જન્મો વિષે ભોગવી નથી ધરાતો,
તો વિષયોથી તૃપ્ત થવા શિદ વ્યર્થ તણાતો,
વિષયો તો નર્કવિષે ય છે એ પામ્યે સાર્થક કશું ?
જન્મીને દુઃખસુખો રળી મરી ફરીને જનમવું.— ૧૧

હરિ મેળવવા હોંસ હૃદયમાં ઘણી ધરો છો,
નિત્યમેવ સાધનો તણો અભ્યાસ કરોછો,
વિષયોપર વૈરાગ્ય ચિત્તમાં દૃઢ જામ્યો છે,
યમ નિયમો પાળવા સજડ નિશ્ચય રાખ્યો છે,
તે છતાં કોઈ સમયે વળી [1]સ્ખલન નિયમનું થાય છે,
તે સુવર્ણની થાળી વિષે લોહમેખ નંખાય છે.— ૧૨

[2]"**ટેક વિના નહીં નેક**" સૂત્ર એ સાચું જાણો,
મોળી છે જ્યાં ટેક ભ્રષ્ટતા ત્યાંજ પ્રમાણો,

---

૧ નિયમનો ભંગ. ૨ સદ્ધર્માચરણનું વ્રત અખંડિત રાખવું એ ટેક છે તેવા આગ્રહ વિના નેક એટલે ધર્મચુસ્તતા જળવાતી નથી.

પ્રાણ જાય ત્યાં લગી ટેક ના છોડે જ્યારે,
[1]દૈવીસંપત મળે આસુરી હારે ત્યારે,
તે સાચો ભક્ત પ્રભૂતણો જીવ જતે પણ ના ડગે,
નિજ ટેક જાળવી હરિ ભજી પ્રાણસંકટો પણ સહે.- ૧૩
ટેક તમારી તેમ સજડ રાખીને ભાઇ,
પ્રાણ જતાં ના ડગો ચિત્તને અચળ સહાય,
આવે વિઘ્નો તોય ધૈર્ય બહુ અડગ ધરીને,
જાળવવી નિજ ટેક આફતો સહન કરીને,
વિશ્વાસ ઇશિમાં દૃઢ ધરી સંશયમાત્ર વિલાવીને
હરિસ્વરૂપમાં સંતત અચળ ઠરાવવું મન લાવીને.- ૧૪
શ્રદ્ધામાં દૃઢ રહી જેહ હરિશરણ રહે છે,
કર્તા ભર્તા હરિ જાણી અભિમાન ત્યજે છે,
સર્વ સંકટો વિષે સ્હાય હરિની ઝંખે છે,
અડગ ધરી વિશ્વાસ સર્વથા કૃપા જુએ છે,
એ અનન્ય ચિન્તન હરિતણું સંતત ધારા પ્રેમની,
તે શુદ્ધપ્રેમિ નિજભક્તની ટેક પ્રભુ નિભવે સહી.- ૧૫
[2]નિશ્ચય જેવો હોય કામ તેવુંજ થનારૂં,
નિશ્ચયને આધીન સદા ફળ છે રહેનારૂં,
નિશ્ચય જ્યાં નહીં ડગે વિઘ્ન સૌ ઝખ મારે છે,
નિશ્ચય મેરૂપ્રાય પ્રમાદો સૌ હારે છે,
નિશ્ચય છે સર્વ શિરોમણી વિજય સકળ તેમાં રહે,
સંશયમાં સર્વે આપદો, દુઃખ, ત્રાસ, ભય, સ્ખલન છે.- ૧૬

---

૧ સદ્‌ગુણો-ભગવદ્‌ગીતા અ. ૧૬ શ્લોક ૧ થી ૫ જુઓ. ૨ બુદ્ધિનો અડગ ઠરાવ કે જે દૃઢ વિશ્વાસ, ટેક, નિરંતરનું ચિન્તન, વિગેરે સાધનોનું પરિણામ છે-મેળવોઃ—**सत्त्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत। श्रद्धामयोऽयंपुरुषो यो यच्छ्रद्धः स एव सः॥ भ.गी. अ. १७॥३॥** અર્થ-સર્વની શ્રદ્ધા તેનું અંતઃકરણ જેવા ગુણોવાળું હોય તે પ્રમાણે હોય છે, આ પુરૂષ શ્રદ્ધામય છે, જેવી જેની શ્રદ્ધા તેવોજ તે છે. **શ્રદ્ધાનું પૂર્ણસ્વરૂપ તેજ નિશ્ચય છે.**

કર્મ, ઉપાસન, મંત્ર, સકળ નિશ્ચયને માટે,
વિધવિધ સાધનક્રિયા સંશયો હઠવા માટે,
શાસ્ત્ર સકળનો સાર હૃદયમાં કોઇ પ્રકારે,
નિશ્ચય જ્યાં દૃઢ થયો તુરત ફળ દીસે સામે,
નિશ્ચયમાં પામર જીવ ને નિશ્ચયમાંજ પ્રભુપણું,
સૌ નિશ્ચયને વશ વિશ્વ છે દૃઢ માન્યું દીસે થયું.— ૧૭
અનુષ્ઠાનને જુઓ બરાબર સિદ્ધ થતામાં,
વિપરીતશંકા તણી ભાવના સ્ફુરે યદા ત્યાં,
થોડા ક્ષણના પછી મહાબળ પ્રગટ થઇને,
મહાનસિદ્ધી થાત તેહ તત્કાળ ફરીને,
જયમ ઉષ્ણદૂધ ફાટી જતું ક્ષાર તેહને સ્પર્ષતાં
[1]આઘાત થાય ત્યમ અતિઘણો મહા અનર્થ બને તહાં.— ૧૮
સંશય એવી રીત પથ્યબળ રદ કરનારો,
એજ બળો કરી ઝેર મોત ઉપજાવણહારો,
જરાક સ્ફુરતાંમાંજ સર્વ બળ તૂર્ત દહીને,
પ્રગટાવે નિજરૂપ એકદમ પલટ કરીને,
માટેજ મરણ વ્હાલું ગણી ટેક બુદ્ધિમત ના ત્યજે,
ત્યજતાંમાં સિદ્ધ મટીજ તે નર્કકીટ થઇને રહે.— ૧૯
ટેકતણો એ મેળ સ્ખલન નહિં બનેજ જ્યારે,
બન્યું રહે તે જોર હૃદયશ્રદ્ધા અનુસારે,
શ્રદ્ધા વધતી જાય તેમ બળ વધે અમાપે,
શ્રદ્ધામય છે પુરૂષ સર્વ નિજ મનને માપે,
તે માટે ટેક ન છોડવી અચળ એક નિશ્ચય ધરી,
[2]એ મહાપરીક્ષા ટેકની સફળ થતાં મળતા હરિ.— ૨૦

---

૧ અનુષ્ઠાનની ક્રિયાથી ઉપજેલું બળ સાધકના હૃદયમાં તેની સાધનાની સિદ્ધિનો નિશ્ચય કરાવી દે છે, અને નિશ્ચયજ ફળરૂપ તત્કાળ થઇ રહે છે, એજ તૈયાર થઈ ગયેલું બળ શંકાના વિષથી બદલાઇ ઝેર થઇ જાય છે, અને તેટલાજ બળથી મોટું વિરૂદ્ધ ફળ ઉપજાવે છે, આ સિદ્ધ નિયમ છે. ૨ ટેકના સજ્જડ દઢાવથી પૂર્ણનિશ્ચય પ્રગટતાં પહેલાં પ્રત્યેક ટેકની એક મહાપરીક્ષા થવાનો નિયમ છે. સગાળશા વિગેરેને થયું તેમ.

સતીતણી એ ટેક ભ્રષ્ટ ન થતાં તન ત્યાગે,
સતીયાની એ ટેક સત્યથી પ્રાણ ન ત્યાદે,
ધર્મીની એ ટેક પ્રાણ ત્યજી ધર્મ ન હારે,
ભક્તતણી એ ટેક પૂર્ણશ્રદ્ધા દૃઢ ધારે,
દૃઢ ટેકજ નિશ્ચયને રંગે, નિશ્ચય ફળરૂપે થતા,
મૃત્યુને તૃણ જેવું ગણે ત્યાંજ ટેક સજ્જડ થતો.- ૨૧

એક મુઠીમાં મોત અન્યમાં ટેક ધરીને,
સુખે ભોગવે મોત ટેકને પ્રાણ ગણીને,
સત્યટેક નહીં જવા મોત વ્હાલું છે જ્યારે,
આપત્તીનો સમો ટેકને નથીજ કયારે,
હરિચંદ્ર, મુરૂધ્વજ, કર્ણ, ને વિક્રમ, શિબી, સગાળશા,
મોટુંજ મરણ મંગલ ગણી ટેક કદાપિ ના ત્યજ્યા.- ૨૨

નિશ્ચય અમૃતરૂપ, ઇશ્વરી બળજ ધરાવે.
સંશય છે વિષરૂપ અધમતા તૂર્ત બનાવે,
યોગબળો સિદ્ધિયો સર્વ નિશ્ચય આધારે,
નિશ્ચય સર્વસમર્થ ઇચ્છતાં કરેજ સામે,
"**હું એક બહુરૂપે બનું**" ઇશ્વરમાં ઇચ્છા થતાં,
તત્કાળ બને નિશ્ચય થકી, બને નહીં તે જીવમાં.- ૨૩

સતેજ સાવધપણું હોય જાગૃતતા મનમાં,
સંશયરૂપી સ્ખલન રોકીયું કરે ન ઘરમાં,
પ્રમાદથીજ હરાય સર્વ બાજી ઉન્નતિની,
ઢીલી મૂકયે [1]વાગ દશા આવેજ પતનની,
માટે બહુ નિગ્રહ ચિત્તનો કરી અચલ દૃઢતા ધરી,
પ્રભુપદમાં લેઇ ઠરાવવું શુદ્ધ ટેક ભક્તિ કરી.- ૨૪

સત્યપ્રેમનો પ્રભુચરણમાં લ્હાવ મળે છે,
[2]વગળ વિનાનો શુદ્ધ નિત્ય આનંદ જડે છે,

૧ લગામ--મન લગામ છે **मनः प्रग्रहमेवच्च** । ૨ દુઃખ આદિક તાપણાંના ભેગ વગરનો.

મનઆદિકથી [1]દબાઇ દુઃખ થતાં, અટકે છે,
પ્રભુ પદનો સાક્ષાત ક્રમે અનુભવ ઉઘડે છે
નિજ [2]સર્વાતીત પ્રભુતણા પૂરણ સાક્ષાત્કારથી
પ્રત્યક્ષપણે દેખે સકળ નિજપ્રભુને સહુ નામથી.- ૨૫
છેવટ કહું છું વાત બગાડીશ ના તું બન્ને,
"સાધક" એમ નથીજ ભજ્યે પ્રભુ ને વિષયો એ,
વિષયો છોડી ક્રમે ધર્મબળ સંચય કરતાં,
હૃદય શુદ્ધ થઇ બને પ્રેમભક્તિ પ્રભુપદમાં,
[3]એકજ પ્રભુના નિશ્ચય થકી અનન્ય ભાવવડે ભજી,
ગાળી જીવત્વ પ્રભુપદે મોક્ષ પદારથ લે રળી.- ૨૬



## ૯ यौवन क्षणिक छे माटे कर्तव्यने सत्वर साधवुं.

( રાગ-કાફી હોરી )

જોબનીયું તો હીંડયું, હીંડયું રે સરર ગયું આ,
હાથ નહીં રહે, જુવછ શું ઓ ગયું.— ટેક.
ક્ષણ ક્ષણ ભરમાં ઓછું થતું એ, જરી નહીં ખાવ્યું ખળે,
સમજને ઊંઘી રહ્યો શું ?–જોબનીયું તો હીંડયું.- ૧
જોબન ચટકું ચાલ્યું જશેને, પડશે ઘટપણ રાત,
પછી શું કરવાનો છું ?–જોબનીયું તો હીંડયું.- ૨
ઊઠ અરે અજ્ઞાન પ્રમાદી, છોડ જગતની વાત,
મુરખ રે માન કહું છું.–જોબનીયું તો હીંડયું.- ૩

---

૧ મન અને શરીરના વિકારોના દબાણથી જીવાત્માને પોતાને દુઃખ હોય એમ ભાસે છે, અભ્યાસથી કેવળ અસંગ થઇ રહેતાં કાંઇ વળગતું નથી. ૨ સર્વની પાર રહેલા અને જેમની પાર કાંઇ નથી એવા તથા સર્વ જેમના વડે અને જેમના અર્થે છે એવા પરમાત્માના. ૩ **एकमेवाद्वितियं ब्रह्म नेहनानास्तिकिंचन । वेद ॥** બ્રહ્મ એકજ બીજા વિનાના છે, અહીં કશુંજ નાના પ્રકારનું નથી. ॥ વેદ ॥ માટે સર્વત્ર પોતાના પરમાત્માનેજ જાણવા જોઇયે. પ્રભુનાં નામ રૂપ ગુણ જૂદાં હોવામાં તેમને જૂદા ગણવાની તકરાર પાયા વિનાની છે.

આજ કરીશું કાલ કરીશું ગણી ગણીને ના કર્યું,
હજી એ બેસી રહ્યો છે.–જોબનીયું તો હીંડયું.– ૪
વખત ગયા પછી થઇશ નકામો, ફરી નહીં કામ સરે
રહ્યા ત્યાં હાથ ઘસોને.–જોબનીયું તો હીંડયું.– ૫
પરમ પ્રભુને શરણુ જઇને, હરિરસમાં જઇ મ્હાલ,
જનમને સાર્થક કરને.–જોબનીયું તો હીંડયું.– ૬
જન્મમરણુના ચક્ર વિષે તું ભમીશ કહાં લગી ભ્રાત,
ભક્તિ બળે ટાળ ચોરાશી,–જોબનીયું તો હીંડયું. ૭
સ્રી, સુત, ગૃહ, ધન, અહીં રહી જાશે, સંગ ન આવે કાંઇ,
કરીલે સાચી કમાઇ.–જોબનીયું તો હીંડયું.– ૮



## ६ अभिमान त्यागवा योग्य छे.

( રાગ-ભૈરવી–જાવા દ્યોને જુમનાં પાણી જાઇયે લાલ-એ લય )

છોડી દેને, મન મારા તું સૌ અભિમાન— ટેક,
પલક ટકે છે કયાં ફિસિયારી નભતી નથી બડાઇ,
અલ્પ મતિ બળનો જન તે શું ગુમાન મનમાંહીં ધરનાર–છોડીદેને.૧
મન ધાર્યું કરી નહીં શકવાનો નડે અબળતા ખામી,
મનરથ સઘળા ઉઠી ઉઠી મનમાં વિધવાસ્રી સ્તનવત શમનાર–છોડીદેને.૨
૧અંકુશ કેવા તુજ તનમનને, રૂચિ અનવે ન કરાયે,
રૂચિ તુજ કંઇ રહે થઇ કંઇક જતું
વિધિવશ તુજગતિ સઘળી યાર–છોડીદેને.૩

---

૧ લોક અને ન્યાત રૂઢીઓ, પ્રચલિત દેશ રિવાજો, શાસ્ત્ર આજ્ઞાઓ, રાજ્યના કાયદા, રૂચિ, ઇન્દ્રિય બળનું માપ, અને દૈવ, એટલા શરીર અને મનના વ્યવહારમાં અંકુશો છે તેથી માણસનું અહીં કાંઇજ ચાલતું નથી, જન્મથી મરણ પર્યંત સર્વ પરતંત્રપણે દુઃખ ભય અને ત્રાસમાંજ જીવન પૂરાં કરે છે, પણ પામરપણાથી અજ્ઞાનને લીધે મૂર્ખ ગર્વ ધારે છે.

હરિની કરામત તાચું મનુષ્ય તું [1]ઈશિકૃતી પર [illegible] કરો,
તુજતનુ સમશકતીમત રહેવા સદા સમર્થ નથીજ થનાર- છોડીદેને.૪
આજ સમું નહીં કાલ રહેશે કાલ સમું નહીં પરમદિને,
પ્રતિદિન ક્ષીણુ થતું તન તે પર શોજ ગર્વ રે મૂર્ખ ગમાર–છોડીદેને.૫
તુજથી મહાસમર્થ તનુઓ ધૂળ મહીં સહુ ધૂળ થયાં,
તુજ તન પર ત્યાં કેમ કરીને કંઈ વિશ્વાસ ધરે હેવાન–છોડીદેને.૬
અમુક ગુણે તું ચઢયો અન્યથી, આણીશ નહીં મન એવું,
તે ગુણ તુજમાં સદાય તેવો રહી ન શકે ત્યાં શું જ ગુમાન–છોડીદેને.૭
અન્ય ગુણોમાં અન્ય થકી તું ઘણો ઉતરતો ભાઈ,
અવર વિષે તે નહિં ગુણ તુજમાં, ગુમાનની તક કયાં જ લગાર–છોડીદેને.૮
વળી નિજ પ્રાપ્ત [2]હાલથી બનતી, શકાય કરી ટેડાઈ,
હાલ બને પ્રારબ્ધ પ્રમાણે સ્વતંત્ર બળ ત્યાં શું જન માંહિં–છોડીદેને.૯
ઘડિ ઘડિમાં સ્થિતિ તનની પલટે મનની તો ક્ષણમાંહીં,
ક્ષણિક વિષયપર ગર્વ કરે તે પલકભરે છે કયાં ટકનાર–છોડીદેને.૧૦
**ચુનીલાલ** ત્યજ ગુમાન સઘળો તાર મિજાજ નમાવો.
મિથ્યા એ [3]એડસાઈ જનની, સ્વતંત્ર ઈશજ છે કરનાર–છોડીદેને.૧૧

## ૭ કૃપણને ટપકો.

( રાગ ઈન્દ્રસભાનો ગઝલનો. )

છતે હુતે એ દુઃખ વેઠો ભોગ તમારા
દિયે હરિ અઢળક ન તોએ ભોગવાય આ— છતેહુતે. ૧
કર્યા છે અરથ પ્રાપ્ત શ્રમે કાજ તમારા
ન ભોગવો તમે તો ન્યાલ અન્ય થનારા— છતેહુતે. ૨

૧ ઈશ્વરની કૃપાથી તું આ સ્થિતિમાં મૂકાયો છું તો તે પરમ દયાળુ જગતપિતાનો અંતઃકરણથી આભાર માન અને તારાથી બની શકતી અન્યને મદદ કરે, એમાં હેં પોતે શી ધાડ મારી છે જે તું ગર્વ કરૂં છું. ૨ મનુષ્ય જે સ્થિતિમાં જનમ્યો હોય છે તે વડે પ્રાપ્ત શરીર મન બુદ્ધિ અને વ્યવહારની સમૃદ્ધિને હાલ કહેવાય છે. ૩ ફાટ્યાપણું–ગુમાન.

સુખાર્થ કર્યા ભોગ તમે પ્રાપ્ત આ બધા,
તથાપિ સહો દુઃખ છતે એ બધાય હા !-- છતેહુતે. ૩
ન દેહ ગયે કામ કશું આવશે જરી,
[1]અભુક્ત એ પદાર્થ રહેશે સહૂ પડી-- છતેહુતે. ૪
ભાગ્ય વિષે અન્યના પદાર્થ એ લખ્યા,
કેમ કરી ભોગવાય તે તમે કશા— છતેહુતે. ૫
કરતું હશે દૈવ તેનું જોર જે થકી,
જરા ન ભુક્તમાન થાય એ તમો થકી— છતેહુતે. ૬
રક્ષવાજ ઊલટા પદાર્થ અન્યના,
શ્રમથી લઇ પાસ શ્રમથકી સંભાળવા.— છતેહુતે. ૭
શું કરો તમે ય દૈવ અન્વયે બને,
ફેરવી શકાય કેમ તે તમો વડે.— છતેહુતે. ૮
ધન્ય પણ તમે ય એક વિશ્વમાં અહો !
ભોગવ્યા વિનાજ સૌ પદાર્થ દાન દ્યો.— છતેહુતે. ૯
તમ સમો ન દાનશૂર વીર કો વસે,
મરણ તલક સંચી સર્વ અન્યને જ દે.— છતેહુતે. ૧૦



## ૮ મનની અસંતોષરૂપી કૃપણતાથી થતી મિથ્યા દીનતા.

( રાગ—આશાગોડીનો. )

ફોકટ શિદ વલવલતું, મુરખમન, ફોકટ શિદ વલવલતું—ટેક.
સ્પૃહણીય વિષયો જોઇ અવરના, દીનતા શાને ધરે તું.–મુરખમન. ૧
આપવું ઘટતું હોત તુને તો, ખોટ પ્રભુને હતી શું.– મુરખમન. ૨
જે કંઇ તુજને યોગ્ય હતું તે, તુજ કરમાં છે દીધેલું.–મુરખમન. ૩
તોપણ બીજી વાંછા કરીને ગરીબ બની કાં રહે તું.– મુરખમન. ૪
પૂર્ણ ભરેલું પાત્ર પ્રમાણે, ઊણું ગણી તોય રડતું,– મુરખમન. ૫
કૃપણ બનીને દુઃખ અનુભવતું, હરિ સુખને દૂર કરતું.– મુરખમન. ૬

૧ ભોગવ્યા વગરના.

ભોગવી વિષયો તૃપ્ત થતું ને, ફરી વળી પાછું ભભડતું.-મુરખમન. ૭
અંત નથી તુજ વિષયતૃષાનો, નાજ છિપે જો કદિ મર તું.-મુરખમન. ૮
માટે ગણીને હાવે ઈચ્છિત્તા, વિષય થકી પાછું હઠ તું.- મુરખમન. ૯
હરિચરણોમાં લીન બનીને, શાન્તિ અખંડિત રળ તું- મુરખમન. ૧૦



## ૯ असंतोषथी क्लिष्ट रहेती वृत्तिनुं शमन.

( રાગ—સિંહાનો કનરો )

શું કરવા હવે મન અમુઝાવે, મનરથ પૂર્ણ થયા વળી કોના-ટેક.
વિરમવી દઈને સૌ ઉરમીને, સંકલ્પો સહુને ય શમાવો.-શું કરવા. ૧
જે આશાના દાસ બન્યા છો, તેજ હવે તમ દાસી બનાવો.-શું કરવા. ૨
અતિવ તપાવી વિત્ત હર્યું છે, દુષ્ટ સહૂ એહ વૃત્તિ વિરામો.-શું કરવા. ૩
જો તૃષ્ણાને નહીં અળપાવો, કલેશ થયાં કરશે નિત આવો.-શું કરવા. ૪
વેગ શમાવી મન દઈ મારી, જાઓ હવે મનથી સહુ ભૂલી.-શું કરવા. ૫
નહિંતો નિશ્ચે એ નિજવૃત્તિ, નિતનિત રીબવશે થઈ શૂળી.-શું કરવા. ૬
માટે મનથી ત્યાગ કરીને, અંતર ઇશપ્રતિ ઘો વાળી-શું કરવા. ૭
જેથકી સુખના દિવસ પલટશે, મોજ અખંડ જશે બહુ જામી.-
શું કરવા. ૮



## ૧૦ वैर त्याग.

( સવૈયા એકત્રીસા. )

વેર રાખવું હોય કદી તો માત્ર રાખજે તેની સાથ
જેનું પ્રતિદિન સ્મરણ કર્યાથી દુઃખ પાપથી મુક્ત થવાય
કાંકે જેપર દ્વેષ હોય તે પ્રતિદિન સ્મૃતિમાં નિત અટવાય
વિચાર આવ્યાંકરે તેહના ધ્યેય આપણું તેહજ થાય.- ૧
ધ્યાન જે તાગું નિત્ય કરાતું તેના ગુણ જનમાં દેખાય
માટે વૈરી તે જન કરવો જેના ગુણને નિજમન ચ્હાય
દુર્ગુણીયાને વૈરી કરતાં દુર્ગુણ આવે નિજ મનમાંહ્ય
માટે દુશ્મન કરતાં બ્હાવું ખળજનને જયાં લગી ખળાય.- ૨

રામચંદ્ર વૈરી કીધા તો રાવણ પામ્યો મોક્ષ નિદાન
ધ્યાન નિત્ય થઇ રામચંદ્રનું ધ્યેયરૂપ પામ્યો નિરવાણ
ક્ષુદ્ર વૈરી જો કર્યો હતે તો જાત નરકમાં નિશ્ચય જાણ
કાંકે દ્વેષી [1]દ્વેષ્યરૂપને પામે નક્કી વેદ પ્રમાણ.— ૩

દુર્જન વૈરી બની ફરે ને જો આપણને હોય ન વેર
દૂર થઇ તેનાથી વસવું અન્ય કશી કરવી નહિં પેર
પાસે વસતાં નડે નઠારો સમજાવ્યે ઉલટો ચીડાય
માટે તેની કરી ઉપેક્ષા સુખથી વસવું દૂર સદાય.— ૪

એક હાથની સર્વ આંગળી આંગળિ આંગળે વચ્ચે વેર
અહો મહાઆશ્ચર્ય દીસતું એકપણાને બદલે કેર
એક વૃક્ષનાં સર્વ પાંદડાં લઢવા વઢવાની શી વાત
મહાપ્રેમમાં મગ્ન રહીને સુખદીઠે થાવું રળીયાત.— ૫

[2]નિશ્ચય જૂદા થકી ધરાવે સ્થળે સ્થળે રાગો ને દ્વેષ
પોતે જેહ સ્વભાવ ધરાવ્યો જુવે અન્યમાં તે વિધ વેશ
માંહ્ય માંહ્ય ટેડાઇ ધરીને ગર્દભ ગર્દભ મારે લાત
એક એકને દબાવવાને ઘણા પ્રકાર કરે ઉત્પાત.— ૬

કાચ મધ્ય દેખાતી ચકલી તે શું આ ચકલીને વેર
બીજી જાણી ક્રોધ કરીને તાબે કરવા કરતી પેર
ચાંચમાંહ્યથી લોહી વહે છે પણ ના મૂકે તેનો ખ્યાલ
ભ્રાન્ત સમજ આવી છે ભાઇ વધ્યાં જાય દુશમનતા વ્હાલ.— ૭

ભાઇ ભાઇ બે લઢે વ્હેંચવા નરમ ગરમ એકે નવ થાય
ચઢી કોર્ટમાં દાવા લઢતાં પામે વાંદરબિલ્લી ન્યાય
તોપણ મમતે ખરાબખસ્તા થાય અને ઉઘડે નહિં આંખ
છોડે કોરટ જોતાં ત્યારે બચી હોય ચૂલાની રાખ.— ૮

---

૧ જેના ઉપર દ્વેષ હોય તેના રૂપને. ૨ અજ્ઞાનનું સ્વરૂપ દરેક બુદ્ધિમાં જુદા જુદા પ્રકારનું હોય છે તેથી નિશ્ચયો જુદા હોય છે, જ્ઞાનીના નિશ્ચય એકજ હોય છે.

બુદ્ધિમંત તો વૈર ત્યજીને સર્વ ઉપર રાખે નિત વ્હાલ
વૈર માર્ગ છે અહિત રચ્યાનો પ્રેમમાર્ગ કલ્યાણ કમાય
"જેવું તેવાને આકર્ષે" વિશ્વતણો છે એહજ ન્યાય
સૂક્ષ્મ સૃષ્ટિનાં કર્મ, વિચારો, સ્થૂળ થઇને તેજ ભળાય.- ૯
ભલું થવું દુશમનનું ઇચ્છિયે ભલું આપણું નિશ્ચય થાય
કાંકે પડઘો પડે શબ્દનો જેવો તેવો એહજ ન્યાય
ભલું રળાતું ભલું ઇચ્છતાં ભુંડું ચાહ્યે તેજ રળાય
માટે મનથી વૈર ત્યજીને વૈરીનું હિત [1]બુધજન ચ્હાય.-૧૦
ધર્મ અહિંસા એજ કહાવે સર્વતણું કલ્યાણ મગાય
અન્યતણું ચ્હાયાથી સારૂં આપતણું તેવુંજ પમાય
વૈરીનું શુભ ચ્હાતાં આવે ખચકો, ધર્મ તદા લોપાય
કાંકે ચ્હાવું કરવું એકજ ચ્હાયું તેહ કર્યુંજ ગણાય.- ૧૧
દેહતણા અજ્ઞાન પ્રતાપે દ્વૈતતણી સમજણ સમજાય
"[2]હું પણ આ કયમ" એમ ગણીને દોષ પારકો નાજ સહાય
બીલા સમ ભૂલો પોતાની પ્રગટ છતાં પણ તે ન ભળાય
રાઈ થકી ઝીણી બીજાની પ્રગટ કરી કહીને મલકાય.- ૧૨
અધીકાર કે દ્રવ્યબળે કો જુએ અન્યને તુચ્છસમાન
ગર્વછાક સીમાવિણુ છકતો કરે દીનને અમથી હાણ
જમીનપર તું હું બન્ને કયમ જમીનપરથી હેઠળ જા
ગરીબને નિર્દય થઈ પીલે રૂપ વૈરનું અન્યજ [3]આ.- ૧૩
વધ્યાં જાય વિદ્યા સમજણ ત્યમ સજડાતું અજ્ઞાન જણાય
રાગદ્વેષ આદિક ફાલીને વૈર વૃક્ષ બહુ [4]વિસ્તૃત થાય

---

૧ સમજુ પુરૂષો. ૨ પોતાનાં ગમે તેવાં કૃત્ય પણ માણસને દોષરૂપ જણાતાં નથી, તેથી અન્યના જાણ્યામાં ન આવે એમ તેને ઢાંકવા પ્રયત્ન કરે છે, પણ તેવોજ દોષ જ્યારે બીજાથી થયેલો જુએ છે ત્યારે તે સહન કરતો નથી અને તેને તે દોષના બદલામાં શિક્ષા કરવાનો પ્રયત્ન કરે છે, ત્યારે પોતાનો દોષ માફ કરે છો અને સામાનો કેમ નથી કરતા? ૩ તુચ્છ ગણી અન્યને વગર દરકારે કીડીઓની પેઠે કચરી મારવાં એ વૈરનુંજ બીજું સ્વરૂપ છે. ૪ ફેલાયેલું.

સુધરેલી રીતે વઢવાનું તેથી જડને નાજ જણાય
પણ સુજ્ઞો તો પ્રગટ જુએ છે વૈર વધ્યું જાતું જગમાંહ્ય.–૧૪

## ૧૧ ક્રોધનો ત્યાગ.

(શિખરિણી વૃત્ત)

જહાં કો વર્તેછે પ્રતિકુળપણે, કે મનવિષે,
તમે કંટાળોછો વળી બડબડોછો ઘણુક એ,
પ્રસંગે તો ક્રોધે વશ થઇ વદો શાપવચનો,
મને માનોછો કે દુરજન વૃથા એહ નડતો.–– ૧
ઘટેછે શું એવું વગરસમજ્યું મૂર્ખ સરખું,
તમોને કર્મોના નિયમ સમજીને ય કરવું?
થઇ સંસ્કારોને વશ સકળ છે વિશ્વજ રહ્યું
પછી કોને માથે [1]કૃતકરમકર્તૃત્વ ધરવું.–– ૨
તમે શું ના જાણો સકળ સ્થળ છે રાજ્ય હરિનું,
હરિ ન્યાયી પોતે અઘટિત કદિ કાંઇ ન કર્યું,
નહીં વાંકો ચૂકો કદિયપણ ઈન્સાફ અવળો,
થતો ન્યાયીરાજ્યે સકળબળ સર્વજ્ઞ હરિનો.–– ૩
તમે રોગી થાતાં પરવશપણે દુઃખ ખમતા,
શરીરે વાગ્યાથી, અનલ થકી દાઝી, દુખી થતા,
વળી એવાં બીજાં વિવિધ મનનાં ને શરિરનાં,
નસીબે આવેલાં બહુય અહિંયાં દુઃખ ખમિયાં–– ૪
બધાં એ કર્મોના નિયમ અનુસારે શરિરને
મળે આવી સ્હેજે ઉભય સુખ દુઃખો નિજક્રમે,

---

૧ કરેલા કર્મનું કર્તાપણું–આખું વિશ્વ યંત્રની માફક ચાલી રહ્યું છે, વિશ્વ આમ પ્રવાહની પેઠે વહેતુંજ રહે છે તેમાં ગ્રહોનાં, પ્રાણશક્તિનાં, વિચારોનાં, સંસ્કારોનાં અને મૂળની પ્રેરણાશક્તિ વિગેરેનાં સંયુક્ત બળો એકી વખતે નિરંતર ચોકસ નિયમોથી પ્રવર્તી રહ્યાં છે તેજ કારણ છે. કર્તાપણું અમુકનું છે એમ કહેવાને અવકાશ નથી.

બધી પ્રવૃત્તીઓ સહુય કરતાં યન્ત્ર સરખાં,
નિયંતાનાં થૈને વિવિધ હથિયારો જગતમાં-- ૫
બધાં પ્રાણી વર્તે પરવશ રહી કર્મબળને,
નહીં કોને કાંઈ નિજબળથકી કો કરી શકે,
બિચારાં એ સૌએ યદપિ નિજ પ્રારબ્ધવશમાં,
ભ્રમેથી માને છે નિજબળ થકી કાર્ય બનતાં-- ૬
તમે હો કર્તા તો નહિં પ્રથમથી કોઈજ લહે,
અહીં તો મૂકયો છે તમ ભરબજારે જનમને;
લહે જોશી સંધા સકળ વળી સામુદ્રિકવિદો,
ગ્રહો આદે બીજાં બળજ કરતાં સૌ, નહિં જીવો- ૭
[1]ખરૂં કે પ્રારબ્ધો પ્રબળપુરૂષાર્થે ફરી શકે,
તથાપી પૌરૂષો અનુકુળ મળે ત્યાંજ પલટે,
ન આયાસો નિત્યે સફળ બનતા સર્વસ્થળમાં,
વળી કયાંથી હોયે અનુકુળ દિશા સર્વશ્રમમાં- ૮
ફરેછે તેથી કો 'પ્રતિકુળ' અને કોઇ વધતું,
વળી ઓછું જ્યાદે 'અનુકુળ' શ્રમે કોઈક થતું,
રહેતાં કો દૈવો સુખવિપતનાં કાયમ તથા,
ફરે એવી રીતે જગનિયમનું ચક્ર બહુધા- ૯
બધાં એ કર્મો છે [2]જડકરણ [3]ચેતા હરિ તણાં,
પ્રવર્તી દેહીને નિજ નિજ ફળે યુક્ત કરતાં,
અહંબુદ્ધિ મિથ્યા શિર લઈ ફરે પુણ્ય દુરિતો,
અને વ્હોરે બોજો હિત અહિત ઉત્પાદન તણો.- ૧૦
કદી પોતાનું, કે ગૃહજન તણું, જ્ઞાતિજનનું,
સ્વધર્મીઓનું, કે જનસમુહનું, ધર્મબળનું,

---

૧ પ્રબળ પુરૂષાર્થ બળથી બીજાં સર્વ બળોની દિશા અને મહત્વ (Resultant of forces) માં ફેરફાર થઇ પ્રારબ્ધો ફરી જાય છે ખરાં, પણ પુરૂષાર્થ જે દિશામાં હોય તે પ્રમાણે અનુકુળતા કે પ્રતિકુળતામાં વધારો થાય છે. અને પુરૂષાર્થની દિશા જેવું બનવાકાળ હોય છે તેવીજ ગ્રહણ કરવાની મનુષ્યને સૂજ પડે છે. ૨ બીજાનાં ચલાવ્યાં ચાલે એવાં જડ સાધનો. ૩ જડ જગતને ચૈતન્યવાળું કરનારા, જગતમાત્રના અણુ અણુમાં પ્રવેશીને તેને જીવતું કરનારા.

બિજાથી દ્વેષે કે અણુખબર નુક્ષાન બનતાં,
બળી ઉઠે હૈયાં અણુસમજવાળા જન તણું. ૧૧
યદા ચાલે પેલા ઉપર નિજ સામર્થ્ય બળનું
કરીનાંખે શિક્ષા હૃદય શમવે એમ બળતું,
ન ચાલે ત્યારે તો અવરબળ માગે મદદમાં,
ચહેછે પેલાનું કંઈક પણ ભુંડું બદલમાં- ૧૨

કરે જો ના શિક્ષા પરમપ્રભુ અન્યાય વદતા,
ક્ષમા પોતાજેવી લઘુતમ ગણે છે બસ સદા;
જહાં સર્વે વાવી નિજકર થકી બીજ ગમતાં
ફળો પ્રેમે ખાતાં દખલ ન કરે ઈશ વચમાં- ૧૩

કર્યે શિક્ષા ક્રોધે નહિં કદિ બન્યું તે ન બનશે,
હણે પોતાને ને અવર જનને ક્રોધ કરતે,
થતાં ઠામે એકે જ્વલન દુખનાં, સર્વ પસરી,
સહૂને દે દુઃખો, નહિં કદિ સજા લાભદ જરી.- ૧૪

વધાર્યાં વાધે છે સુખ દુખ ઘટાડયાંજ ઘટતાં,
પીડાતાં થોડાઓ નહિજ રહતાં નિર્ભય બધાં,
પ્રભુરૂપે આખું જગત તન છે એક જણનું,
પગે વાગ્યાનું એ નકિજ શિરને દુઃખ મળતું.- ૧૫
બળ્યે પાડોશીનું ગૃહ નિજગૃહે હાણ બનતી,
ખુણે વસ્તુ કોહ્યે સખત દુરગંધો પ્રસરતી,
વિચાર્યે બીજાનું અહિત સહુએ તેજ રળતાં,
વિચારો છે કાંકે પ્રબળ બળરૂપે જગતમાં.- ૧૬
કરેછે શિક્ષાઓ નૃપતિ અપરાધી મનુષને,
નથી સારૂં તે એ કદિપણ હમારા મતવિષે,
પડે છે સંસ્કારો બહુજ હલકા એમ કરતાં,
વધ્યા જાતા તેથી અધિક અપરાધો જગતમાં. ૧૭

૧ ક્રોધ કરનાર ક્રોધનું બળતું હૃદયમાં પ્રગટાવી તેનાથી પોતે બળે છે અને ક્રોધથી બળતાસત્વવાળા શબ્દો કહાડી સામાને બાળે છે.

ભરેલાં દેખીને સ્થળ સ્થળજ કારાગૃહ વડાં,
ઘટયાં કે વાધ્યાં છે દુરિતજ સજાઓ નિત થતાં,
ઉઘાડી આંખોને પ્રગટ નિરખી લ્યો જન બધા,
અરીસાનો ના છે [1]કરવલય જોવા ખપ જરા.— ૧૮
વિના શિક્ષા દીધે યદિ સુમતિ આપી મનુષને,
નિવારે દોષોને કળી લઇ [2]ક્રિયાકારણ મને,
નથી રાજી કોએ કુમકુમ મુકી મેશ ઘસવા,
ન ચાલ્યે હેતુથી શિરપર ધરે દોષ કરવા.— ૧૯
બનેછે પ્હેલાં તો ખસુસ અટકયે દોષ ડરતાં,
તથાપી એ રીતે અધિક સમયે ભૂલ બનતાં,
પછી તે દોષેથી શરમ ભય સૈ દૂર પળતાં,
[3]ગણે ના ખોટું તે શુભજ સમજે ટેવ પડતાં.— ૨૦
જહાં આવો દીસે જગનિયમ દોષો વિષયમાં,
નહીં શિક્ષાઓથી કદિય અટકે—દુઃખ પડતાં,
કરે જાણીને જે સજ થઇ રહે કષ્ટ ખમવા,
કર્યા માટે વેઠી અધિક વધતું ધૈર્ય મનમાં— ૨૧
મનુષ્યોને દોષો નહિજ કરવાની તક મળે,
બને ત્યાં સૂધી તે સવડ કરવી યોગ્યજ ઠરે,
રહે તોએ જે જે દુરિત કરનારાં જગતમાં,
વિના ક્ષિશા દીધે નિજ હદ થકી દૂર કરવાં— ૨૨

---

૧ હાથનું કંકણ. ૨ ક્રિયાનું કારણ—કોઈ પણ અડચણ કે સપટામણમાં પડયો હોય છે તોજ માણસ તેને નિવારવા માટે દોષ કરવાનું પોતાને માથે લેવાનું વ્યાજબી ગણે છે, માટે તે કારણોને દૂર કર્યાથી કાર્યરૂપ દોષો થતા તત્કાળ બંધ થશે. ૩ અશુભ અને શુભનો નિશ્ચય અભ્યાસથીજ નક્કી થાય છે, જેમ જનાવર ખોરાક માટે મારવાં એવી ઇશ્વરી આજ્ઞા છે એવો નિશ્ચય મુસલમાને કર્યો છે અને ઝીણાં જંતુ પણ બચે તેટલાં બચાવવાં અને કોઇ પ્રાણિને જાણીને મારવાથી ઘણું પાપ છે એવો નિશ્ચય જૈને કર્યો છે; માટે શુભાશુભની સર્વ ભાવનાઓ બચપણથી થતા અભ્યાસ વડે દૃઢ થઇ નિશ્ચય રૂપ થાય છે, કેમકે શુભ અશુભ વિગેરે દ્વૈત માણસનું સરજેલું છે, ઇશ્વરનું સરજેલું નથી.

પ્રજાને સૌરીતે સુખજ દઇ રાજા અસલના,
ન દેતા કો કાળે તક કંઈ ગુન્હાઓ નિપજવા,
થતા દોષો તોએ યદિ, કઇંક દંડાદિ કરતા,
ઘણે ભાગે તેને નિજ [1]અવિતદેશો ત્યજવતા.- ૨૩
તથાપી રાજા ને અવરજનનું ઐકય ન બને,
કર્યા [2]શાસ્તા તેને પરમપ્રભુએ સર્વ ઉપરે,
પ્રજા કેરી તેણે વિપત સઘળી સદ્ય હરવી,
સજાઓ કીધામાં નથી કંઇ મહત્તા બળતણી.- ૨૪
સજા દેવાનું તો મુરખજનનું કામજ દિસે,
નહીં તેને કાંકે અવર કળની કો ગમ રજે,
ન બુદ્ધીમંતોને કદિય પણ એ રીત ઘટતી,
[3]ન તો શું ડાહ્યા ને મુરખ જનમાં અંતર પછી.- ૨૫
ક્ષમા પૃથ્વી જેવી નથી મન યદા ધારણુ કરી,
તદા અક્રોધીમાં નહિજ ગણુના લાયક જરી,
બળે ને બાળે જે જ્વલન બનવી ક્રોધવિષનાં,
મહામૂર્ખોમાં તે મુરખ નહિં છે શું જગતમાં ? .- ૨૬
થકી હેતુ એવા નહિજ મનુષે ક્રોધ કરવો,
ન કંટાળો આણી કદિજ નબળો શબ્દ વદવો,
સદા આપી માફી સ્ખલન સહુ અજ્ઞાન ગણવું,
બની દ્રષ્ટા નિત્યે અવિકળ રહી સૌ નિરખવું.- ૨૭



## ૧૨ વીર્ય સંરક્ષણનો ઉપદેશ.

(છપય છંદ)

ભરો વીર્ય બહુ ભરો કામવૃત્તિ રોધીને,
મન અતિશે દૃઢ કરો હરો દોષો શોધીને,

---

૧ પોતાના વડે રક્ષણ કરાયેલા દેશો. ૨ અમલ કરનાર. ૩ બુદ્ધિમાન ને મૂર્ખ બન્ને સજા તો કરી શકે છે, તો બુદ્ધિમાને બુદ્ધિ વડે વિશેષ શું કર્યું, બુદ્ધિબળથી કારણોને અટકાવી અપરાધ થતા બંધ કરવા જોઇએ છીયે, સજા કરવો એમાં શી મહત્તા કે શું સામર્થ્ય કહેવાય ?

અજડ રાખીને દાબ અચળ વૃત્તિ કરી રાખો,
ત્યજી અનંગથી રાગ સબળતનનું સુખ ચાખો,
બહુ જોસ રહેશે દેહમાં કમર નહીં દૂખે કદી,
વળી મુખપર તેજ પ્રકાસશે ધાર્યું કામ થશે નકી – ૧

કામ રોધવા થકી દેહનું બળ વાધે છે,
મન પણ થાતું સ્વસ્થ વૃત્તિયો સ્થૈર્ય ગ્રહે છે,
હૃદબળ ક્રમથી વધી [1]દૈન્ય ભય દૂર પળે છે,
[2]વિષયાતીત પ્રશાન્ત હૃદે આનંદ વહે છે,
સંકલ્પ, સ્મરણ, ધારણ, ગ્રહણ, એ આદે મનશક્તિયો,
[3]ઓજસ વધવાથી પુષ્ટ થઇ મહા તેજયુત થાતિયો.– ૨

રોકો ચેતી પ્રથમ પછાડી હાથ ન ઘસશો,
રોયે કૂટયે પછી અર્થ સરનારજ ન કશો,
બહૂજ મોઘે મૂલ્ય જેહ મળનાર ન વસ્તુ,
પ્રાણસમું તે રત્ન ન્હોય સાધારણ સસ્તુ,
જો તુચ્છ દ્રવ્યને ખરચતાં ખરી યોગ્યતા માગીએ,
તો મહા જરૂરત ખપ વિના કેમ શુક્રને આપીએ.– ૩

[4]વ્યર્થ જતામાં શુક્ર જાણ હિંસાજ મનુષની,
કાંકે ઊગ્યે તેહ પ્રગટતી જાતજ જનની,

---

૧ દીનતા–માઇકાંગલાપણું. ૨ વિષયો અને ઇન્દ્રિયોના સંબંધ વિનાનો સ્વાભાવિક સ્વતંત્ર આનંદ. ૩ ઓજસ એ શરીરની આઠમી ધાતુ છે–જઠરમાં નાંખેલો ખોરાક અનુક્રમે ચાર ચાર દિવસે રસ, રૂધિર, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને શુક્ર એમ પરિણામને પામે છે અને શુક્રનું ચાર દિવસે ઓજસ બને છે, તેથી અન્નમાંથી એ આઠમી ધાતુ બત્રીસ દિવસે પ્રગટે છે, તે અત્યંત સૂક્ષ્મ હોઇ સર્વબળોને પોષણ આપે છે. **૪ प्राग्रजोदर्शनात्पत्नीं नेयाद्गत्वा पततत्यधः। व्यर्थीकारेण शुक्रस्य ब्रह्महत्यामवाप्नुयात् ॥ ( आश्वलायनः )** અર્થ–પોતાની પત્ની ઋતુવાળી થયા વિના તે પેહેલાં તેની પાસે ન જવું, ગયાથી પુરૂષ નીચી દશાને પામે છે, અને શુક્રની મિથ્યા હાણ્ કરવાથી તે બ્રહ્મહત્યાને પામે છે.

ઊગ્યા કેરી સવડ વિના જે બીજ બગાડે,
માણુસ જેવું રત્ન તેહ થાતું વણુસાડે,
ના અમૂલ્ય માણુસ ઊપજે, નિજજીવન હાની કરે,
એ મહામૂર્ખતા આગળે સર્વ મૂર્ખતા જળ ભરે.- ૪

જો સહુધાતુસાર શુક્ર છે હીર જ તનનું,
બળવંતોનું જોર, બુદ્ધિબળ છે ધીમતનું,
તેજવંતનું તેજ, તપોબળ તાપસ જનનું,
સર્વ બળોનું મૂળ સત્યકારણુ ઉન્નતિનું,
જીવન છે તે સહુ જીવનું પરમજ્ઞાન સાધનજ તે,
તો કોઇકાળ જીવત લગી ત્યાગ્યું કેમજ જાય એ.- ૫



## १३ ब्रह्मचर्यने हरकत करनार संगदोष.

( ગીતી છંદ )

સંગ ત્યજ્યા વિણુ કહિએ બ્રહ્મચર્ય દૃઢ ન પાળી શકવાનો,
કાંકે સંગ બહિરનો કો ક્ષણુ મનમાં વિષયસ્મરણુ રચતો.- ૧

સાવધાનતા મનની ઈશિકૃપાથી જ્યાં લગી જળવાયે,
ત્યાં લગી તો નહિં ચાલે સંગ તણું બળ ચળાવવા મનને.- ૨

પણુ કો ક્ષણુ ગફલતથી અસાવધ થતાં સંગડાઘ લાગે,
વિષયવિચાર રચાઈ સ્મરણઅંગ બ્રહ્મચર્યનું ભાગે.- ૩

સ્મરણુ થતાં સ્રીરતિનું વીર્યબંધ ત્યાં તુરત શિથિલ થાતો,
સ્વપ્ન વિષે પછી સહસા કાળે કરી શુક્રપાત પણુ થાતો.- ૪

માટે સતત રહીને સાવધાન અંકુશ મનપર રાખો,
લગામ ગ્રહી સન્મતિની સ્મરણુ ચાબખે હરિપથમાં હાંકો.- ૫

---

૧ રજોદર્શનથી ચાર દિવસ મૂકી આઠમ, ચૌદશ, પૂનેમ, અમાંસ, અને પર્વના દિવસો ત્યાગ કરતાં સોળ દિવસ પર્યન્ત ગર્ભાધાનનો સમય છે માટે તેવે સમે કરેલું ગર્ભાધાન વ્યર્થ થતું નથી. વ્યાધિ આદિ પ્રતિબંધક હેતુથી ઉગવાની યોગ્યાતા ન હોય તો તે અમૂલ્ય બીજનો ઉપયોગ કરવો નહીં.

ગરીબ થઇને વશમાં ન થાય ત્યાં લગી દાબ સજડ ધરીને,
મિત્ર થયે પછી રાખો નિત્ય ઈશપદ વિષે ચુક્ત મનને.- ૬
બંધ શિથિલ કરનારો વિચાર કોપણુ મન ગણી રસવાળો,
[1]તે સહુ રમવા ધારે, તત્ક્ષણુ તે ઊઠતાંજ અટકાવો.- ૭
દયા ન તેપર કરશો કાંકે દુશ્મન તુરત હણ્યો સારો,
પ્રમાદ કરતાં પ્રથમે સાધ્ય મટીને અસાધ્ય બનનારો.- ૮
માટે નિગ્રહબળના દૃઢ પ્રતિરોધે પ્રમાદ નહિં કરવો,
વિચાર ઉત્થિત બનતાં તત્કાળજ ઈશસ્મરણમાં ધરવો.- ૯

## ૧૪ બ્રહ્મચર્ય પાળનાર યુવકને સૂચના.

( દ્રુતવિલંબિતવૃત્ત. )

નયનના પથને વશ રાખજે, રમણીના મુખને ન નિહાળજે,
નિકર કો અતિમોહક સુંદરી, નયનમેલનથી મન લે હરી.- ૧
વદન ગૌર મનોહર રમ્યમાં, ભ્રમરશ્યામ દૃગો ફરકાય જ્યાં,
ચતુરતા સઘળીય ચુલે પડે, વિરતિ એ પણુ પાણીજ ત્યાં ભરે.-૨
પરમ સુંદરતા અવલોકતાં, ચતુર [2]ભ્રભ્રમ [3]લોલકટાક્ષતા,
વચનમાં સ્મરશાસ્ત્ર રસજ્ઞતા, હૃદયતો દ્રવતું શુણુતાંજમાં.- ૩
શિવસમાન છળ્યા ચતુરાજને, નિજ વશીકરણીય કળાવડે,
મનુષતો ફસી જાયજ મોહમાં, નહિ નવાઇ કશીય કહાય ત્યાં.- ૪
ઉગરવા સ્મરબાણુ પ્રહારથી, મદનના અતિ દુઃસહ મારથી,
બહુજ દુર્લભ [2]રેતસહાણુથી, નયનને બળથી ગ્રહજે કશી.-૫
મનપરે પણ [3]સંતત જાપતો, રહીજ સાવધ ચોકસ રાખવો,
સ્મરવિચાર હૃદે કરતું રખે, શિથિલ શુક્રનિરોધ કરે રખે.-૬
શરિરમાં કિમતી સહુ ચીજથી, ગણુવી સપ્તમધાતુ અતી ઘણી,
તન, મનોબળ, ધીબળ સર્વ એ, ઉપજતું સહુ રેતસસંચયે.-૭

---

૧ કોઇ મદનવિલાસના વિચારમાં રમવા મન ઇચ્છે તો તત્કાળ તે વિચાર મનને ન ગમતું હોય તોપણુ બંધજ કરી દેવો, નહીં તો બહુ આગળ ચાલ્યા પછી બંધ કરવો મુશ્કેલ છે. ૨ ભમરોના વિલાસ. ૩ ચપળ કટાક્ષો ફેંકવાં તે. ૨ વીર્યના નાશથી ઉગરવા માટે. ૩ નિરંતર.

[1]નિરૂજતા, નિત ચિત્તપ્રસન્નતા, વિપતમાં મનની અતિધીરતા,
[2]સર્કળ દૈવીસુસંપદ નિષ્ઠતા, પ્રગટતાં [3]ચય શુક્તણો થતાં. ૮
સ્મરણ, દર્શન, ભાષણ ગુપ્તમાં, પરિચયો તરૂણીસહ વાધતાં,
વ્રતતણાં [4]પરઅંગજ ભાગતાં, શરિરસાર નિરોધ ડગી જતાં. ૯
પ્રથમ ચિત્ર રચાઈજ સ્વપ્નમાં. મનરથો ચળવે દઢશુક્તા,
ક્રમક્રમે વધતી જઇ વાસના, પરમહાણ કરે સ્મરસ્વપ્નતા. ૧૦
લહીજ એ વિધ કાર્યપરંપરા, સકળ કારણ માત્રજ રોકવાં,
વ્રતતણાં સહુ અંગ દ્રઢાવવાં, અતિ જ્વલંત મહાતપ ધારવાં. ૧૧
ભગિની માત સ્ત્રિયો સઘળી ગણી, સહુ અગમ્ય અનંગપથે લહી,
પરમ નિર્વિષયી મન સેવવી, પરમજ્ઞાન પથે [5]વ્યવહારવી. ૧૨
સહુજ જો તરૂણી [6]જનની સુતા, કહિંજ છે સ્મરને સ્થળ પેસવા,
નહિજ કો ચહતો નિજ માત કે, પ્રિયસુતા સહ ભોગવિલાસને. ૧૩
નહિજ સ્વપ્નવિષે પણ આવતી, નિજ સુતા ભગિની જનની કદિ,
ગણી અગમ્યજ કેવળ સત્યથી, નહિજ સત્ય વિષે ચલતા કદિ. ૧૪
પરમસત્ય અખંડજ એક છે, નહિજ તે કદિ સંશય યોગ્ય છે,
વગર સંશય નિશ્ચય ના ડગે, વગર એ ડગવે બળ ના હઠે. ૧૫
બળ હઠયા વિણ કોઈ સમર્થ ના, મન અનંગવિચાર ઉઠાવવા,
વિણ ઉઠયે કુવિચાર ન સ્વપ્નતા, કદિ બને તરૂણીવિષયી તદા. ૧૬
નથીજ જે ગણુતા જનની સુતા. સકળ વિશ્વસ્ત્રિયો મહિં પૂજ્યતા,
ફકત તે જનને થઇ સ્વપ્નતા, શિથિલ બંધ થતા દઢવૃત્તના. ૧૭
[7]સકળની જનની નિજ પાર્વતી, ભગિની છે નિજ દેવી સરસ્વતી,
પરમ તાપસિની ખુદ સત્યતા, થકી ગણાયજ પૂજન યોગ્યતા. ૧૮

---

૧ નિરોગીપણું. ૨ સર્વ દૈવીસંપત્તિયો. ચિત્તમાં દઢ જામી જવી તે. ૩ જમાવ. ૪ પ્રથમનાં અંગ કે જે વિચારરૂપ છે. ૫ તેમને આત્માસ્વરૂપે ગણી તેવો વ્યવહાર કરવો, દેહની નજરથી ના જોવી. ૬ મોટી વયની બ્હેન મા સમાન અને નાની પુત્રી સમાન છે તેથી તેનો " જનની સુતા " એ શબ્દોમાં સમાવેશ થાય છે. ૭ સર્વ માતા પાર્વતી અને પિતા શંકર છે તથા બ્હેન સરસ્વતી છે એવી પૂજ્યતાથી જોનારને કદાપિ સ્મરવિચાર થતો નથી.

ગણીજ એ વિધ ભોજનમાત્રને, તદપિ સાચવતાં વ્રતડાધને,
પ્રભુપદે મન નિર્ભય છોડવું, પરમ પ્રેમ થકી દૃઢ જોડવું. ૧૯



## ૧૯ દરવાજા ઉઘાડા અને ખાળે ડુંચા.

( મનહર છંદ. )

દરવાજા ઉઘાડા મૂકી ખાળે બહુ ડુંચા મારે
એવી સમજણ ઘણા લોક બહુ ધારે છે,
સત્વગુણ પોષવાને [1]લશુનાદિ ખાદ્ય ત્યાગી
[2]કામ–ક્રોધ–લોભ–મોહ–મદ–ને વધારે છે;
અશુદ્ધિથી બચવાને ઘડી ઘડી સ્નાન કરે
અશુદ્ધ વિચારો ધારણાઓ જારી રાખે છે,
જડતા જવાને એકાદશી ઉપવાસ કરે
જડ જેવાં ભારે ખાણાં પેટમાંહીં નાંખે છે.— ૧
અસત્ય જવાને ઘણા લોક નિત્ય મૌન રાખે
[3]અસત્ય સંસારે મતિ રચી પચી રાખે છે,
દાન નહીં લેવું માટે હાથ ન ધરે કદાપિ
માગી માગી લાંચ ભેટ સીધાં લેઇ રાચે છે;
કામ જીતવાને નારી દેખચે ઉપવાસ કરે
કામના ચિતાર કાળજેથી કયાંજ કહાડે છે,
સ્વાદ જીતવાને અન્ન ભેગું કરી જમી જાય
[4]મિતાહાર તણી ટેવ તોએ કયાંજ પાડે છે.— ૨



૧ લસણ, ડુંગળી, ગાજર વિગેરે. ૨ સત્વાદિ ગુણોના વધવા ઘટવામાં વિચારોજ મુખ્ય કારણ છે, અખંડ બ્રહ્મવિચારમાં કે ભક્તિરસમાં લીન રહેનારના શરીરમાં ગમે તેવો તામસ પદાર્થ પણ સાત્વિક થઇ જાય છે. ખોરાક સંગ વિગેરે કારણો બીજે નંબરે છે અને તે મુખ્યત્વે પામર વિષયીને લાગુ પડે છે. ૩ મૃગજળ જેવા જૂઠા સંસારને સાચો માની તેને દૃઢપણે વળગી રહી અન્ય અસત્ય શું છોડયું? ૪ સ્વાદ જીતવાનું કારણ લાલચથી બહુ ન ખાઇ જવાય એજ છે.

## ૧૬ [1]बकभक्तनिन्दा.

( છપય છંદ. )

જ્યાં લગી હૃદયે કપટ વેશ ઊપરનો જૂદો,
ઊપર સજ્જનપણું મેલ અંતરમાં ઉંડો,
બતાવવાના અન્ય ચાવવાના છે જૂદા,
હસ્તીદંત સમાન પ્રગટથી ગુપ્ત અનેરા,
ત્યાં લગી કૃપા જગદીશની કોઇ પ્રકારે ના થશે.
આચારધર્મ મર્યાદને પાળી તેથી શું થશે? ૧

[2]ભલે ભક્તના રાજ ગણાયા તેથી શું છે?
હરિજન મધ્યે શ્રેષ્ઠ લહાયા તો પણ શું છે?
દિગંત કીર્તીવંત મહા પંડિત તોએ શું?
થયા સિદ્ધ યોગીન્દ્ર તે થકી કામ સરે શું?
ઊપર અંતરમાં જ્યાં લગી ભેદ ભર્યો છે કારમો,
ત્રિપુરારી ત્યાંથી દૂર છે સત્ય વાત એ જાણજો.— ૨
માત સુતા સમ સર્વ નારીઓ ગણી નથી જો
બ્રહ્મચર્યનો વેશ ધર્યે ના કામ સરે કો,
દ્રવ્યમાત્રને ગણ્યું નથી જો માટી જેવું
ભગવાં કપડાં કર્યે જગત્ તે છૂટયું કેવું,

---

૧ अधोदृष्टि र्नैष्कृतिकः स्वार्थसाधन तत्परः । शठो मिथ्याविनीतश्च बकव्रतचरोद्विजः ॥ मनुस्मृति ॥ અર્થ—નીચી નજરથી જોનારો, દગાબાજ, સ્વાર્થ સાધવામાં હુંશિયાર, ખળ, મિથ્યા વિનયવાક્ય બોલનારો મીઠો, એવો લુચ્ચો દ્વિજ "બકભક્ત" કહેવાય છે.

૨ ઢાંગના બળથી લોકોમાં બહુ ભારે ભમ ગણાયા તો તેથી દુનિયાંને કે તેમને પોતાને કશોજ ફાયદો નથી, દંભ તો આસુરી સંપત્તિનું લક્ષણ છે. જુઓ दंभो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च । अज्ञानं चाभिजातस्य पार्थ संपद मासुरीम् ॥ भ. गी. १६. ४ ॥ અર્થ—આસુરી સંપત્તિ સાથે જન્મેલાને ઢાંગ, કોઇને ન ગણકારવાપણું, ગર્વિષ્ટપણું, ગુસ્સો, નિર્દયતા, અને અજ્ઞાન એ સહજ હોય છે.

વિષયો મનથી વિરમ્યા નથી ત્યાગવેશ ત્યાં ઢોંગ છે,
[1]યમ નિયમ સિદ્ધ હ્રદયે નથી પરોપદેશ નકામ છે. ૩



## ૧૭ विषयना गुलामने ठपको.

(રાગ–ઇંગ્રેજી રાહનો.—" અગેઇન અગેઈન એન્ડ અગેઇન વિગેરે "
એ લયમાં ગવાશે.)

ગુલામ, ગુલામ, ઓ ગુલામ; ગુલામ, વિષયી ગુલામ,
શું ચાતુર થઇ આતુર, જગફંદે વિષયાતુર,
થઈ અંધો મોહાતુર બેફામ?–ગુલામ, ગુલામ, ઓ ગુલામ.— ૧
શરમા, મનમાં કંઇ શરમા; કંઇ રાખ મુર્ખાઇની સીમા,
બહુ સાદરથી [2]દાદર સમ સુખમાં જઇ ગાડર સમ;
જીવન શિદ પાદર કર આમ?–ગુલામ, ગુલામ, ઓ ગુલામ.— ૨
કુંચા, બન્યોછું કુંચા; જઈ સાર રહ્યો છું ડુંચા,
છું મુક્કર તું ઉક્કરડે વિષ્ટાશી [3]ડુક્કરવત
[4]કુક્કરવત ઇચ્છે શું ચામ?—ગુલામ, ગુલામ, ઓ ગુલામ.— ૩



## ૧૮ सदबोधमाला.

( રાગ ગરબી—લોલની )

શ્રી ગુરૂ ચરણે નામી શીશ, સ્મરી શ્રી ઇશને રે લોલ,
રચું સદબોધ મનોહરમાળ, ભજયે ભય તો શમે રે લોલ.— ૧
આ જગ મોહક વિધવિધરૂપ, વિષયરસથી ભર્યું રે લોલ,
તેમાં પામરજન થઈ લુબ્ધ, સ્વચિત્ત ક્રિડા કર્યું રે લોલ.— ૨

૧ अहिंसासत्यास्तेय ब्रह्मचर्यापरिग्रहायमाः ॥ કોઇનું ભુંડું ન કરવું, ચોરી ન કરવી, ઊર્ધ્વરેતસ રહેવું, અને સર્વથી વિરક્ત રહેવું, એ પાંચ યમ છે; તથા शौच संतोष तपः स्वाध्यायेश्वर प्रणिधानानि नियमाः ॥ પવિત્રતા, સંતોષ, તપ, વેદાધ્યયન, અને ઇશ્વર ભક્તિ, એ પાંચ નિયમો છે. ॥ ( પાતંજલ યોગદર્શન ) ॥ ૨ દાદરના રોગમાં ચુંટવાથી સુખ મળે છે, તેવા દાદર જેવા સ્ત્રીસંગ સુખમાં ગાડર એટલે ઘેટાંના ટોળાની માફક બીજા સ્ત્રીલંપટોની પેઠે મોહથી લાલચ કરી જીંદગી શાને રદ્દ કરૂં છું? ૩ નર્ક ખાનાર ડુક્કર એટલે ભુંડ જેવો. ૪ કુતરાની પેઠે ચામડાની ઇચ્છા શું કરે છે?

નિશ દિન વિષય વિષેજ નિમગ્ન, ન વૃત્તિ કંઈ વળે રે લોલ,
નવધાભક્તિ વિષયની થાય, ગ્રહી દઢતા મને રે લોલ.— ૩
વિષયજ ઇષ્ટપદાર્થ ગણાય, મળે મહાપુણ્યથી રે લોલ,
એ તો પ્રાપ્ત ન જેને તે જન, પુણ્ય કર્યું નથી રે લોલ.— ૪
તે જન ભાગ્યશાળી જગમાંહિં, કે પ્રાપ્તપદાર્થ જે રે લોલ,
સ્તુતિ ગુણ તેહતણુંજ ગવાય, પ્રતિષ્ઠિત તે જ છે રે લોલ.—૫
એ ત્રિધ ઇન્દ્રિયસુખમાં સર્વ, જગતજન મોહી રહ્યાં રે લોલ,
પામે તોપણ કર્મવશાત, ઉભય સુખ દુ:ખ તો રે લોલ.— ૬
ના કદિ માયિકસુખ કો દુ:ખ વગરનું સંભવે રે લોલ,
એ સુખ ભોગવતાં વળી ઓજસહાણ ઘણી બને રે લોલ.— ૭
અવધીવંત બધાં સુખ એહ, કે ક્ષીણ થતાં ક્રમે રે લોલ,
સુખ પરિણમતાં દુ:ખ પમાય, ક્રમે સુખના જ તે રે લોલ.—૮
જળનો જેમ સ્વભાવ સદાય, પડી સરખું ચઢે રે લોલ,
સુખ દુ:ખ ક્રમ પણ એજ પ્રમાણ, ઉભય સરખા રહે રે લોલ.—૯
સુખ તો આવ્યું તે ન જણાય, દિવસ જલદી જતા રે લોલ,
દુ:ખના દિન તો વર્ષસમાન, કયમે તે જાય ના રે લોલ.—૧૦
સુખ પામ્યા પેહેલાં એ દુ:ખ, પછી પણ દુ:ખ છે રે લોલ,
માટે વિષયમાત્ર દુ:ખરૂપ, કહ્યાછે મહાજને રે લોલ.— ૧૧
સુખ આદીમધ્યાન્ત પમાય, ગાગું પ્રાપ્તવ્ય તે રે લોલ,
તે વિણ પ્રાપ્ત થવા કંઇ અર્થ, ન શ્રમ કર્તવ્ય છે રે લોલ.—૧૨
એવી સુખમય વસ્તુ એકજ, શ્રી પરમાત્મ છે રે લોલ,
તે તો જ્ઞાન વિના ન પમાય, ગુરૂ વિણ જ્ઞાન ના રે લોલ.—૧૩
સદ્દગુરૂ પણ નહિં વિણ અધિકાર, ફળે શ્રમ બહુ છતાં રે લોલ,
નિત પ્રતિ ધર્મ કર્મ નિષ્કામ, વિના અધિકાર ના રે લોલ.—૧૪
માટે વિહિત કરી સહુ કર્મજ, નિંદિત ત્યાગવાં રે લોલ,
જેથી અંતર બની અધિકારી, ગુરૂશરણે જતું રે લોલ.— ૧૫
શ્રીગુરૂકળથી ભ્રમ અળપાઈ, થશે વિજ્ઞાન તો રે લોલ,
તેથી થઇ આનંદસ્વરૂપ, હરિમય થઇ રહો રે લોલ.— ૧૬



## ૧૯. વિષય ત્યજી હરિ ભજો.

( સારૂં સારૂં રે સૂરત શેહેર મુંબાઈ અલબેલી—એ ગરબીનો રાગ, )

ગાઓ ગાઓરે હરિગુણગાન, જીવપદ ટળવાને,
થાઓ થાઓરે અમલ નિષ્પાપ, મુક્તપદ રળવાને.—ટેક.
પંચભૂતનું પુતળું તન તો ક્ષણમહીં અળપાય જો,
તેહ વિષે મમતા ધરી ધરીને કેમ ભરોસે રહાય.–જીવપદ ૧
વિષયરસે બહુ મોહ ધરીને ચિત્ત સદા તે ચ્હાય જો,
પણ સુખ કરતાં દુઃખ લક્ષગુણ એ થકી મળતું જણાય–જીવપદ ૨
અધિક કષ્ટ ને શ્રમ વિના તો ભોગજ પ્રાપ્ત ન થાય જો,
[1]ક્ષણિકપણાથી ક્ષણસુખ દઇને તુરત સુખદ મટી જાય–જીવપદ ૩
પ્રાપ્તિ વિષે બહુ દુઃખ સહાવી સુખ ક્ષણિક દઇ જાય જો,
દુઃખ પુનરપી વિયોગનું તો પ્રત્યેક સ્મૃતિયે પમાય–જીવપદ ૪
એજ કારણે દુઃખરૂપ સૌ વિષય કહ્યા ગુરૂરાય જો,
મોહ એહથી ત્યાગ્યા વિણ ના સુખના દિવસ ભળાય–જીવપદ ૫
રાગ વિષયથી ત્યાગ કર્યો કે પ્રેમ તુરત પલટાય જો,[2]
સુખમય નિત્ય પરમપ્રભુપદમાં રસબસ થઈ લપટાય–જીવપદ ૬
ઇશપદે ચિત્ત ગળે ન ત્યાં લગી જન્મમરણ નવ જાય જો,
[3]અનન્ય ભક્તિ ઇશ તણી વિણ તે પદને ન પમાય–જીવપદ ૭
મોંઘો જન્મ મનુષ્યનો ધરીને કર્યો નહીં પુરૂષાર્થ જો,
મિથ્યા જનનીયૌવનવનને હણવા પ્રગટયા કુઠાર[4]– જીવપદ ૮

---

૧ વિષય માત્રનો એવો સ્વભાવ છે કે તે પ્રાપ્ત થતાંજ વિજળીના ઝબકાની માફક એકદમ સુખની લાગણી ઉપજાવી તત્કાળ તેઓ સામાન્યમાં ભળી જાય છે અને પછી કાંઇજ સુખ આપતા નથી. ૨ પ્રેમ એ સત્યવસ્તુ હોવાથી તેનો નાશ થતો નથી, તે પોતાનું વ્હાલું શોધી તેના ઉપર આફરીન થઇ રહે છે. અનિત્ય એવા દશ્યમાંથી પ્રેમ ઉઠાવતાં બાકીમાં સત્યસ્વરૂપ પરમાત્માજ રહ્યા તે પ્રેમમૂર્તિ મંગલમૂર્તિ છે અને સર્વ સદ્ગુણોનું ધામ છે તેથી ચિત્ત તેમના પ્રતિ વળે છે અને પછી ભક્તિરસમાં આનંદ લેતું થાય છે. ૩ જગત અને શરીરના સંપૂર્ણ વિચારોને નિઃશેષ છોડી દઇ કેવળ વૃત્તિયો વ્યાપક પરમાત્મા પ્રતિ પ્રેમરસથી ભરપૂર કરી દેવી તે. ૪ કુહાડા

પંચ વિષયની ભક્તિ કર્યાથી જીવપણું નવ જાય જો,
ઉલટી વધતી જાય અવિદ્યા, દેહાધ્યાસ[1] દ્રઢાય- જીવપદ ૯
માટે દ્રશ્યસ્મરણ વિસરીને ત્યજી વિષયનો રંગજો,
કરી [2]ઉપેક્ષા હાણ લાભમાં કરવું ચિત્ત અસંગ-જીવપદ ૧૦
અનુકુળ પ્રતિકુળ દ્વંદ્વભાવના રાગદ્વેષ થકી થાય જો,
રાગદ્વેષો વિષયપદાર્થે સુખદુઃખ સમજાયે જડાય.- જીવપદ ૧૧
જડવિષયો નહિં સુખદુઃખ મનને દેવા છેજ સમર્થ જો,
પોતાનાજ હૃદયનો નિશ્ચય થાતો એ વિધ દ્રષ્ટ— જીવપદ ૧૨
વિષય થકી સુખદુઃખ થયાની ભ્રાન્તિ તણો ત્યજી મૅલ જો,
તેહ વિષે રાગાદિક ત્યજવા, સુખદુઃખ મનનો [3]ખેલ-જીવપદ ૧૩
દ્રશ્ય માત્રનો રાગ હૃદયથી ત્યાગી જાણી અસાર જો,
સારવસ્તુ જે આત્મસ્વરૂપ છે તેમાં મન દ્રઢ ધાર- જીવપદ ૧૪
રાત દિવસ ખોળે જે સુખને જેથી વિષયપ્રતિ ધાય જો,
તે સુખ એક અખંડ નિત્ય સત ઇશ સ્વરૂપ જણાય.-જીવપદ ૧૫
જ્યારે દ્રશ્ય વિચારો મનથી મિથ્યા જાણી વિલાય જો,
અસંગ હરિમાં હું પદ ગળતાં હરિરૂપેજ રહાય.- જીવપદ ૧૬
[4]આત્મા તે પરમાત્મા પૂરણ જીવપણે સમજાય જો,
નિત્યાનંદ અભેદે ભજતાં, તુરતજ જીવ વિલાય-જીવપદ ૧૭
ભક્તિ સ્થિરચિત્તેજ કરીને સાંધી મન હરિસાથ જો,
અમૃત પ્રભુપદ આપ લહીને જન્મમરણ ભય નાથ્ય-જીવપદ. ૧૮



---

૧ શરીર તે હું છું એવી બુદ્ધિ. ૨ બેદરકારી. ૩ સુખ અને દુઃખ સૃષ્ટિમાં પરમાત્માએ સરજેલાં નથી તેઓ જીવસૃષ્ટ છે તેથી મનનાં માની લીધેલાં મિથ્યા છે. ૪ આત્મા સોઙી પરમાત્મા જીવો બ્રહ્મૈવ એ સૂત્ર પ્રમાણે જીવનું જીવપણું અજ્ઞાનથી માની લીધેલું છે, જેમ નથી છતાં સુખદુઃખ મને માની લીધાં છે તેમ.

## ૨૦ विषय स्मरणनो निषेध.

( રાગ ગરબી-અડો ચતુર પેલો ટોપીવાળો ધુમાસ ગાડી ચલાવીરે-એ લયમાં ગવાશે. )

વિષય વિષય મન સ્મરણુ નિરંતર કરીને ઉમર સકળ ગુમવી-ટેક,
વિષય સ્મરણુ થકી વિષય સ્વરૂપને મન આળેખે હૃદય મહીં,
પ્રતિદિન ચિન્તન મનન કરીને વિષયરૂપ મન થાય નકી.-વિષય. ૧
વિષયરૂપ મન અતિશે ચંચળ [1]સૂક્ષ્મ દૃષ્ટિનો લોપ કરે,
બુદ્ધિતણી કરી સ્થૂળ અવસ્થા જડત્વ ક્રમથી દે મતિને.—વિષય. ૨
જડમતિ અણુથકી સૂક્ષ્મ ઇશને ગ્રહણુ હૃદયમાં કરી ન શકે,
[2]ઇશ કેમકે અણુથકી અણુ ને મહાનથકીય મહત્તમ છે.—વિષય. ૩
સૂક્ષ્મ થકી પણુ સૂક્ષ્મ બુદ્ધિ વિણુ, [3]ગ્રાહ્ય ઈશિનું સ્વરૂપ નથી,
હરિસ્વરૂપ ચિન્તન વિણુ કહિયે બુદ્ધિ ન સૂક્ષ્મ બનેજ નકી.-વિષય. ૪
અગમ્ય ઈશિ રૂપ પણુ નિશદિન મનન કર્યાથી પ્રગટ થતું,
વૃત્તિ વિષે આરૂઢ કરીને સંતત હરિવિષયે રમવું— વિષય. ૫
જડ પદાર્થો નિત્ય સ્મર્યાથી જડપણુ મનને પ્રાપ્ત થતું,
ચેતન હરિના સ્મરણુ મનનથી રળતું [4]ચૈતન્યાંશ જતું-વિષય. ૬
માટે અન્ય ત્યજી સહુ સ્મરણો વિચાર જડના રોધ કરી,
ઇશ સ્વરૂપનો સંતત કરતાં વિચાર સહુ સ્થળ થાય હરિ.-વિષય. ૭
ઇશ અમર અજ અકળ અરૂપી વ્યાપક સર્વસ્થળે વસીયા,
રોમ રોમ જગદીશ્વર પોતે જ્ઞાનસ્વરૂપે જાય લહ્યા.— વિષય. ૮
[5]હૃદયવિષે સુરતા દૃઢ બાંધી સ્થૂળ સૂક્ષ્મ તન ભાન ત્યજે,
આત્મ ધ્યાનમાં મન લય બનતાં સ્વયં પૂર્ણ હરિ આપ લહે—વિષય. ૯

---

૧ ઝીણી નજરનો. ૨ **अणो रणीयान्महतो महीयान्।** પરમાત્મા અણુથી પણુ વધારે અણુ જેવા અને મહાનથી પણુ વધારે મહાન છે. ૩ ગ્રહણુ કરવા યોગ્ય. ૪ ચૈતન્યનું સર્વ સામર્થ્ય. ૫ **अहमात्मा गुडाकेश सर्वभूताशय स्थितः । अहमादिश्च मध्यंच भूतानामंतएवच ॥ भ. गी. १०–२०** ॥ અર્થ-હે અર્જુન ! સર્વ ભૂતોના હૃદયમાં રહેલો હું સર્વનો આત્મા છું, સર્વનું ઉત્પત્તિસ્થાન, સ્થિતિસ્થાન અને લયસ્થાન હુંજ છું. ॥ તથા ॥ **सर्वस्य चाहं हृदिसन्निविष्टो** ॥ હું સર્વના હૃદયમાં સ્થિતિ કરી રહેલો છું ॥ એમ સર્વવ્યાપક છતાં ભગવાન હૃદયમાંજ પ્રાપ્ત થાય છે.

દૃશ્યસ્મરણુ અભ્યાસ પડેલો મન નવ છોડે એકદમે,
હરિસ્મરણુ ધારા ચલવીને પ્રોઈ રાખવું ત્યાં મનને.— વિષય. ૧૦
પ્રભુ સઘળે સાક્ષાત લહાતાં જન્મમરણુભય લુપ્ત થતો,
અસંગ નિર્ભય અમર બનીને પૂર્ણકૃત્યતા લાભ થતો.—વિષય. ૧૧



## ૨૧ મૃત્યુસમય.

( છપય છંદ. )

આશા આશાઠામ માલ ત્યાં માલ રહ્યા છે,
મિત્ર મિત્રમંદીર સ્નેહીના સ્નેહ ગયા છે,
વ્હાલી પ્રાણુ સમાન નાર તે દૂર રહી છે,
થયું શરીર અસાધ્ય દેહની શુદ્ધ ગઈ છે,
સૌ રહ્યા મનોરથ મનવિષે કામ કશું આવ્યું નહીં,
મિથ્યા ફાંફાં છૂટી પડયાં મૅાત શીર આવ્યું ભમી.— ૧
પગહેઠળ એ હતું તોય સંભાર્યું ન્હોતું,
ઢોલ વગાડી કહ્યું શાસ્ત્ર પણુ માન્યું ન્હોતું,
આખરની તક લગી કરી ન કશી તૈયારી,
[1]ભાથું બાંધ્યું નથી વાટખરચીનું કાંઈ,
ઓચિન્તું જાવાનું થયું લાખો વાતો રહી ગઈ,
જે જ્યાંનું તે ત્યાં રહી ગયું મૅાત વખત આવી ગ.ઈ—૨
હવે સજડ પ્રસ્તાવ થયો તે શું કરવાનો,
ખરી વખતનો કાળ ધૂળને પાડે ગાળ્યો,
કરવાનું ના કર્યું નહીં કરવાનું કીધું,
[2]રત્ન આપીને નર્ક ખુશી થઈ થઇને લીધું,
નિત નીચાં કર્મ કરી કરી સંતોષ્યાં મન ઇન્દ્રિયો,
ના વળે કાંઇ હાવે ભલે હાથ ઘસી રોયાં કરો.— ૩



---

૧ પુણ્ય, ભક્તિ અને સત્યજ્ઞાન રૂપી સાથે રહી શકે એવો ખોરાક
૨ આયુષ્યના અમૂલ્ય સમયનો ભોગ આપી ભગીરથ શ્રમ કરી બહુ બુદ્ધિવિચાર અને ચતુરાઇથી પાપોના એક મોટા હિમાલય પર્વત જેવડા ઢગલાની કમાઇ દુર્લભ ગણાતા મનુષ્યદેહવડે કરી.

## ૨૨ હરિનું ધાર્યું થાય.

( સોરઠા. )

ધાર્યું ધણીનું થાય, ભલેજ શિર કૂટી મરો,
મિથ્યા દુઃખ પમાય, થાય નહીં મનનું ગમ્યું.— ૧
માણસ ધારે કંઇ, દૈવ કરે છે અન્યથા,
ભાગી પડે અનેક, સંકલના શ્રમથી રચી.— ૨
જનથી શું જ કરાય, [1]મિતશક્તિ મિત બુદ્ધિબળ,
નિષ્કારણ કચવાય, હરિએ ધાર્યું તે બને.— ૩
મમત કરે તે મૂર્ખ, હરિની કૃતિમાં મમત શો,
તૃણ સરખું પણ જ્યાં, હાલે હરિના હુકમથી.— ૪
શોક તણો અવકાશ, ક્યાંહિં નથી તારે અહીં,
કાંકે હરિ સર્વજ્ઞ, કરતા સઘળું ન્યાયથી.— ૫
કોઇ કાળ અન્યાય, બની શકે નહીં વિશ્વમાં,
જનદૃષ્ટે દેખાય, તેતો નિજ અજ્ઞાનથી.— ૬
પુણ્ય પાપનાં કર્મ, જગમાં થાતાં દેખીએ,
[2]કર્મમાત્ર તે સર્વ, આજ્ઞા હરિનીથી બને.— ૭
હરિની આજ્ઞાથીજ, જે બનવાનું તે બને,
વિવિધ પ્રકાર વિચાર, તો કરવા શાને પછી.— ૮
મનને માઠી ટેવ, વિચાર કરવાની પડી,
ભૂત ભવિષ્ય વિચાર, ડાળે વિણકારણ હૃદે— ૯

---

૧ માપવાળી અલ્પશક્તિ અને અલ્પ બુદ્ધિબળ. ૨ **ईश्वरः सर्वभूतानां हृद्देशे ऽर्जुन तिष्ठति । भ्रामयन्सर्व भूतानि यन्त्रारूढानि मायया ॥ भ. गी. १८–६१ ॥** શ્રી કૃષ્ણ કહે છે હે અર્જુન! માયાથી યન્ત્રોના રૂપમાં ગોઠવાયેલાં સર્વભૂતમાત્રને તે સર્વ ભૂતોના હૃદયપ્રદેશમાં રહેલા ઈશ્વરજ ચલાવે છે. વળી **तपाम्यहमहंवर्षं निगृह्णाम्युत्सृजामिच । अमृतं चैव मृत्युश्च सदसच्चाहमर्जुन ॥ भ. गी. ९–१९. ॥** સૂર્યાદિક રૂપે હુંજ જગતને પ્રકાશિત કરું છું, તથા વર્ષાદને રોકી રાખું છું કે વરસાવું છું, અમૃત અને ઝેર બન્ને-સત્ અને અસત્ બન્ને હુંજ છું ॥ આમ સર્વ કર્તા ધર્તા અને સર્વ સ્વરૂપ શ્રી હરિજ છે.

પ્રવાહસમ વ્યવહાર, ચાલ્યો જાય સ્વભાવથી,
કરનારો તો કાળ, ફેરફાર જગમાં બધે— ૧૦
શરીરને પ્રારબ્ધ, ચલવે છે નિજ બળ થકી,
મનને તોય અધીર, ચિન્તાઓ મિથ્યા કરે— ૧૧
પૂર્ણ થતાં પ્રારબ્ધ, તન ક્ષણુમાત્રે ના રહે,
ક્રોડ પ્રકારે એહ, નિશ્ચય જાયજ તે ક્ષણે— ૧૨
અપૂર્ણ હોયે દેવ, ત્યાં લગી તન કદિ ના પડે,
નિષ્ફળ થાયે સર્વ, વૈરીના વધ નિશ્ચયો— ૧૩
આમ છતાં મન મૂર્ખ, જ્યાં ત્યાં ભય સમજી ડરે,
પાસે જાણી મોત, બચવા તજવીજો કરે— ૧૪
પ્લેગ આદિ વિકાળ, યમદૂતોની ડાઢથી,
ચવાઈ જાતા સર્વ, દેખી હૈકટ ફફડતું— ૧૫
અરે અભાગી જીવ, શાને દુઃખ ધરે હૃદે,
શિદ વળગાડે વ્યર્થ, કલેશ ભયાદિકને ગળે— ૧૬
થનાર તેહજ થાય, ફરે નહીં તેમાં રજે,
[1]તું તો છું જોનાર, સાક્ષી થઈ જોતો રહે— ૧૭

---

१ पंचैतानि महाबाहो कारणानि निबोध मे । सांख्ये कृतांते प्रोक्तानि सिद्धये सर्वकर्मणां ॥ १३ ॥ अधिष्ठानं तथा कर्ता करणं च पृथग्विधम् । विविधाश्च पृथक् चेष्टा दैवं चैवात्र पंचमम् ॥ १४ ॥ शरीर वाङ् मनोभिर्यत्कर्म प्रारभते नरः । न्याय्यं वा विपरीतं वा पंचैते तस्य हेतवः ॥ १५ ॥ तत्रैवंसति कर्तारमात्मानं केवलं तु यः । पश्यत्य कृतबुद्धित्वान्न स पश्यति दुर्मतिः ॥ १६ ॥ भ. गी. अध्याय १८ ॥ શ્રી કૃષ્ણુકહે છે–હે અર્જુન! સર્વ કર્મોના સિદ્ધિ માટે સાંખ્ય સિદ્ધાન્તમાં આ પાંચ કારણો કહ્યાં છે તે તું મારાથી જાણ ॥ ૧૩ ॥ ૧ શરીર, ૨ અભિમાની, ૩ દશ ઇન્દ્રિયો, ૪ વિવિધ પ્રકારની ભૂખ તરસ ઉંઘ છીંક બગાસુ અને કામાદિક ઉર્મીઓ, ૫ અને પાંચમું દૈવ એટલે પૂર્વના સુતેલા અને જાગૃત સંસ્કારો અથવા સૃષ્ટિ ઉમન થવા સમયની પ્રેરણા શકિત. ॥ ૧૪॥ શરીર વાણી અને મનથી પુરૂષ જે જે કામો કરે છે તે સર્વ ન્યાયનાં અથવા તેથી ઉલટાં અન્યાયનાં કર્મો ઉપજવામાં આ પાંચ હેતુઓ છે. ॥ ૧૫॥ આમ છતાં પણ કેવળ એવો જે નિર્લેપ આત્મા તેને જે ત્યાં કર્તા જાણે છે તે પોતાના અજ્ઞાનપણાથી એવું ખોટું જાણનાર મૂર્ખ માણસ કાંઈજ સમજતો નથી. ॥ ૧૬ ॥

ત્રાહિત થઈને બેશ, જો હરિની લીલા બધી,
વળગણુ તને ન લેશ, ગહન કર્મના તંત્રનું— ૧૮
ઘટના અજબ ઘડાય, અજબ વહેતું જગત આ,
માયામય સમજાય, ઈન્દ્રજાળની રમત શું— ૧૯
સઘળો પ્રભુનો ખેલ, સારૂં ખોટું ત્યાં નહીં,
ચોર રમતમાં બાળ, શાહ ચોર જ્યમ સમ ગણે— ૨૦
એમાં રાગદ્વેષ, ભયશોકાદિક છે વૃથા,
માટે સમજી સદ્ય, નિર્ભય થઈ નિર્દ્વંદ્વ થા— ૨૧
થા તું કેવળ શાન્ત, સર્વ વિચારોને ત્યજી,
ઉઘાડ મોક્ષદ્વાર, પરમ પ્રેમથી હરિભજી— ૨૨



## ૨૩ संसारजाळनुं मिथ्यात्व अने सत्य परमात्मतत्त्व.

**( કાયારે તેરી કદમકી છૈયાં, ભરોસા મત રખના ભૈયા-એ રાગની લય. )**

પડયો શું વિષયમોહજાળે, તોડીને નીકળ બ્હાર હાવે—ટેક.
વિષય ક્ષણુભંગુર છે ભાઈ, ઘડિકમાં જાતા અળપાઈ,
રોગને દુઃખ આપી જાવે, વિયોગે સ્મરણુ થકી તાવે.—પડયો શું ૧
સકળ આ મિથ્યા છે સંસાર, મોહમાં ભુલી રહ્યાં નરનાર,
ઉંમર તુજ ચાલી આ ભાઈ, વૃદ્ધ ઘડિમાં જાશો થાઈ—પડયો શું ૨
શરીરનો જરાય ન ભરોંસો, ફુટે જ્યમ પાણી પરપોટો,
ઉનાળે મૃગજળ જ્યમ ખોટું, જગત આ દીસે ત્યમ મોટું—પડયો શું ૩

---

૧ રમતમાં "ચોર ચોર" અને એવીજ બીજી રમત રમનારાં બાળકો ત્યાં ચોર થનારમાં ચોરપણું કે શાહુકાર થનારમાં શાહુકારપણું કદાપિ માનતાં નથી, તેમ અહીં પણ સર્વ વ્યાપક પરમાત્મા સર્વ ભૂતમાં નિવાસ કરી જાતેજ સર્વ તંત્ર ચલવી રહ્યા છે, અને છતાં '**निर्गुणं गुण भोक्तृ च**' નિર્ગુણુ રહીને ગુણોને ભોગવનાર, '**असक्तं सर्व भृच्चैव**' સર્વને પરિપૂર્ણ કરીને વ્યાપેલા છતાં સર્વથી અમિલિત-અસ્પૃષ્ટ; એવા છે તેથી અજ્ઞાનીઓએ માનેલું દ્વૈત અને તેથી ઉપજતી સર્વ દ્વંદ્વ ભાવનાઓ બિલકુલ મિથ્યા છે.

સ્વપ્નનો જ્યમ ખોટો વ્યવહાર, દેખવા માત્ર સર્વ સંસાર,
સ્વપ્નના રાયરંક મિથ્યા, પ્રાણીને પદાર્થ ત્યમ મિથ્યા.—પડયો શું ૪
[1]આવરણ જ્ઞાનતણું મિથ્યા, દેહી થઈ ભટકાતો મિથ્યા,
ભૂલમાં ભ્રમણ કરે મિથ્યા, દુઃખને સુખ પામે મિથ્યા.—પડયો શું ૫
છતાં આનંદ સ્વરૂપ પોતે, પ્રેમમય જ્ઞાનરૂપ જોતે,
મહામાયાબળથી ભૂલે, માની અજ્ઞાન દુઃખ રૂએ—પડયો શું ૬
દુઃખસુખ વચમાંથી આવે, મહાભ્રમ વચમાં પ્રસરાવે,
થતાં વિજ્ઞાન ઉડી જાવે, અખંડાનંદે સ્થિર થાવે—પડયો શું. ૭
એક હરિ વ્યાપક સઘળે છે, જગત તે માત્ર કલ્પના છે.
જીવ તે ભૂલ સ્વરૂપની છે, અજ્ઞતા કેવળ મનથી છે—પડયો શું ૮
ભ્રાન્તિનાં સુખદુઃખ સહુ જગનાં, હર્ષ ને કલેશ કરે ભ્રમમાં
જાગીને જોતાં નહિં જડતાં, હતાં નહીં એમ તદ્ઘ ઠરતાં—પડયોશું ૯
શરણ શ્રી સદગુરૂને જાતાં, સફળ બોધે ભ્રમ અળપાતાં,
પરમપદ આપરૂપ થાતાં, કર્મ ધરમો સહુ લય થાતાં—પડયોશું ૧૦
અમરપદ ગુરૂગમ પરસાતાં, [2]અવિદ્યા તિમિર ભસ્મ થાતાં,
અકથ આતમપદ પરખાતું, બ્રહ્મમય જગત સકળ થાતું—પડયોશું ૧૧



## ૨૪ વૈરાગ્યમાં દૃઢતા કરવા પ્રોત્સાહન.

( રાગ—અબ ચલે ન મોહન તેરા, લે ચલું ગુરૂ મેં મેરા—એલય )

ના ઘટે-અરે નહિં ઘટે-જરી ના ઘટે તુને આ ભાઈ
આયુ તુજ વ્યર્થ પળાયે.
અહીં રહે, (૩) હવે શા લ્હાવે, મિથ્યા શિદ કાળ ગુમાવે- ટેક
શિદ પ્રમાદમાં ઉંઘાયે, નથી ખટક કેમ મનમાંહે,
દિનપર દિન ચાલ્યા જાયે, રે ભાન—જરીતો ભાન—
રાખ કંઈ શાન, અમુલ તક જાયે.— આયુતુજ. ૧

---

૧ જ્ઞાન સ્વરૂપ આત્મા સ્વતઃસિદ્ધ હોવાથી તેને આવરણ ઘટતું નથી માટે હું જીવછું કે દેહ છું કે નામ માત્ર છું કે એવી કોઇ પણ ભ્રાન્ત સમજથી આવરણ કદાપિ આવી શકવાનો સંભવ નથી. ૨ અજ્ઞાને કરેલો અંધકાર.

મિથ્યામાં શિદ અટવાયે, જાણ્યું જગ જૂઠું તોએ,
કેવી આ ભૂલજ થાયે, રે ભૂલ—અરે આ ભૂલ—
થતી દુઃખમૂળ, ન તોય કળાયે.— આયુતુજ. ૨
કાં હજી ન ચેતે ભાઈ, કયાંલગી રાખશો સાહી,
શું ફળ લેવા મનમાંહી, રે ચેત—હવે તો ચેત—
આખરે ચેત, રચ્યું ધૂળ થાયે.— આયુતુજ. ૩
ત્યજતાં શાને કચવાયે, પાછું મન હઠતું કાં એ,
તુજ ગયું હૃદયબળ કયાંહે, ધર ધીર—બની શુરવીર—
મૂકીને શીર, ઝૂઝ રણમાંહે.— આયુતુજ. ૪
સમજણ તુજ છે ઊપરની, છો શબ્દમાત્રના જ્ઞાની,
નથી સમજ પ્રમાણે કરણી, છે રાગ—હજી તો રાગ—
હૃદયમાં રાગ, ત્યજો કાં ના એ.— આયુતુજ. ૫
રે મૂઢ ધૂર્ત અજ્ઞાની, નથી વિરાગ તુજ મનમાંહીં,
મિથ્યા તુજ સર્વ બડાઈ, ધિક્કાર—અરે ધિક્કાર—
તુને ધિક્કાર, હજારો વારે.— આયુતુજ. ૬
જો સદ્ય નહીંજ ત્યજાશે, આળસમાં સમય પળાશે,
પછી અયોગ્ય તનુ તુજ થાશે, પછી રડો—હસ્તને ઘસો—
ગમે તે કરો, વળે શું ત્યાંહે.— આયુતુજ. ૭
વળી શરીરતણો ન ભરોંસો, પડી જાય માટીનો લોચો,
જયમ ફુટે પાણી પરપોટો, શાપરે—આશ ધરી હવે—
કાળ વીતવે, ઝડપ કર હાવે.— આયુતુજ. ૮
શિદ નાંખ ઘુંચવણ મનમાં, વળગણ શિદ રાખે ધનમાં,
પાછું વળી [1]અન્ન વસનમાં, સહુ છોડ—ઉપાધી છોડ—
એકદમ છોડ, સમય વહી જાયે.— આયુતુજ. ૯
બની જા તું પૂર્ણ વિરાગી, કાષાયવસ્ત્ર અનુરાગી,
વ્યવહાર સર્વ દે ત્યાગી, ભજ એક—ધરી મન ટેક—
કર્મપર રેખ, મારી દે હાવે.— આયુતુંજ. ૧૦
ચલવે પ્રારબ્ધો તનને, આણી દે અન્ન વસનને,

૧ અન્ન વસ્ત્રમાં.

[1]અનવે નિજ સત્તા બળને, તુજ હવે—ઘુંચ શી રહે—
ખોલીને કહે, ઠગી કયમ જાયે.— આયુતુજ. ૧૧
તું ઝટ કેશરીયાં કરને, હર મહાદેવ કરી પડને,
કર દૂર સર્વ તુજ ડરને, શિર તણો-પોટલો [2]બધો—
નાંખ્ય જ્યાં ખડો, ન બ્હીશ લગારે.— આયુતુજ ૧૨
પાછું વાળી નવ જોજે, જૂઠા જગમાં નવ મ્હોજે,
ખોટામાં ચિત્ત ન પ્રોજે, એ બધું—ઝાંઝવાં સમું—
તૂત ભાસતું, ન સત્ય લગારે.— આયુતુજ ૧૩
[3]કરણો દેખાડે જે જે, ખોટું જ બધું છે તે તે,
[4]દોરીમાં સર્પ પડે છે, છે જ્ઞાન—એકરસ જ્ઞાન—
સત્યઘન જ્ઞાન, વિવિધ સમજાયે.— આયુતુજ ૧૪
ગુરૂગમથી સમજી એને, આનંદ જ્ઞાન પદ લહેને,
[5]નાનાત્વ સમજ ત્યજી દે ને, થઇ શાન્ત-અભય [6]નિર્ભ્રાન્ત—
[7]જ્ઞાનહત ધ્વાન્ત, [8]અમર પદ સહાને— આયુતુજ. ૧૫



## ૨૯ व्यवहार अने परमार्थ बन्ने साथे सिद्ध करवां ए तारो आशरो नथी.

( રાગ-ગઝલ )

નથી એ આશરો તારો, ખુએ શિદ અમ જનમારો- ટેક.
સવેળા ચેતજે હાવે, જીવન ફરી આવું ના આવે.
કહું તુજને દીવા જેવું, ન માને તો હમારે શું— નથી એ ૧

---

૧ પોતાની સત્તાબળ પ્રમાણે વિભવો જીવને પ્રારબ્ધ આપે છે.
૨ વ્યવહાર સંબંધિ માથે લીધેલો પારકો બોજો, કેમકે પોતાનો તો કહેવાયજ નહીં. ૩ ઇન્દ્રિયો. ૪ ઇન્દ્રિયોનાં કોઇ જ્ઞાન સાચાં નથી, તેઓ પોતાની શક્તિ પ્રમાણે દેખાડે છે; એકજ ઇન્દ્રિય એકજ પદાર્થને જુદેજુદે સમયે અને યન્ત્રાદિકથી ઉપજાવેલી જુદીજુદી શક્તિમાં જુદેજુદે રૂપે સમજાવે છે, તેથી તેઓ જેમ છે તેમ દેખાડતાં નથી એ સિદ્ધ છે. ૫ અનેકપણાની સમજ. ૬ ભ્રાન્તિ એટલે ઉલટ સમજનો નાશ થયો છે એવો થઇને. ૭ સત્યજ્ઞાનથી જેનું અજ્ઞાન અંધારૂં હણાઇ ગયું છે એવો થઇને. ૮ પરમાત્મપદ.

રહી સંસારમાં સરસો, સદા હરિચર્ણમાં રમતો,
ઉપર કરી સર્વ વ્યવહારો, [1]હરિઅભિમુખ રહેનારો—નથીએ ૨
વિકારોમાં ય ના હારે, [2]દ્રવે નહિં ચિત્ત કો કાળે
વિષય ના મોહ પ્રગટાવે, સદા સ્થિરતાજ મન માંહે —નથીએ ૩
કર્યું નરસિંહ મ્હેતાએ, વળી એવા જવલ્લાએ,
લઉંછું તેહ દૃષ્ટાંતો, હતા સહુ ત્યાગીઓ તે તો— નથીએ ૪
પિતાના શ્રાદ્ધને દહાડે, ગયા ઘૃત લાવવા કાજે,
ભજનના નાદમાં લાગ્યા, ન પાછા સાંજ તક આવ્યા— નથીએ ૫
મહા ભારેજ એ ત્યાગી, ન ચિન્તા કો હૃદે લાગી,
રહ્યા જગ સર્વ ભૂલીને, હરિરસમાંજ ડૂલીને.— નથીએ—૬
તને તો ધ્યાન કરતાં એ, જગત્ ચિત્રો સ્પુરે ત્યાં એ,
પછી વ્યવહાર કામોમાં, રહે તલ્લીન શું તેમાં— ૭
વિષયને ત્યાગી દ્યો હાવે, નહીં વશ એમ મન થાવે,
પરીક્ષા જોઇ બહુ હાવે, થયા નાપાસ સહુ વારે— ૮
વિષય સહુ જાળ છે ભાઈ, જતા સહુ કોઈ સપડાઈ,
હૃદયબળ તો દ્રવી જાવે, વિષયનો સંગ જ્યાં થાવે— ૯
વિષય નહિં હોય તે કાળે, મહા સિદ્ધાઇ મન કહાડે
બને છે પૂર્ણ વૈરાગી, યથા કો વેશધર ત્યાગી— ૧૦
ક્ષણિકતા ભોગની ભાખે, પ્રભુપદમાં સુખો દાખે,
કરી એમ ધૂર્તતા પાજી, ઠગે જીવને બની [3]કાજી— ૧૧
વિષય પાસે ભુલાવે છે, સમજ સઘળી ડુલાવે છે,
સહુ દ્રઢતા હરાવે છે, નરકમાં ઠેલી પાડે છે— ૧૨
મને બહુ છેતર્યો એણે, ખવાડયા માર ઝાઝા એ,
દીધો પાડી ય ટોચેથી, કરાવી ધૂળ છે બાજી— ૧૩
સુંઘાડી મોહની બુટ્ટી, લીધી સહુ સંપદો લુંટી,
હરી સહુ સાર હું માંથી, બનાવ્યો છેક છે ખાખી— ૧૪

૧ પરમાત્મા તરફ વળી રહેલી અખંડવૃત્તિવાળો. ૨ પલળે. ૩ મહા ડહ્યાનો ડોળ ઘાલી વિષયોની ગેરહાજરીમાં મન જીવને ઠગે છે.

હવે તો આજ છે રસ્તો, ત્યજી દ્યો સંગ વિષયોનો,
ગ્રહો એ રાહ હાર્યાનો, ન તો નહિં ઈષ્ટને પામો— ૧૫
ત્યજયા વિણુ બ્હારથી વિષયો, નહીં [1]સ્થિરચિત્તતા પામો,
રહ્યો અધિકાર તારો એ, કહુ ખરીવાત જો માને— ૧૬
સમય આશાવિષે ખોતાં, હૃદયબળ અર્થ નિત રોતાં,
ન આવે પાર કો રીતે, ફકત વર્ષોંજ તો વીતે— ૧૭



## ૨૬ तमे तटस्थद्रष्टापुरुष छो.

(લાવણી.)

તુમ દૃષ્ટા હો કે દેખો કહા હોતા હે
ના રાગ કિસીમેં રખો સભી ખોટા હે,
નિર્લેપ દૃષ્ટિસેં જબ તુમ નજર કરોગે
તબ ઇસ નાટકકી મઝા પાય સુખ લોગે— ૧
તુમ દેખનવાલે [2]ધરાક ઇસિ નાટકકે
નહિં ખેલાડી હો તુમ ખૂબ સમજ લો મનમેં,
યહ ખેલ સભી જો હોતે દેખલો ઉનકું
જો ઘટ્ટમાલ જડચેતનકી હે તીનકું— ૨
[3]આતાહે કૈસે ઓર કીસી તરેહ જાતા હે
બિચમેં વો ભ્રમકું કૈસે પસરાતા હે,
રાગીકું કૈસે બંદર નચવાતા હે
સુખદુઃખકું દે કે કૈસે ઉડજાતા હે.— ૩
તુમ કૈસે સબસેં અસંગ હોઇ રહે હો
સબકુ જાનત ઓર અલેપ સબહીસેં હો,
કરતે સબકુછ, ના તોભી કુછ કરતે હો
સાક્ષી ચૈતન્યસ્વરૂપ સદા ન્યારે હો.— ૪

---

૧ એકથી બીજા વિષય પ્રતિ ચિત્તની દોડાદોડ બંધ થઇ એકજ લક્ષ્યમાં સ્થિર થવાપણું. ૨ સૃષ્ટિ ઉત્પન્ન થતા સમયની ઈશ્વરની પ્રેરણાશક્તિનું બળ કુંભારનો ચાક દંડ લઇલીધા પછી ફર્યા કરે છે તેમ કલ્પના અંત સુધી નિર્વિઘ્નપણે ચાલ્યાં કરે છે, મનુષ્યોને કે કોઇને અહીં કાંઇજ કરવાપણું નથી. ૩ પદાર્થો નામ રૂપ શીરીતે ધારણ કરી પુનઃ કેમ લય પામે છે તે.

તુમ [1]પરિચ્છિન્ન નહિં દેહદેશમેં હી હો
હો અનંત જ્યોં આકાશ અખંડ વિભુ હો,
આનંદ જ્ઞાન હે અરૂપ રૂપ તુમેરા
સૃષ્ટિ સબ યહ હે અગમ્ય ખેલ તુમેરા.— ૫



## ૨૭ भक्तियोगनो अभ्यास.

( દ્રુત વિલંબિત વૃત્ત )

સુગમ આસનથી સ્થળ શાન્તમાં, નિયમમાં મન ઇન્દ્રિય રાખતાં,
ત્યજી દઈ સહુ ચિન્તન દૃશ્યનાં, ભટકતી નિજ વૃત્તિ ય રોકતાં- ૧
નમન શ્રી ગુરૂ ઈશ પદે કરી, ઉતરવું હૃદયે ક્રમથી સરી,
નહિ ઉતાવળ ત્યાં કરવી જરી, રહી પ્રશાન્ત જવું સ્થિરતા ધરી-૨
હૃદયમાં હરિ છે વિલસી રહ્યા, નિગમ-સત્પુરૂષો-ગુરૂએ કહ્યા,
અધિક ભક્તજને વળી ત્યાં લહ્યા, અવરઠામ નથી કહિં એ મળ્યા-૩
હરિસ્વરૂપ તણી પછી ધારણા, સતતધાર વિચાર વડે તદા,
કરી પ્રશાન્ત અને સ્થિર ચિત્તને, વિમલ પ્રેમવડે કરવી હૃદે- ૪
હરિ વિશુદ્ધજ પ્રેમસ્વરૂપ છે, પરમચેતન [2]સત્ય સ્વરૂપ છે,
સકળશક્તિ સુખાબ્ધિસ્વરૂપ છે, [3]સઘન વ્યાપક એકજ તત્ત્વ છે- ૫
અણુ થકી અણુના સમ સૂક્ષ્મ છે, અતિ મહાન અપાર અનંત છે,
સકળકારણ સર્વસ્વરૂપ છે, ઉદ્દભવ સ્થિતિ નાશક હેતુ છે— ૬
જગત છે હરિના [4]લવ અંશમાં, નગર જાદુઈ માફક કલ્પના,
[5]સકળ પ્રોત રહ્યું હરિરૂપમાં, સરીરહ્યા મણકા જયમ દોરીમાં.—૭

---

૧ મર્યાદાવાળા દેહ જેટલા માપના. ૨ ફેરફાર ન થઇ શકે એવા અવ્યય. અવિનાશી. ૩ ભરપૂર એકરસ વ્યાપક. ૪ **विष्टभ्याहमिदं कृत्स्न मेकांशेन स्थितो जगत् ॥ भ. गी. १०-४२ ॥** અર્થ-શ્રી કૃષ્ણ કહે છે- આ સંપૂર્ણ જગતને હું એક અંશમાત્ર વડે ધારણ કરી રહ્યોછું. ૫ **मत्तः परतरं नान्यत् किंचिदस्ति धनंजय। मयिसर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥ भ. गी. ७-७ ॥** અર્થ—હે ધનંજય ! મારાથી વધારે પર ( પાછળ ) બીજું કાંઇજ નથી, આ સર્વ જગત મારામાં દોરામાં મણકાની પેઠે પરોવાઇ રહ્યું છે.

જગ અંનતકરોડ બધાંય એ, હરિવિષે ઉપજી રહીને ખપે,
હરિ અલેપ તથાપિ સદા રહે, નગરભંગ વિકાર યથા ન [1]ખે—૮
શરિર ભીતર બ્હાર હરીજ છે, અણુ અણુ મહિં ઈશજ વ્યાપ્ત છે.
હરિ વડેજ બધું જગ દૃશ્ય છે, હરિ ન તો પછી કાંઇજ ના [2]રહે.—૯
સરવ વ્યાપી છતાં સહુ વિશ્વમાં, પ્રગટ ઈશ થતા [3]હૃદપદ્મમાં,
લહી મુમુક્ષુજને હૃદ મધ્યમાં, સ્થિર થઈ પ્રભુ ને સ્થળ ખોળવા.—૧૦
યદિ [4]નિરાકૃતિ સર્વગ ભાવના, મન અશક્ત જણાય વિચારવા,
હરિ તણી ગુણયુક્ત વિભૂતિને, હૃદયમાં યજવી અધિકારીએ- ૧૧
શિવ વિનાયક વિષ્ણુ સવિતૃની, જગનિયામક ધારક શક્તિની,
[5]પ્રતિકૃતી વિધિએ કરી શાસ્ત્રના, બહિર ભક્તિવડે યજવી તથા-૧૨
પરમ શ્રદ્ધિત જેહ વિભૂતિમાં, મન બને ગ્રહી તે મુરતી તહાં,
ગણી ઉપાસ્ય અનન્ય સુભાવથી, પરમપ્રેમ વડે ભજવા પછી- ૧૩
હરિ તણા વળી [6]દિવ્ય સ્વરૂપમાં, ઉદય પ્રેમતણો ન બને યદા,
પ્રભુજીના અવતારસ્વરૂપને, સમજવો ભજવા અધિકારને— ૧૪
શરિર માનવનાં ધરી ઈશ્વરે, અકળ દિવ્ય લીલા કરી ભૂપરે
લઈ યથારૂચિ આકૃતિ ધ્યાનમાં, સ્વરૂપની કરવી મન ધારણા- ૧૫
[7]બહિર મૂર્તિવિષે નિત પૂજતાં, સ્તુતિપદાદિક ગાઈ રિઝાવતાં,
હૃદયમાં ધરી ધ્યાન ઉતારવા, સ્થિર થતાં યજવા હૃદયે તદા—૧૬
નિત હૃદે હરિને પધરાવતાં, પરમ પ્રેમવડે યજતાં જતાં,
થઈ જતાં નિજનાથ તણી કૃપા, હરિજ નિત્ય લહાય જહાંતહાં-૧૭

---

૧ આકાશમાં. ૨ જેમ સૂર્યનાં કિરણને બદલે જળ દેખાતું હોય તે જળ કિરણો લઇ લેતાં રહેતું નથી, તેમ હરિજ જગતસ્વરૂપધારી દેખાતા હોવાથી જગત તેમના હોવાથીજ દેખાઇ શકે છે. ૩ હૃદયકમળમાં, ૪ આકાર વિનાની વ્યાપકસ્વરૂપની ભાવના. ૫ મૂર્તિ— પ્રભુના ગુણોને તથા માહાત્મ્યને હૃદયમાં પૂજવાં, અને તે માહાત્મ્ય ગુણોની મૂર્તિને શાસ્ત્રના વિધાન પ્રમાણે બહાર પૂજવી. ૬ શિવ, વિષ્ણુ, બ્રહ્મા, શક્તિ અને ગણપતિ એ ૐકારનાં પાંચ સ્વરૂપ પૈકી કોઇ સ્વરૂપમાં. ૭ હૃદયની બહાર નેત્ર સામે.

પ્રભુજ સર્વસ્વરૂપ નિહાળીને, હૃદયભીતર મ્હારજ જાણિને,
[1]અણછતું પછી હું પદ થૈ જતું, જીવપણું પણ ગેબજ ત્યાં થતું- ૧૮
હરિતણું દૃઢધ્યાન હૃદે થતાં, ચપળતા મનની શમતાં જતાં
[2]શ્વસનની ગતિ મંદ થતાં થતાં, બહિરચિન્તન સૌ ભુલતાં જતાં.- ૧૯
હૃદયમધ્યવિષે મન પેસતાં, સ્વરૂપમાં ક્રમથી સ્થિરતા થતાં,
સુખ [3]અતીન્દ્રિય કો સ્ફુરતું હૃદે, સહજ નિર્વિષયી નિતસિદ્ધ જે.-૨૦
પ્રથમ ભીંતરમાત્રજ એ થતું, ક્રમક્રમે પછી એ વધતું જતું,
બહુજ સ્પષ્ટ થતું [4]સહુ ફેલતું, સકળવિશ્વ વિષે પણ રેલતું -૨૧
જગત ને હરિ એક બની જતાં, ટળી જતી જગની તવ વિશ્વતા,
નભસમા વિણુસીમ પ્રભુજ ત્યાં, નિત અખંડ [5]ચિદાર્ણવ રૂપમાં-૨૨
નહિજ જીવ-શિવાદિક ભેદ છે, નહિજ સાધક-સિદ્ધ જણાય છે,
નહિજ સ્ત્રી-પુરૂષાદિક ત્યાં રહે, સકળ એકજ ચેતન થૈ રહે- ૨૩
પરમજ્ઞાનજ એ નિગમે કહ્યું, બુધજને હરિભક્તિ વડે લહ્યું,
વગર ભક્તિ કર્યે ન જતું ગ્રહ્યું, વચનનાં પકવાન સમું રહ્યું.- ૨૪
શુણી કહી નિત ઉમ્મર ગાળતાં, નહિજ પેટ ભરાય વધા જતાં,
હરિજનો મહિં નામ ગણાવતાં, [6]અફળ છે વિણ સાધન સાધતાં.-૨૫
[7]નહિજ જીવ મટાય કહ્યા થકી, જગતમાં બહુ માન રળ્યા થકી,
બહુજ આસન ઉચ્ચ મળ્યા થકી, જગત રાજ્યપદે ય ચઢયા થકી.-૨૬

---

૧ છતમાં-અસ્તિત્વમાં નહીં એવું. ૨ શ્વાસોચ્છ્વાસની. ૩ ઇન્દ્રિયો અને પદાર્થોનો જેમાં ખપ પડતો નથી એવું સર્વથી પર સ્વતંત્ર સુખ. ૪ દશે દિશાઓમાં વ્યાપી જતું. ૫ ચૈતન્યના મહાસમુદ્રના રૂપમાં. ૬ **अकृत्वा शत्रुसंहारमगत्वाऽखिलभूश्रियम्। राजाहमितिशब्दान्नो राजा भवितु मर्हति ॥ वि.चू. ६६ ॥** શત્રુનો સંહાર કર્યા વિના અને સમગ્ર પૃથ્વીની લક્ષ્મી હસ્તગત કર્યાવિના હું રાજા છું એમ કહ્યાથી શબ્દમાત્રથી કોઈ કંઇ રાજા થઇ શકતો નથી. ૭ **अकृत्वा दृश्यविलय मज्ञात्वा तत्त्वमात्मनः। वाह्यशब्दैः कुतोमुक्ति रुक्तिमात्र फलैर्नृणाम् ॥ वि.चू. ६५ ॥** મિથ્યા દેખાતા જગતનો વિલય પરમાત્મામાં કર્યાવિના અને આત્મા તત્ત્વને ચીન્યા વગર મ્હોના શબ્દો કે જે અવાજ નીકળવા જેટલા ફળનેજ આપે છે તેનાથી પુરૂષ કયાંથી મુક્તિ પામે ?॥

ત્યજી સહૂ અભિમાન પ્રભુપદે, શરણમાંજ યદા ત્યજી "હું" રહે,
સકળકારણ ઇશ્વરને લહે, નિજશિરે કરતાપદ ના ગ્રહે.- ૨૭
સજડન્યાય સહુસ્થળ લેખવે, અહિત કે હિતની ભ્રમણા ત્યજે,
પરમઆશ્રય ઇશતણો ગ્રહે, [1]પ્રણયકેન્દ્ર પ્રભુપદને કરે.- ૨૮
નિજ પ્રિયત્વ તણા વિષયે સદા, મન રહે નિત લગ્નજ પ્રેમમાં,
સકળકામ થતાં-ઉઠતાં-જતાં, શયનમાં હરિચિન્તન ચાલતાં.- ૨૯
હરિવિષે નિતયુક્ત બન્યા થકી, નિયમથી દૃઢભક્તિ કર્યા થકી,
[2]ભ્રમરકીટ તણા જગન્યાયથી, બની રહે "हरि" સાધક તે નકી.-૩૦



## ૨૮ हरिनुं भजन करवा सज्जनोने उपदेश.

( રાગ—ભજનનો. )

સંતો ભાઇ રે, હવે શ્રીહરિનું ધ્યાન ધરીએ,
મન સાહી રે, વૃત્તિ વિષયથકી ખેંચી ગ્રહીએ.—ટેક.
સકળ દોષમય દેખીએ, તનમનના વ્યવહાર,
કનક કામિની લોભથી, સુજન નહીં નરનાર.- સંતો. ૧
જગ છળમય સઘળું ભર્યું, સ્વાર્થઅંધ જન સર્વ,
નાશવંત દ્રવ્યો બધાં, પ્રેમ કશો તે પર.- સંતો. ૨
પ્રેમપાત્ર કો જન નહીં, સરવે સ્વારથ યાર,
નામ ધરે અર્ધાંગના, જૂદી તે પણ નાર.- સંતો. ૩
કોઇ કોઇનું છે નહીં, સર્વ સર્વને કાજ,
મિથ્યામાં કૂટઇ મરે, ખોયું તેણે [3]રાજ.- સંતો. ૪

---

૧ પ્રેમનું મધ્યબિન્દુ-પ્રેમીનું સર્વસ્વ. ૨ ચોમાસામાં એક જાતના કીડા લાવીને ભમરી તેમને ડંખ મારી માટીના ઘરમાં ઘાલી મૂકે છે તેથી કીડો ભમરીનું ભયના સ્થાનરૂપે ચિન્તન કરે છે, પણ થોડે થોડે કાળે કરી ત્રણ ડંખ મારતાં જો કીડો મરી ન જાય તો ભમરીના ભય અને ત્રાસથી કરેલા અખંડ ચિન્તનથી તે જાતેજ ભમરી થઇ જાય છે-ધ્યાન કરનાર જેનું ધ્યાન અખંડ કરતો રહે તે રુપ તે થઇ જાય છે એવો વિશ્વનો સિદ્ધનિયમ છે. ૩ સંસારના મિથ્યા મોહમાં ફસાઈ રહી જીવન પૂરૂં કરવાથી મનુષ્ય જેવા દુર્લભ શરીરથી પામવા યોગ્ય અમરપદ અથવા પોતાનું અખંડ રાજ્ય કે સામ્રાજ્ય કે પરમાત્માનું પરમપદ ખોવાય છે.

નિજ પાસે પરમાતમા, વગર વગે ભેટાય,
બળવાળા પાછા પડે, ગરીબ પાવન થાય.— સંતો. ૫
દીનહૃદયની દાદને, શ્રવણુ કરે કિરતાર,
પ્રેમ વગરની ઉપરની, શુણે નહીં તલભાર.— સંતો. ૬
પ્રેમ થકીજ મળે પ્રભુ, પ્રેમજ શ્રી ભગવાન,
પ્રેમપૂર્ણ આત્મા સ્વયં, ઘટ ઘટ એકજ જાણ.—સંતો. ૭
પરમાત્મા પોતે પ્રગટ, સર્વ મધ્ય છે વાસ,
અજાણને બહુ દૂર છે, જ્ઞાનીને બહુ પાસ.— સંતો. ૮
ભજવા હરિને પ્રેમથી, નિત બેસી એકાન્ત,
હૃદયમધ્યમાં નિરખવા, દઢ રાખી મન શાન્ત.— સંતો ૯
એકાગ્રતા જમી જતાં, ટળી જતી સહુ આડય,
પ્રગટ થાય પરમાતમા, શમે સકળ [૨]ભ્રમ ધાડય.—સંતો. ૧૦
અનન્ય ભક્તિ કર્યા વિના, ઠર્યા વિના સ્થિર ચિત્ત,
ભણુતર પારવનું ભણ્યે, મળે નહીં જગદીશ.— સંતો. ૧૧
ભક્તિજ સાધન મોક્ષનું, પ્રથમ વિધી પછી પ્રેમ,
પ્રેમ વધી વિસ્તૃત થતાં, જતા રહે [૩]જડનેમ. —સંતો. ૧૨
અપાર જળ સાગર ભર્યો, ઉછળે યોજનપૂર,
તેમ પ્રેમની હદ નહીં, વધ્યાં જાય ભરપૂર.— સંતો. ૧૩
છલકી જાય ઘડી ઘડી, વહે નેત્રથી નીર,
પ્રભુભક્તી આનંદને, શું [૪]જડ લહે લગીર.— સંતો. ૧૪



૨ દ્વૈતરૂપી ભ્રમનાં પરિણામો. ૩ ભક્તિ પ્રથમ શાસ્ત્ર વિધિ અને ગુરૂ ઉપદેશ પ્રમાણે કરવી એટલે ધીમે ધીમે એની મેળેજ દિવ્યપ્રેમ પ્રગટશે, પછી પ્રેમને કોઈ વિધિ નથી. ૪ સ્થૂળ નિયમો. ૫ મૂર્ખ—નાસ્તિક.

॥ ॐ श्रीगणेशाय नमः ॥

# ॥ श्री चुनीलाल हृदय सुधा काव्य ॥

## ॥ श्री विविध स्वरुप वर्णन विषय आस्वादन ३ जुं ॥

### १ दैवनी प्रबळता.

( રાગ—શું નટવર વસંત થેઇ થેઈ નાચી રહ્યા—એ લય. )

શું જનશ્રમ ફળે પ્રતિકુળ દૈવ જો હશે—
દૈવ જો હશે-પ્રતિકુળ ભાગ્ય જો હશે.-શું જનશ્રમ ફળે.-ટેક.
સાખી—[1]વિમુખ દૈવ રહે જ્યાં લગી, ચાલે બળ ન લગાર,
અફળ મનોરથ સૌ રહી, ઉલટું દુઃખ થનાર;
એ, નસિબા વિનાની બધી જાણો [2]વિડંબના
[3]પૌરૂષ યત્ન સહુ વ્યર્થ તો જશે.- શું જનશ્રમ ફળે. ૧
સાખી—કરવા જાય કસાર ત્યાં, થૂલી તો થઈ જાય,
સાત સાંધતાં શ્રમ કરી, તેર વિછૂટી જાય;
કરે હિકમત લાખ કરોડ, ભાગ્ય વિણુ ભટકાં રે,
જે લલાટ પટના લેખ, મિટે નહીં [4]અટતાંરે.
સાખી—રૂપવંત ધીમંત ને સમર્થ કરે કશુંય,
દૈવ છળ કરી છેતરી વિફળ કરે જ્યાં યત્ન;
બલિહારી ભાગ્યતણી રેખા લલાટની
દૈવે હણ્યું મનુષ્ય સર્વ હારશે.— શું જનશ્રમ ફળે. ૨

૧ અવળું-પૂઠ ફેરવીને બેઠેલું નસીબ. ૨ આફત-દુઃખ. ૩ પુરૂષ પ્રય-ત્ન-બહાદુરી. ૪ બહુ ભગીરથ શ્રમ કરતાં.

સાખી—[1]સ્વાભાવિક નિયમોય સૌ, ભાગ્યવિના ફરી જાય,
યોગ્ય સમે નિશ્ચય થતું તે પણ ત્યાં પલટાય;
કરે કિસમત તેમજ થાય, જન તો બાપડાં રે,
ફરી કુદરત પણ જ્યાં જાય, બળ કયાં આપણાં રે.
સાખી—ભાગ્ય થકી સુખદુઃખ તે પ્રાણી થકી પમાય,
મિથ્યા શિર લઇને ફર્યે શું જ થઈ શકનાર;
કરનારૂં દૈવ સદા ધાર્યું જ સર્વને
ચિન્તા ધરી વૃથા જ દુઃખ ચિત્ત દે.— શું જનશ્રમ ફળે. ૩



## २. रुचिनुं साम्राज्य.

( શિખરિણી વૃત્ત. )

ખરે આ સંસારે જનરૂચિ રહી ભિન્ન સઘળે,
મને જે જે રૂચે પ્રતિકુળ પડે તે અવરને,
બિજાને જે રૂચે મુજ નહિજ આવે અનુકુળ,
ફર્યો જ્યાં સૌ ઠામે દીઠીજ વિધિ આવી સ્થળ સ્થળ.— ૧

નરો દીઠા ઝાઝા મળયુત અને શુદ્ધ મનના,
સ્ત્રિયો ઝાઝી દીઠી મલિનહૃદયા તેમ [2]પુનિતા,
શુણી વાણી ઝાઝી અતિદુષિત ને અમૃતભરી,
બધાથી પોતાનું સહુ બહુજ લે ઉત્તમ ગણી.— ૨
કયું સારૂં ખોટું નથી નિયમ તેનો કંઈ કશો,
રૂચિથી વ્હાલું છે વિણુ રૂચિજ આવે અણુગમો,
છતાં બ્રહ્માણ્ડોના પરમ પ્રભુજી એકજ સદા,
કર્યા છે ધર્મોના વિવિધ પથ કાજે રૂચિતણા.— ૩
મળે પૂરેપૂરી કહિંય પણ ના જોડ રૂચિમાં,
જુદી જૂદી વિશ્વે મન મન પ્રતિની રસિકતા,

---

૧ પ્રકૃતિના સિદ્ધ નિયમો પણ ફરી જાય–જેમ સર્વના આંબાને ઋતુમાં કેરી આવે અને ભાગ્યહીનનો આંબો અફળ રહે. ૨ પવિત્ર.

રહે ના એ કાંઈ રૂચિ આધિન કોઈ મનુષને,
રહે છે સૌ એના પણ જન બધાએ બળતળે.- ૪
જનોની પ્રવૃત્તી ત્રણ ગુણ અનૂસાર બનતી,
ફરે ગૂણો જેમે રૂચિય ફરતી તેમજ જતી,
નિચી મધ્યા ઉંચી તમ રજ અને સત્વગુણથી,
રૂચી દીસે થાતી [1]વિપરિતમતી-દુઃખ-સુખની.- ૫
નહીં બુદ્ધિ કેરૂં કંઈજ પણ ચાલે રૂચિ કને,
હશે ઉંધું તોએ સમજણ છતાં તેહજ કરે,
ગુલામો દેખું છું જગતજન આ સર્વ રૂચિના,
નિદાને જાણીને વિપરિત શકે ના ત્યજી જરા.- ૬
થકી બાલવૃદ્ધા સુધી રૂચિતણી આણ ફરતી,
બજાવે છે સોટો રૂચિજ થઇને સૌ શિરમણિ,
કરે છે ધાર્યું એ જન નચવતી મર્કટ પઠે,
કરી સૌને તાબે વિલસી રહી ભૂમંડલ વિષે.- ૭
કર્યા એણે કૈંને ગિરિ વન ગુહાઓ ભટકતા,
કર્યા નાગા કૈંને ત્યજી ધન તને રાખ ઘસતા,
કર્યા ભીખી ખાતા કંઈક કરમાં ખપ્પર દઈ,
કર્યા કૈંને ભૂખે શરિર દમતા કષ્ટ જ સહી.- ૮
કર્યા [2]ભંગી કૈંને કઈક વળી [3]મદ્યવ્યસનીઓ,
કઈ તંબાકુ ને ગમતી કઈ ગાંજાની ધુણીઓ,
કઈને વ્હા કાફી અફિણ વળગાડયાં સજડથી,
જુગારે નાંખ્યા છે કઈક જનને સાહી કરથી.- ૯
ઘણા સ્રીના પાશે વિષયરસમાં બંધન કર્યા,
ઘણાને લૈ નાંખ્યા ભરઉદધિના [4]ક્ષારજળમાં,
ઘણાને [5]આકાશે નજર કરતા છે કરી દીધા,
કરી નાંખ્યા કૈંને [6]જગનિયમ શોધે રખડતા.- ૧૦

---

૧ તમોગુણથી થનારી ઉંધા સમજણની, રજોગુણી દુઃખની, અને સત્વગુણી સુખની રૂચિ થાય છે. ૨ ભાંગ પીવાના વ્યસની. ૩ દારૂડીયા. ૪ સમુદ્ર પર્યટનનો શૉખ લગાડી આખો અવતાર દરિયામાંજ પૂરો કરવાનો કરી દીધો. ૫ ખગોળની શોધનો શૉખ લગાડી યાવજ્જીવિત આકાશજ જોયાં કરવાનું તેમને બઝાડી દીધું. ૬ રસાયન અને ભૂસ્તર શાસ્ત્રિયો.

કર્યા ધીરો કૈંને સુખ દુઃખવિષે જે સમ રહે,
ન ચિત્તે આણે તે યદપિ દુઃખના પ્હાડ ઉલટે,
કર્યાં કૈંને રોતા કહી દુઃખ સહાયે ન અમથી,
અરે ! શો કોપ્યો છે અમ ઉપર આવો જગપતિ.– ૧૧
થયા કો સદ્ધર્મી શિર ઉડી ગયે સત્ય વદતા,
ખરી પાળે નેકી નહિં કદિ વિકારે વિચરતા,
પડયા દુર્ગુણોને વશ વળી કંઈ અન્ય જન તો,
ન ખોવા તે ચાહે વિગુણ કદિએ અંતરતણો.– ૧૨
સ્વભાવો સૌ સૌના બહુ બહુ જુદા છે જગતમાં,
ગણે સારૂં ખોટું નિજ નિજ રૂચિના અમલમાં,
નથી વસ્તુઓ કૈં સુખદુઃખતણાં કારણ કદિ,
રૂચી આપે દુઃખો રૂચિજ સુખથી પૂર્ણ કરતી.– ૧૩
પદાર્થો તો સંધા નિજ જડ ગુણોને પ્રગટતા,
નહીં તેમાં કાંઈ અનુકુળ પ્રતીકૂળ ચુતતા,
ફલાણું સારૂં ને અમુક વળી ખોટું ન ગમતું,
વિના અંતઃ કેરી ફક્ત ભ્રમણા અન્ય ન કશું.– ૧૪
સુખોદુઃખો કેરી મનજ કરનારૂં કલપના,
ઘણા કાળેથી એ દઢ કરી રહ્યું છે [1]વિષમતા,
સ્વભાવે આનંદી સ્વરૂપસુખ છોડી નિજતણું,
પદાર્થોમાં બુદ્ધિ સુખદુઃખતણી છે કરી રહ્યું.– ૧૫
તહાં [2]પ્રાક્સંસ્કારો [3]જનમસ્થિતિ ને [4]સંગબળના,
પ્રમાણે યોજાતાં સ્વરૂપ રૂચિનાં સર્વજનમાં,

---

૧ દરેક પદાર્થ અને સ્થિતિના સંબંધમાં જુદી જુદી લાગણી. ૨ પૂર્વજન્મના ગુપ્તપણે જાગ્યા વિનાની અવસ્થામાં પડી રહેલા અને જગાડનાર પ્રસંગ મળતાં જાગી નીકળતા સંસ્કારો કે કર્મલેખ. ૩ માતાપિતાએ ધારણ કરેલાં બ્રહ્મચર્ય સદ્ગુણો સદ્વિચારો અને શાસ્ત્રાજ્ઞા અનુસાર કરેલું ગર્ભાધાન તથા ગર્ભ રચાવા સમયે પાળેલું પથ્ય ઇત્યાદિક અનુકુળ કે તેથી પ્રતિકુળ સ્થિતિયો. ૪ જન્મ જે જાતિમાં જેવા આચાર વિચાર અને ધર્મમાર્ગને અનુસરનાર મનુષ્યના ઘરમાં થયો હોય તથા જેની સોબતમાં બાળકથી ઉછરાય અને જેવા ભણતરનો અભ્યાસ થાય તે પ્રમાણે.

રૂચિની સામે કે રૂચિતણી દિશામાં શ્રમ કર્યે,
ફરી જાતી તે કે બળવતી થતી દીસતી જગે.- ૧૬

વિના લાંબા ગાઢા [1]સતતકૃત અભ્યાસબળના,
રૂચીને કો જીતી નથીજ શકતું જન્મભરમાં,
તથાપી ત્યાગ્યાથી [2]અસતજગ આસ્થા મનથકી,
ઉડી જાતી સ્હેજે [3]સુખકૃપણુતા સૌ વિષયની.- ૧૭

વિના વૈરાગ્યે ના વિષયથકી પાછું મન વળે,
વળ્યા પાખે પાછું મન બળ ન ચાલે રૂચિપરે,
વિનાશી દેખીતા મધુર પણુ સૌ [4]ઝેર સરખા,
લહી મિથ્યા જાણ્યા વગર હઠતો મોહ પણુ ના.- ૧૮

દઢાવા તે માટે જગવિષય મિથ્યાત્વ મનમાં,
સદા તેના દોષો મનન કરતાં રાગ ત્યજવા,
ક્રમે તેથી પામી રૂચિ ઉપર [5]સામ્રાજ્યબળને,
કરી દાસી તેને અવનીપર નિષ્કામ વિચરે.- ૧૯

સ્થિતિ વૈરાગ્યે જ્યાં સજડ થતી જાતી ક્રમક્રમે,
તદા [6]ષટ્સંપત્તિ રળી જન મુમુક્ષુ થઈ રહે,
ગુરૂથી પામીને સ્વરૂપ નિજ જાણ્યાની કળને,
નિજાનંદે શામે લહી [7]અલખ બોધ સ્વરૂપને. ૨૦



૧ અટક્યા વિના કરેલા. ૨ ખોટા જગતમાં સત્યપણાની બુદ્ધિ-વિશ્વાસ. ૩ વિષયસુખો છોડવાં સુખની લાલચથી અઘરાં લાગે તે સુખને માટે મનની કંજુસાઇ-દીનતા. ૪ परिणाम ताप संस्कार दुःखैर्गुणवृत्ति विरोधाच्च सर्वमेव दुःखं विवेकिनः ॥ पातंजलयोगदर्शन. ૨. ૧૫ ॥ પરિણામી દુઃખ, મધ્યનો તાપ, સ્મરણ માત્ર શેષ રહેલાં દુઃખનાં બીજકો, અને પોતાની ગુણવૃત્તિને આવતા વિરોધ, એથી વિવેકીને સર્વ દુઃખમય લાગે છે. ૫ જેના સામું બીજાનું ચાલી ન શકે એવું વિજયી બળ. ૬ શમ દમ ઉપરતિ તિતિક્ષા સમાધાન અને શ્રદ્ધા એ ૭ સંપત્તિયો છે. ૭ અલક્ષ્ય-લક્ષણનો વિષય નથી એવા સ્વયંપ્રકાશ જ્ઞાન સ્વરૂપ પરમાત્માને.

## ३ गरज.

[ રાગ પ્રભાતીયું અથવા ઝૂલણા છંદ. ]

ગરજ કહે બાપડી સરવને બાપજી અન્નદાતાર કહી ચરણ પડતી,
મૂર્ખના શિરમણિ મનુષ્યને એ કરે ભોંય સૂધી નમી સ્તવન કરતી,
બહુજ નીચા અને મહત કંજૂસને ગરજ બહુ પુણ્યશાળી વદે છે,
પાપના પુંજ ને [1]દુષણઆગારને ધર્મઅવતારનું માન દે છે.– ૧
પ્રાન્તઅધિકારી કે ગ્રામહાકેમને ભાઇસાહેબ પ્રતિવાકય કહે છે,
ગ્રામમાં મહત દેશાઇ કે પટલને બાપુસાહેબનું માન દે છે,
કોળી કે ભીલને ગરજ ઠાકોર કહે વણિજને શેઠજી એ કહે છે,
હાથનાં બોર [2]જૂઠાં ન બે કોઈ લે તેમને બુદ્ધિવંતા વદે છે.–૨
ગરિબને તેહ લેખાવિષે નવ ગણે ગરજની હાંસ ના પૂરી પાડે,
સકળ સદ્‌ગૂણ સંપન્ન એ હોય તો લેશ એના મને ના હિસાએ,
સહન ઠપકા કરે મારને પણ સહે ગરજ એ તો નહીં પાછી નાસે,
લાખ કોટી વિપત્તિ સહી કો રીતે મન ગમ્યું મેળવી ખૂશ થશે.–૩
ગરજ સરતી ન જ્યાં કામ તે ના કરે પાણીની લોટી એ ત્યાં ન પાશે,
વાઢી અંગૂલીએ એકીએ ના કરે અન્યની તો પછી શીજ આશે,
સકળ મતલબ વિષે છે રહ્યું જગત આ પારકું ના ભલું કોઇ ધારે,
ગરજવિણ આપણી સામુ એ ના જુએ સ્વાર્થથી અંધ દેખે ન દહાડે–૪
અરથ જ્યાં થઇ રહ્યો ગરજ રસ્તે પડે દેખવા ના જડે કો જગાએ,
નહિજ પરવા પછી ગરજને લેશ છે ઓશિગણ થાય ના તે જરાએ,
શમિગયો રોગ કે વૈદ્ય વેરી થતો અન્ન જમી ભિક્ષુ યજમાન ત્યાગે,
પત્નીવાળો બન્યે વડિલ વેરી થતાં ત્યાગતો બાપ રળતાંજ જાતે.–૫
મા જણી બહુ શ્રમે બાળ ઊછેરતી પ્રેમ રાખે ઘણો જીવ સાટે,
બાળ મોટો થઈ મા તણો ખપ મટયે ના જ સેવા કરી વાળી આપે,
વ્હાય તેવો મહાલાભ કોને કરો નહિજ ગણુતો બહૂ અર્થ મટતાં,
"[3]કોણુ કોનું" સહૂ સ્વાર્થના પ્રેમ છે ગરજથી આવતાં વ્હાલ કરતાં.–૬

---

૧ અયોગ્ય કર્મોને વસવાના સ્થાનરૂપ થઇ રહેલા દુર્જનને. ૨ એઠાં.
૩ **सर्वः स्वार्थवशाज्जनोऽभिरमते कस्यास्ति को वल्लभः ॥** અર્થ–સર્વ કોઇ સ્વાર્થના કારણથી આપણી સાથે પ્રેમથી વર્તે છે નહીં તો કોણ કોને વ્હાલું છે ? ( ભર્તૃહરી ).

## ૪ अखूट भंडार.

[ ઉપજાતી વૃત્ત. ]

અખૂટ ભંડાર ભર્યા પ્રભુએ, કદાપિ ખાધે ખરચ્યે ન ખૂટે,
વધ્યા ઘટયા તે ન જણાય કયારે, ન તેહનો અંત કદાપિ આવે.–૧
કયારે ભર્યા તે નહિં કોઈ જાણે, શા કારણે તે પણ ના પ્રમાણે,
"[1]જીવો તણાં કર્મફળોજ માટે," ભૂલો જ હેતૂ વિદ્વાન આપે.–૨
પદાર્થ પ્રાણી તહિં ભોગભોક્તા, અન્યોન્ય પ્રાણી પણ ભોગ ભોક્તા,
પ્રકાર એવેજ પદાર્થ સૌએ, [2]ભોક્તાપણું ભોગપણું ધરાવે.–૩
પ્રાણી વિષે શ્રેષ્ટ મનુષ્ય થઇને, કર્ત્તાપણાનું અભિમાન લઇને,
ગણે સુખી તે અનુકૂળતાએ, દુ:ખી ગણે છે પ્રતિકૂળતાએ.–૪
નહીં મળ્યાથી કંઇ ઇષ્ટઅર્થો, વળી મળ્યાથી જ અનિષ્ટ અર્થો,
અતૃપ્ત નિત્યે હૃદયે રહ્યાથી, સહે મહાદુ:ખ મનુષ્યજાતી.–૫
બધાં તણી પ્રકૃતિ ભિન્ન ભિન્ન, પ્રારબ્ધ સૌનાં ય તથા વિચિત્ર,
પુરૂષાર્થશક્તી પણ ઉગ્ર મંદ, પાત્રત્વ તે અન્વય પ્રાપ્ત સર્વ.–૬
તે તે પ્રમાણે નિધિમાં થકી તે, પામે પદાર્થો સુખદુ:ખ માટે,
ન કાંઇ ભંડાર તણા અભાવે, સ્થિતી જુદી જૂદી વિષે જણાવે.–૭
છે સર્વ એ પૂર્ણજ પાત્રઅન્વે, [3]કંઠાગ્રપર્યન્ત ભરેલ સર્વે,
તથાપિ [4]કાર્પણ્યથી દોષવાળાં, અપૂર્ણતાને મન માનનારાં.–૮
પ્રમાણમાં સૌ નિજ દીનતાના, ગરીબ માને ભ્રમમાં બિચારા,
ન વાસ્તવે દીનમનુષ્ય કોઈ, સર્વે રહ્યા પૂર્ણસ્વરૂપ હોઈ.–૯
અરણ્યમાં સંતજનો વસે છે, [5]વિવસ્ત્ર [6]નિષ્કંચન તે રહે છે,
વિષ્ણુથી માની બહુ સાહ્યબીને, સમસ્તસ્વામી નિજનેજ ચીને.–૧૦

---

૧ વિશ્વની ઉત્પત્તિના કારણમાં જીવોનાં પૂર્વકર્મોનાં ફળો તેમને આપવાના હેતુથી ઈશ્વર વિશ્વ સરજે છે એવો નિર્ણય બુદ્ધિમાનો લાવે છે પણ એ ભુલું છે, ઘણાક જીવોને કર્મનાં ફળો નહીં જોઇતાં હોય, અને પાછલા જન્મોનાં કર્મ અને તેમનાં ફળોની સ્મૃતિ હોય તો કોઇપણ જીવ ફળ લેવાની ઇચ્છા નહીં કરે એમ ઘણા પ્રતિપક્ષ એ સિદ્ધાન્તમાં છે. ૨ પદાર્થોમાં પણ સ્ત્રી પુરૂષ આદિની તથા તેમના ખોરાક આદિની વ્યવસ્થા છે. ૩ ગળા સુધી ઠસીને ભરેલાં. ૪ મનની હલકાઈ–દીનતાથી. ૫ વસ્ત્ર વિનાના-નગ્ન. ૬ પાસે કંઇજ નહીં એવા.

જ્ઞાતાજનો તો મનમાંહિં જાણે, અપારભંડાર બધો પ્રમાણે,
પાત્ર પ્રમાણે જ ગ્રહાય આણી, કૂપે યથા લે ઘટ તુલ્યપાણી.–૧૧
વિચાર લેતા જનઅજ્ઞ એવો, અન્યાય આ કૂપતણો ઘણેરો,
દે ગોળીને વારિ ઘણુંક સ્હેજે, ને સ્વલ્પ વારિ ઘટને દિયે છે.–૧૨
જાણે ન તે કે ઘટ પાત્ર એવું, કૂપે તહાં તે કરવુંજ કેવું,
અનંતભંડારજ તેહનો છે, ન લેશકે જો ઘટ શુંજ તેને.– ૧૩
સંતોષ પૂરો સ્થિત જ્યાં હૃદે છે, પૂરૂં મળેલું જન તે લહે છે,
સુખો તણી છે [1]કૃપણાઈના કો, સંપૂર્ણતાથી નિષ્કામ થાતો.–૧૪
નથી જરાએ ઘટ માનતો કે, ઓછું મને કૂપ થકી મળે છે,
ગુંજાશઅન્વે મળવા થકી તે, થઈ રહ્યો છે સુખપૂર્ણ પ્રીતે.–૧૫
ઘડો અને ગોળીની પૂર્ણતામાં, ન ફેર કાંઈ સુખ તેમનામાં,
ઉપાધિના કારણથી જણાયે, ગુરૂ–લઘુતાયુત બ્હારથી તે.– ૧૬
ગુરૂત્વમાં ના સુખ કૈં રહ્યું છે, નથી રહ્યું દુઃખ લઘુત્વમાંએ,
નિઃસીમ આનંદજ પૂર્ણતામાં, દુઃખોતણો રાશિ અપૂર્ણતામાં.–૧૭
ઉપાધિ ઝાઝી ગુરૂપાત્રની છે, સ્વભાવથી માય વિશેષ માંહે,
લઘૂતણી અલ્પ ઉપાધિ તેથી, સમાય થોડું લઘૂશક્તિયેથી.–૧૮
સમાનતા જ્યાં નહિં પાત્રતાની, નહીંજ સર્ખામણી ત્યાં થવાની,
જે જેવડું તેજ પ્રમાણ સૌએ, જોતાં દિસે પૂર્ણ બધા પ્રકારે.–૧૯
ઘણાજનો તોય વિના વિચારે, અપૂર્ણતાની નિત બૂમ પાડે,
ઢીલે મુખે દીન બની રૂએ છે, અન્યાય શ્રીઈશવિષે જુએ છે.–૨૦
જોતા નથી પાત્રપણાની સામું, ઓછું પડયું માનીજ બેસવાનું,
મિથ્યાજ નિત્યે ફરિયાદ લાવે, જગત્પિતાને અમથા સતાવે.–૨૧
પાશેર આહાર જહાં બહૂ છે, બશેર પામ્યે સુખ શું વધુ છે,
[2]ભવિષ્યનું તો ભય હોય શાનું, ભર્તા હરિનેજ વિચારવાનું.–૨૨

૧ અમુક સુખો મને નથી એમ દીનતા ધારવી તે સુખની કૃપણતા– સુખને માટે મનની હલકાઈ કે દીનતા છે. ૨ ભવિષ્યને માટે જોઇશું એવો ભય રાખીને કૃપણતા સેવ્યાં કરવી યોગ્ય નથી કેમકે ઈશ્વરજ સર્વના ભર્તા એટલે પૂરૂં કરનારા છે.

અજ્ઞાનથી આમ છતાં મનુષ્યો, અનેક આરોપ દઈ પ્રભુમાં,
કુવાક્ય તે પાલકને કહે છે, મનસ્વિ રીતે ઠપકા દિયે છે.–૨૩
દયાતણા સાગર શ્રીહરિને, મૂર્ખજનો નિર્દય લેખવે છે,
કયા પ્રસંગો કયમ કોણ માટે, ન જાણવાથી અદયાજ ભાખે.–૨૪
તટસ્થ કો શ્રીહરિને ગણીને, અરાજકી રૈયત લેખવીને,
અંધેર ચાલે અહીં એમ ભાખે, કર્તાપણું [1]વ્યકિતવિષેજ થાપે.–૨૫
મણીવિષે સૂત્રજ પેર નિત્યે, સહુવિષે આપ વસી રહીને,
સ્વયં રહી કર્મફળો પ્રદાતા, કરી રહ્યા પૂર્ણજ આપ [2]ધાતા.–૨૬
બધાંયને નિત્ય બહુ દયાથી, મહાકૃપા હેતુવિના રહ્યાથી,
સદાય રાખે કરૂણાસમેત, [3]મહાન ઉત્કૃષ્ટ સ્થિતિ વિષેજ.– ૨૭
સમસ્ત સદ્‌ગુણની પૂર્ણતા જ્યાં અનંતસામર્થ્ય અખંડતા જ્યાં,
માહાત્મ્ય તે શ્રીહરિનું ન જાણી, વદે ખળો એમ અયોગ્ય વાણી.–૨૮
પુણ્યોતણી મૂર્તિજ શ્રીહરિ છે, પવિત્રતાની હદ ત્યાં વળી છે,
છે જેમનું નામજ પુણ્યવાળું, વખાણ તેનાં બહુ શાં કરૂં હું.–૨૯
કયાં ક્રોધ કયાં નિર્દયતા બિચારી, કારૂણ્યસિન્ધુ હરિમાં વિચારી,
શી બુદ્ધિ આવું અવળું સુઝાડે, [4]પૂજાર્હમાં દુર્ગુણને બતાડે.–૩૦
ટુંકી મતીના સુવિવેકહીના, નેત્રો છતે અંધસમા રહેલા,
જુઓ જરા શ્રીહરિની વડાઇ, બુદ્ધિતણું નેત્ર ઉઘાડી ભાઈ.– ૩૧
ક્ષમા દયા શાન્તિ ઉદારતાની, સંતોષ નિર્મોહ સમત્વતાની,
કલ્યાણ ને પુણ્ય પવિત્રતાની, [5]માહાત્મ્યની મૂર્તિજ શ્રીહરિની.–૩૨

---

૧ સર્વ શરીરધારી જીવોને કર્તા ગણી ઈશ્વરને તટસ્થ ગણવા એ ઉંધી સમજ છે કેમકે જીવો સ્વતંત્ર નથી તેઓ પ્રારબ્ધોથી નિયંત્રિત થયેલા પરવશ છે અને તેમનું અહીં કાંઇજ ચાલતું નથી કેમકે અહીં કર્તાપણું તેમનું નથી પણ ઈશ્વરનું છે. ૨ ધારણ કરનારા એટલે સર્વતંત્રને ચલાવનારા–આશ્રય આપનારા. ૩ સર્વ કોઇને બહુજ ઉંચી સ્થિતિમાં રાખેલા છે પણ અજ્ઞાનથી તેમ જાણતા નથી. ૪ પૂજવાને યોગ્ય એવા ઈશ્વરમાં. ૫ સમસ્ત માંહાત્મ્યની પૂર્ણતા પરમાત્મામાં છે, મનુષ્યમાં તો કોઇ કોઇ સદ્‌ગુણો થોડી ડીગ્રીસુધી પ્હોંચ્યા હોય છે.

સમર્થ એવા હરિની દયાની, નથીજ કાંઈ અવધી કદાપી,
અપાર જીવોપર પ્રેમ નિત્યે, સદા ભલું સર્વતણુંજ ચિન્તે.— ૩૩
સૌ પાત્રતાને અતિ યોગ્યતાની, અત્યંત ઉંચી સ્થિતિનેજ જાણી,
છલોછલીને પરિપૂર્ણ માની, સંતોષથી ઠારજ ચિત્ત ભાઈ.— ૩૪
આભાર વિશ્વંભરનો લહીને, મને થકી તું પડ પાદ તેને,
હજાર વારો કરને પ્રણામો, બહુજ મોટો મહિમા પ્રભુનો.— ૩૫



## ૯ ઈશ્વરનું ન્યાયી રાજ્ય.

(માલિની વૃત્ત.)

બહુજ સજડ ચાલે રાજ્ય આ વિશ્વકેરૂં,
જહિં જયમ તહિં તેવું યોગ્યતાથી ભરેલું,
નહિજ જડ પ્રમાણે ચાલતું યન્ત્ર પેઠે,
પણ [1]સમજણવાળા ઈશનું રાજ્ય એ છે.— ૧
અનુપમ નિયમોથી પૂર્ણ ઈન્સાફ રીતે,
પ્રતિસ્થળ પ્રતિરૂપે કાયદો સત્ય વર્તે,
તૃણ પણ નહિં વાંકું થાય આજ્ઞા વિનાનું,
સકળ જગત વ્હેતું ન્યાયથી એકધારૂં.— ૨
બહુજણ પણ શંકા લાવતા એહ મધ્યે,
નિરખી નહિં શકાતાં યોગ્યતા પૂર્ણ સંધે,
કયમજ અમુક આવું કેમ આ અન્ય એવું,
બહુવિધ [2]પ્રતિશંકા જાળથી ચિત્ત ઘેર્યું.— ૩
સકળ જગતરૂપે કર્મ જાતે બનેલું,
ગહન નિયમથી તે ચાલતું છે રહેલું,
અનિયમજ જણાતો અંધનેત્રોથી ભાળ્યે,
નિયમ સકળ ભાસે સત્યનેત્રે નિહાળ્યે.— ૪

૧ સર્વ જાણવાવાળા અને સર્વ શક્તિમાન હોવાથી ઈશ્વરનું રાજ્ય મીલના સાંચાઓના જેવું ચાલતું નથી પણ બહુજ યોગ્ય અને સજડ ન્યાયથી ચાલેછે. ૨ ઈશ્વરના રાજ્યના ન્યાયીપણા વિષે ઉઠતી વિરૂદ્ધ શંકાઓનાં જાળાંથી.

સકળ જગત કેરા જીવના લિંગદેહો,
પ્રતિપળ બનનારાં સંચતા કર્મ તેઓ,
સહજ હૃદય ઝીણી ભાવનાએ કર્યાથી,
ફળ પ્રગટ થવા તે વાધતી નિત્ય થાતી.— ૫
જયમ જમીન વિષે કો બીજને નાંખતામાં,
જળદ્રવ્ય–અજવાળું–ઉષ્ણતા પામતામાં,
ફળપ્રતિ નિત વાધ્યાં જાય નિર્ણીત રીતે,
ફકત અટકી જાતાં બાધને પામતાં તે.— ૬
જહિં લગી ન મળીછે યોગ્યતા ઊગવાની,
સ્થળપરજ રહેતાં સુપ્ત જેવી દશાથી,
પણ જવ મળી જાતું સ્હેજ [1]ઉદ્બોધ કર્તા,
તુરત ફળ થવાને ચાલતાં તેહ થાતાં.— ૭
ત્યમ હૃદય થનારી સર્વ જે વાસનાઓ,
ફળ દઈ અળપાતી જીવને સર્વ તેઓ,
અગણિત સહુ તોએ પૂરતી ચોકશીથી,
નિજ નિજ પરિણામો આપતી નિશ્ચયેથી.— ૮
નિયમ પ્રવરતે છે યંત્રના શાસ્ત્રનો ત્યાં,
[2]બહુ બળ જુદી રીતે લાગતાં, જે દિશામાં,
ફળની ગતિ–મહત્તા આવતાં, તે પ્રમાણે,
પ્રગટ થઇ રહે છે જોર કર્મો તણાં એ.— ૯
પરવશ રહી સૌકો ભોગવે છે ફળોને,
ફરી વળી અણજાણ્યે વાવતા બીજકોને,
લણ લણ કરતા ને વાવતા જાય સાથે,
કરી સુખદુખ ભોગો ચિત્ત સંસ્કાર થાપે.— ૧૦
રચિત જન તણું જે પૂર્વકાળે કરેલું,
શરિર નિજ બન્યું તે ભોગ માટે ઘડેલું,

૧ જગાડનાર–ઉગવાની યોગ્યતા આપનાર ભીનાશ અજવાળું અને ગરમી.
૨ એકજ પદાર્થને જુદા મહત્વનાં જુદી દિશાઓમાં બહુ બળ લાગ્યાં હોય તો તેમના પરિણામી મહત્વનું બળ ચોકસ દિશામાં તે પદાર્થને લાગે છે.

[1]તદનુકુળ સુઝીને બુદ્ધિમાં તેમ વર્તે,
સુપથ કુપથમાં ને લાભ કે હાનિ અર્જે.[2]— ૧૧
અનુકુળ જવ હોયે વેગ પ્રારબ્ધનો એ,
જનરચિત ક્રિયાને પથ્ય તે જોર આપે,
જવ પ્રતિકુળ હોયે યત્નથી દૈવ ત્યારે,
રચિત શ્રમ તણા તે જોગને મંદ પાડે.— ૧૨
પ્રબળ પુરૂષયત્નો હોય ત્યાં યત્ન જીતે,
[3]લઘુબળ જહિં યત્નો દૈવસત્તા પ્રવર્તે,
નિજ કરથી રળીને ભોગવે સર્વ જીવો,
[4]ફળ કૃતિઅનુસારે માત્ર દે શ્રીહરિ તો.— ૧૩
નિયમ અચળ જાણો કર્મના ત્રૈણ કાળે,
રજ ન કદિ ફરે તે બાધ તેને ન આવે,
જન કૃતિ કરતાં તે પાકતી યોગ્યકાળે,
નિજ ફળ પ્રગટાવે તૂર્ત તે પાક આવ્યે.— ૧૪
જગ નિયમિત ચાલે સર્વદા પૂર્ણ ન્યાયે,
નહિજ મળતુ કોને જે રચ્યું છે ન કયારે,
જન સહુ નહિ જાણી ભૂત ને ભાવિ બન્ને,
ફળ મહિં પછી શંકા લાવતાં વર્તમાને.— ૧૫
ગરિબ ધનિક સૌકો થાય છે આપકર્મે,
સહુ નિજ નિજ કેરી પાત્રતાના જ અન્વે,
[5]નહિં પ્રભુ કરતા કૈં ભક્તની વ્હાર પાખે,
જન જનની ક્રિયાથી મેળવી લે જ આપે.— ૧૬
પણ પ્રભુ શરણે જે જાય છે માન છોડી,
સહુ ખટપટ ત્યાગી ચિત્ત દે ત્યાંજ જોડી,

૧ તે પ્રમાણે. ૨ કમાય. ૩ ઓછા બળવાળા. ૪ કર્મો સ્વતઃ જડ હોવાથી પરમાત્માપ્રેરિત ગતિવાળાં છે, પણ પરમાત્મા નિરપેક્ષિત હોવાથી કલ્પવૃક્ષની પેઠે જેતું જેવું અને તેતું તેવુંજ ફળ આપે છે, જેને જેવું ફાવતું હોય તેવું ફળ લે તેમાં કલ્પવૃક્ષને શું? ૫ ભક્તની વ્હાર કરવા માટે પરમાત્મા કર્મતંત્રનો કાયદો તેટલા પુરતો લોપે છે, તેથી ભક્તને ધગધગતા અંગારા પણ શીતળ ચંદન થઈ જાય છે.

સહુ નિજ હથિયારો ભિન્ન સામર્થ્ય કેરાં,
અફળ નિરૂપયોગી જાણી ત્યાગે જ રહેલાં.— ૧૭
મન વચ તન કેરાં સર્વ કર્મો વિવેકથી,
સકળ નિજ અહંતા ઈશમાં અર્પવેથી,
[1]કરી ભરી હરી આપે છે રહ્યા ઈશ જાણે,
સહુબળપતિ જાણી અન્યતા છોડી નામે.— ૧૮
હરિજન બનતામાં વૃત્તિયો ફેરતામાં,
પ્રભુપ્રતિ ધસતામાં ચિત્ત ત્યાં યોજતામાં,
તુરત પલટી જાતો લોહના હેમ પેઠે,
હરિરસ [2]પરસાતાં નિત્ય [3]નિર્દ્વંદ્વ લેખે.— ૧૯
સુખદુઃખ થઈ છાંઈ ના રહે સ્મર્ણમાં એ,
પ્રભુસુખ મળતાંમાં વેદના સર્વ જાયે,
જયમ જન ઘરમાં જો ટાઢથી ઠુંઠવાયે,
તુરતજ તડકામાં બેસતાં ટાઢ જાયે.— ૨૦
જયમ નિયમ બધાએ શીતના જે હતા તે,
રદ સકળ થયા છે તાપમાં અન્ય હોવે,
ત્યમ હરિવિમુખીને કર્મના કાયદાઓ,
સજડ જ કરી રાખે ભક્તને બાધ ના કો.— ૨૧
જગતકૃત પદાર્થો પામવા પુણ્ય આદે
બહુ બહુ નિયમોનો ફાવતો લાગ ત્યાંહે,
જગપતિ [4]નિરપેક્ષી કોઇ [5]લાગો ન લાગે,
ફકત હૃદય શુદ્ધે પ્રેમની છાપ માગે.— ૨૨



---

૧ ઉત્પન્ન કરનારા, ભરણપોષણ કરનારા, અને સંહાર કરનારા પોતે પરમાત્માજ છે જીવ નહીં; એવી સમજણ સમજે. કેમકે પ્રભુથી જુદો એવો જીવ પણ કર્તા છે એમ માનવું ભુલ ભરેલું છે. ૨ સ્પર્શ થતાં–સંબંધ પામતાં. ૩ સુખદુઃખાદિક જોડકાંથી રહિત થયેલો. ૪ ઇચ્છા વિનાના–પુણ્યવાન કે પાપી ગમે તે હો તે માત્ર સાચા હૃદયનો પ્રેમજ જુએ છે. **अपिचेत्सुदुराचारो भजते मामनन्यभाक् । स धुरेव समन्तव्यः सम्यग्व्यवसितोहिसः ॥ भ. गी. ९. ३० ॥** અર્થ—અત્યંત દુરાચારી છતાં મને અનન્ય ભાવથી કોઇ ભજે તો તેને સાધુજ જાણવો કેમકે તે સત્યનિશ્ચયવાળો થયો છે. ૫ ટેક્ષ–કર.

## ૬ ખુશામત.

( રાગ-લાગણી. )

ખુશામત સહુજનને પ્યારી રે, ખુશામત સહુજનને પ્યારી,
ચ્હાય જેહ [1]આબાલવૃદ્ધ સહુ જગમાં નરનારી.—ખુશામત.-ટેક.
રાયથી રંક [2]તલિક જોતાં રે, અમીરથી ફકીર તલિક જોતાં,
સકલ જગત આ મોહ પામી વશ રહ્યું ખુશામતમાં.-ખુશામત. ૧
મંત્ર વશીકરણ ખુશામતનો રે, મંત્ર વશીકરણ ખુશામતનો,
સફળ ચાલતો ત્રિભુવનને વશ પલકમાંહિં કરતો.- ખુશામત. ૨
વિજય નિશ્ચય સહુ સ્થળ કરતો રે, વિજય નિશ્ચય સહુ સ્થળ કરતો,
ભૂર્ભુવઃ સ્વર મહ જન તપ ને સત્ય લોક ફરતો.- ખુશામત. ૩
દેવ ગાંધર્વો વશ કરતો રે, દેવ ગાંધર્વો વશ કરતો,
અસુર નાગ કિન્નર મુનિવરને અધીન કરી લેતો.- ખુશામત. ૪
ઈશિ સરખા વશ થઈ જાવેરે, ઈશિ સરખા વશ થઈ જાવે,
કોણુ માત્ર ત્યાં મનુષ્ય બિચારૂં હસ્ત જોડી આવે.- ખુશામત. ૫
પળશીથી સકળ સ્વવશ બનતું રે, પળશીથી સકળ સ્વવશ બનતું,
પણુ પળશીના [3]પાત્ર વિચારે ભૂલ મનુષ્ય કરતું.- ખુશામત. ૬
વદી [4]મધુમધુર વચન વદનેરે, વદી મધુમધુર વચન વદને,
કરે ચાતુરી પ્રસન્ન કરવા પિશાચ સમ નરને.- ખુશામત. ૭
દ્રવ્ય મળી આપત ટળવાને રે, દ્રવ્ય મળી આપત ટળવાને,
ધરી આશ મનમાંહિં ઉપાસે અલ્પશક્તિમતને.- ખુશામત. ૮
અબળ આરાધ્યે શું થાવે રે, અબળ આરાધ્યે શું થાવે,
પામર તે પરતંત્ર ફેરવે દૈવ યત્ન કેવે.- ખુશામત. ૯
દુઃખ નિજનાં હણી ના શકતો રે, દુઃખ નિજનાં હણી ના શકતો,
પરદુઃખો તે હણે કેમ કરી મનાય એ વાતો.- ખુશામત. ૧૦
મળે સુખદુઃખો પ્રારબ્ધે રે, મળે સુખદુઃખો પ્રારબ્ધે,
વિના ઉગ્ર પુરૂષાર્થ ધર્મપથ ન તેહ સ્હેજ ફરે.- ખુશામત. ૧૧

---

૧ બાળકથી ઘરડાં સુધીનાં સર્વે. ૨ સુધી. ૩ પળશી કરવાને કોણ લાયક છે તે વિચારના સંબંધમાં. ૪ મધના જેવાં મીઠાં વચનો.

અફળ શ્રમ પામર રિઝવ્યાનો રે, અફળ શ્રમ પામર રિઝવ્યાનો,
જળ વલોવીને [1]નવનીત લેવા તણા યત્ન સરખો.- ખુશામત. ૧૨
નિયમ છે નિત્યસિદ્ધ જગનોરે, નિયમ છે નિત્યસિદ્ધ જગનો,
ધર્મથીજ સુખ, દુઃખ અધર્મે મળે પ્રાણિ સહુને.- ખુશામત. ૧૩
કર્મ નિજથીજ મનુષ્ય રળતોરે, કર્મ નિજથીજ મનુષ્ય રળતો,
લાભ હાનિ જગમાંહિં અન્યજન નિમિત્ત માત્ર થતો.- ખુશામત. ૧૪
અહિત કે હિત નહીંજ કોઇરે, અહિત કે હિત નહીંજ કોઇ,
કરી શકતો જગમાંહિં અન્યને સ્વતંત્ર નિજબળથી.- ખુશામત. ૧૫
મનુષ્યનજરે જે દેખાતું રે, મનુષ્યનજરે જે દેખાતું,
અજ્ઞાને કરી સિદ્ધનિયમને ભુલી ગયે થાતું- ખુશામત. ૧૬
સજડ નિયમે જગ આ વ્હેતું રે, સજડ નિયમે જગ આ વ્હેતું,
સર્વ સર્વનાં કર્મ પ્રમાણે સુખ દુઃખ ફળ લેતું- ખુશામત. ૧૭
ફરે નહીં કોઇ થકી કોનું રે, ફરે નહીં કોઇ થકી કોનું,
[2]નિયંતૃત્વ હરિનું નહિં તો પછી ગણાય અહીં શાનું.- ખુશામત. ૧૮
એક [3]અપવાદ રહે તેમાં રે, એક અપવાદ રહે તેમાં,
કર્મતંત્રનો સજડ કાયદો લુપ્ત થતો જેમાં.- ખુશામત. ૧૯
શરણ હરિનું જન જે ગ્રહતોરે, શરણ હરિનું જન જે ગ્રહતો,
[4]અનન્ય બનીને ભક્ત ખુશામત ઈશ તણી કરતો.- ખુશામત. ૨૦
સત્યઆશ્રય એકજ ધરતો રે, સત્યઆશ્રય એકજ ધરતો,
પૂર્ણ પ્રેમથી પ્રસન્ન કરવા નિજપતિને યતતો,- ખુશામત. ૨૧

---

૧ માખણ. ૨ ચલાવનારપણું–ઘડીયાળની કમાનની પેઠે પરમાત્મા જડ નથી કે કમાનને જેમ ખોટા ટાઈમ અપાય છે તેની સમજણ નથી તેવું તેમને હોય, પરમાત્મા તો બહુજ ચોક્કસ ન્યાયથી વિશ્વને ચલાવે છે કેટલાએક માને છે તેમ પોપાંબાઇનું રાજ્ય નથી, શાસ્ત્રપ્રમાણ ઘણાં છે કેટલાં ટાંકવાં? ૩ નાઠાબારી–ગુપ્ત બહાર નીકળી જવાનો માર્ગ. ૪ એક પ્રભુનોજ ભક્ત બનીને, –અનન્ય આશ્રયનો અર્થ કેટલાક પ્રભુના એક નામને અને તે નામથી સૂચિત સ્વરૂપનેજ વળગી રહી તેજ પ્રભુનાં બીજાં નામ અને સ્વરૂપની અવગણના કરવી એવો કરે છે તે ખોટું છે; અનેક નામ રૂપને ધારણ કરનારા પ્રભુ પોતે એકજ છે તેથી અન્ય એટલે શરીરથી માંડીને યાવત્ અજ્ઞાનના પરિણામરૂપ સંસાર કે જેમાં દ્વૈતભ્રમ થાય છે તે છે.

પ્રભુની કૃપાદૃષ્ટિ થાતાં રે, પ્રભુની કૃપાદૃષ્ટિ થાતાં,
સર્વ પાસથી વિજય વિજય ને સુખ સુખ ઉભરાતાં- ખુશામત. ૨૨
કર્મબળનું નહીં ત્યાં ચાલે રે, કર્મબળનું નહીં ત્યાં ચાલે,
[1]શુળી તણી ત્યાં સૉય મ્હોરનો મેર બની જાવે.- ખુશામત. ૨૩
ભાગ્યનું પટ ઉઘડી જાવે રે, ભાગ્યનું પટ ઉઘડી જાવે,
ગરિબપણાનું અમિરપણું ત્યાં ઝટ પલટી જાવે.- ખુશામત. ૨૪
નહીં બાંડી બકરી જયાંહે રે, નહીં બાંડી બકરી જયાંહે,
મદોન્મત્ત ગજરાજ ઝુલે ત્યાં રાજ્યઠાઠ જામે.- ખુશામત. ૨૫
પડે પોબાર સર્વ ઠામે રે, પડે પોબાર સર્વ ઠામે,
જહાં જાય શ્રીઈશિભક્ત ત્યાં અજય નહીં નામે.- ખુશામત. ૨૬
ખુશામત ઈશિ તણી જ કરવી રે, ખુશામત ઈશિ તણીજ કરવી,
સુવર્ણ કેરો મહામેરૂ ત્યજી શિદ ખાણો ધમવી.- ખુશામત. ૨૭
અબળની શિદ પળશી કરવી રે, અબળની શિદ પળશી કરવી,
ભિખારી આગળ ભિખારીએ જઇ શિદ યાંચા કરવી.- ખુશામત. ૨૮
અરજ પરમેશ્વરને કરતાં રે, અરજ પરમેશ્વરને કરતાં,
સત્યહૃદયના એક આશ્રયે દૃઢ શ્રદ્ધા ધરતાં.- ખુશામત. ૨૯
તુરત જગદીશ મદદ કરતા રે, તુરત જગદીશ મદદ કરતા,
[2]આભ ફાડીને દાસમાગણી અજબ રીતે ભરતા.- ખુશામત. ૩૦
વૃત્તિ પછી હરિસહ સંધાતી રે, વૃત્તિ પછી હરિસહ સંધાતી,
ઈશિ સાથ [3]સંલગ્ન થવાથી ઈશિશક્તિ રળતી. ખુશામત. ૩૧
બુદ્ધિ ત્યાં સર્વશક્ત બનતી રે, બુદ્ધિ ત્યાં સર્વશક્ત બનતી,
જયમ એન્જિનનું લગ્ન કર્યાથી જડગાડી ફરતી.- ખુશામત. ૩૨
લોહ જયમ અગ્નિસંગ કરતાં રે, લોહ જયમ અગ્નિસંગ કરતાં,
અગ્નિ તણાં ઉષ્ણતા તેજ બળ ત્યાં [4]સંક્રાન્ત થતાં.- ખુશામત. ૩૩
તેમ હરિસંગ નિત્ય બનતાં રે, તેમ હરિસંગ નિત્ય બનતાં,

---

૧ ભગવાનની કૃપાથી શૂળીએ ચઢવાનું હોય ત્યાં સોય વાગીને પતે છે, અને મોહોર મળવાની હોય ત્યાં આખો સુવર્ણનો મેરૂ પર્વત મળે છે. ૨ નૃસિંહ મેહેતા આદી સાચાભક્તોને પરમાત્માએ જે આશ્ચર્યકારકરીતે મદદ કરી છે તે જગત્પ્રસિદ્ધ છે. ૩ જોડાએલી. ૪ ઉતરે છે—અગ્નિનાં ગરમી પ્રકાશ અને બાળવાની શક્તિ અગ્નિનો સંગ કરવાથી લોઢામાં આવે છે.

સંગ બળે હરિ સ્વભાવ બળ આશ્રિતમાં સિદ્ધ થતાં- ખુશામત. ૩૪
રંક ટળી [1]દેવપણું પામે રે, રંક ટળી દેવપણું પામે,
સ્વયં ઈશિપદ અભિન્ન થઇને ભેદ સર્વ વામે.- ખુશામત. ૩૫
[2]સકળ મરિયાદા ઉલ્લંઘે રે, સકળ મરિયાદા ઉલ્લંઘે,
અમર્યાદ પ્રભુપદમહિં રમતો નિજપતિ ઉચ્છંગે- ખુશામત. ૩૬
ખુશામત એજ સફળ ભાઇ રે, ખુશામત એજ સફળ ભાઈ,
અન્ય સકળ તો અફળ જ જાણો ફોકટ દીનતાઇ.- ખુશામત. ૩૭
મનુષ્યપળશી કોઇ બહુ કરતા રે, મનુષ્યપળશી કોઈ બહુ કરતા,
પુરૂષયત્ન છે સદા ખુશામત જહિં તહિં તે વદતા.- ખુશામત. ૩૮
નસીબ અજમાવી જોવાને રે, નસીબ અજમાવી જોવાને,
કદાપિ વાગે તીર નહીંતર [3]તુક્કો સમજીને.- ખુશામત. ૩૯
એમ કરી ગરિબપણું વ્હોરે રે, એમ કરી ગરિબપણું વ્હોરે,
પ્રભૂ પુત્ર થઈ દીન વદનથી અબળમદદ ખોળે. ખુશામત. ૪૦
ઘટે નહીં એહ બુદ્ધિમતને રે, ઘટે નહીં એહ બુદ્ધિમતને,
સર્વશક્તિમત તાત ઇશિ ત્યજી પામરને કગરે.- ખુશામત. ૪૧
શીખ દઉં મનુષ્ય માત્ર સહુને રે, શીખ દઉં મનુષ્ય માત્ર સહુને,
જગતતાત ત્યજી અન્ય ખુશામત નવ કરશો કોઇએ.- ખુશામત. ૪૨
સફળ નિશ્ચય કારજ બનતાં રે, સફળ નિશ્ચય કારજ બનતાં,
સત્યહૃદયની યોગ્ય માગણી ઈશ તુરત શુણુતા.- ખુશામત. ૪૩
[4]ઈશિગૃહના જન થઇ રહીએ રે, ઈશિગૃહના જન થઈ રહીએ,
નિડર બનીને [5]તાતઓથથી અભય થઈ ફરીએ.- ખુશામત. ૪૪
સર્વશક્તિમત જો માથેરે, સર્વશક્તિમત જો માથે,
કોણ થાય છે જગત ચાલતાં સજડ ધર્મપાથે.- ખુશામત. ૪૫

---

૧ પૂજન અર્ચન ધ્યાન સ્તુતિ ઈત્યાદિક નવે પ્રકારવડે નિત્ય હરિસંગ કરતાં પરમાત્માનાં સ્વભાવ બળ ભક્તમાં સિદ્ધ થતાં તે સ્વયં દેવ–ઈશ–ઈશ્વર થઇ રહે છે. ૨ એવા ભક્તના સામર્થ્યને કોઇ મર્યાદા નથી, તે ઈશ્વરી કામ કરી શકે છે. ૩ ફળ વગરતું ઉપર લાકડાનો કડકો ફળને ઠેકાણે ચોઢેલો એવું તીરનું સરીયું. ૪ પ્રભુના ઘરના માણુસ અર્થાત્ પ્રભુને તન મન ધન સર્વ પ્રકારથી પૂરેપૂરા સમર્પણુ થઈ ગયેલા. ૫ બાપની હુંફથી.

[1]બિરદ જ્યાં ઝાલ્યું નિજ નાથે રે, બિરદ જ્યાં ઝાલ્યું નિજ નાથે,
ફૂલ પડે સર્વત્ર થાય રક્ષણ કોટિક હાથે.— ખુશામત. ૪૬
વિઘ્નભય કોઇ નહીં નામે રે, વિઘ્નભય કોઇ નહીં નામે,
કોણ તણી મગદૂર વાળ વાંકો કરવા પામે,— ખુશામત. ૪૭
પ્રભુને શરણ રહી નિત્યે રે, પ્રભુને શરણ રહી નિત્યે,
આશ્રય સાચો ગણી ચિત્ત અરપણ કરવું પ્રીતે.— ખુશામત. ૪૮
સર્વ કરવા સમરથ પોતે રે, સર્વ કરવા સમરથ પોતે,
કલ્પવૃક્ષ છે ઇશ માગતાં મળે વસ્તુ જોતે.— ખુશામત. ૪૯
ભોગ કે મોક્ષ ભલે માગે રે, ભોગ કે મોક્ષ ભલે માગે,
કલ્પવૃક્ષને શુંજ કલ્પતાં થાય તુરત આગે.— ખુશામત. ૫૦
ખુશામત હરિજ તણી કીજેરે, ખુશામત હરિજ તણી કીજે,
પ્રભૂ રીઝવી ભોગ મોક્ષ કે જ્ઞાન ચહી લીજે.— ખુશામત. ૫૧



## ૭ सुखी निष्किंचनता.

(શિખરિણી વૃત્ત.)

હશે તેનું જાશે નિજ કશું નહીં શું પછી જશે.
ભર્યાં છે જ્યાં અર્થો ભયપણ રહે તેજ જનને
ગરીબો તો જાણું દિનરજની ચિન્તા રહિત છે
રહે છે સંતોષે ખપ પુરતુ [2]યત્કિંચિત મળ્યે.— ૧
હવા પાણી અન્ન ત્રણ જરૂરનાં છે શરીરને
વળી જાણું કાંઈ જરૂર ઘર ને વસ્ત્ર તણી છે
પછી બીજા સૌએ જગતમહિં છે શૉખ મનના.
અસંતોષીઓની વધતી જતી તૃષ્ણા રીઝવવા.— ૨

૧ આ મારો આશ્રિત છે કે આ મારો પોતાનો છે એમ પરમાત્માએ દાસને અંગીકાર કર્યો અને પોતાપણું જણાવ્યું તે,—સાચા પ્રેમથી પ્રભુની ભક્તિ કરતાં કરતાં પરમાત્માએ પોતાને ચરણમાં અંગીકાર કર્યાનું ભક્તને વિવિધ પરચાઓ દ્વારા સ્પષ્ટ સમજાય છે, અને ત્યારેજ તેને ખરો વિશ્વાસ બેસે છે અને પછી અત્યંત આર્દ્રપ્રીતિમાં પ્રભુમાં લવલીન બની રહે છે. ૨ ઇશ્વરેચ્છાથી સહજ શ્રમે પ્રાપ્ત થયું એટલું.

ગમે તેવો સાદો જઠરપુર ખોરાક બસ છે
પછી નાના સ્વાદો [1]અવનવિન પાત્રો વધુજ છે
શરીરે ઢંકાયે ગરમી વરષા શીત ન પીડે
મળે વસ્ત્રો એવાં નહિ [2]બુધ ચહે મુલ્યયુતને.— ૩
સુખે વાસો થાયે જળ સ્થળ હવા નિર્મળ મળે
ભલી એવી નાની તૃણતણી કુટી દીનજનને
ન મ્હેલો મોટાનો કંઈજ ખપ છે આ શરિરને
કરે છે એ શોભા અધિકતર ઓભા[3] મનુષ્યને,—
બધા શ્રીમંતોના મહદભપકા છે ઉપરના
સુખી દેખાતા તે જગની નજરે માત્રજ બધા
તપાસીને જોતાં મનથી જન શ્રીમંત દુઃખિયો
ઉપાધીએ ઘેર્યો બહુજ બળતાએ બળી રહ્યો.— ૫
ખરો અંતર્માંથી સુખી જગતમાં નિર્ધનજ છે
રહે પામી થોડું હૃદયમહિં સંતુષ્ટ થઇને
નથી તેને કાંઈ ફિકર નિજના પેટથી વધુ
ગમે તેવી રીતે ઉદર ભરિયું કે થઈ રહ્યું.— ૬
વધારે છે જેને બહુજ બહુ તૃષ્ણાવશ થતા
તૃષા અપ્રાપ્તોની વધતી, થતી પ્રાપ્તે વિસરતા[4]
કહીંથી તે પામે જરિક પણ એ ચેન મનથી
[5]દરિદ્રાવસ્થા એ મરણ સુધી [6]દુર્વાર જ થતી.— ૭
[7]અલગ્ઝાન્ડર્ મોટે સકળ દુનિયાંને વશ કરી
પછી બોલ્યો હાવે અધિક દુનિયાં તે કયમ નથી
હતું જે સૃષ્ટીમાં સકળ મળતાં ના મન ઠર્યું
અસંતોષી એવા જન કરમમાં દુઃખ જ રહ્યું.— ૮

---

૧ વિવિધ પ્રકારનાં શોભાયમાન. ૨ ડાહ્યો—સમજુ માણસ. ૩ દુઃખ—ચિન્તા. ૪ ફીકાપણું—નીરસપણું. ૫ ગરીબી—કંગાલપણું. ૬ ન ટળી શકે એવી. ૭ અલગ્ઝાન્ડર ધી ગ્રેટ નામના યુરોપીય પ્રાચીન પાદશાહે પોતાના બાહુબળથી સર્વ પૃથ્વી વશ કરી અને પછી કોઇ દેશ જીતવાનો બાકી નહીં રહ્યાથી તે દીલગીર થયો.

જગે મ્હેં તો દેખ્યા સકળ ગૃહીઓ દ્રવ્યતરસ્યા
નૃપેથી માંડીને ઘરહિણુ ભિખારી સુધી જ ના
બધાએ ઝંખે છે પ્રતિવિપળ [1]દ્રવ્યાગમ મને
જણાયો ના જ્ઞાની અભણુ મહિં કો ફેર અમને.— ૯
ભણી વિદ્યા [2]આંગ્લી કંઈક જન એમે લગી જતા
ભણી ગિર્વાણીને વળી કંઈક [3]પાણ્ડિત્ય રળતા
તથાપી વાણીમાં ભણતર ધરી સર્વ કથવા
ક્રિયામાં તો મૂકે નિજ કૃપણુ દોષી લુલુપતા.[4],— ૧૦
બધા શ્રીમંતો ને ગરીબ સહુ રાત્રીદિન વિષે
ગણેછે પૈસાને નિજ જિવનઆધાર બળને
સદા આશા રાખે કંઈક કરતાં લાભજ મળે
વિચારો તેના તે સતત વહતા હોય હૃદયે.— ૧૧
થતું પ્રીતે જેનું મનન નિત ઝાઝું નિજહૃદે
થતા તે સંબંધે પ્રબળતમ રાગો મનવિષે
વિયોગે તેઓના મન સહવતું ત્રાસ દુઃખને
તૃષા તૃષ્ણાકેરી અતિશય રિબાવે મનુષ્યને.— ૧૨
વિના સંતોષે ના પરમસુખ કો ભોગવી શકે
દુખીતૃષ્ણા કાંકે [5]સુખસ્વરૂપમાં દુઃખ લહવે
પદાર્થોને માટે ઘડી ઘડીક સંતપ્ત કરતો
સુખી ના થાવા દે નિત સતત એ કામ બળતો.—૧૩
સદા જેને વ્યાપ્યો સુખસ્વરૂપ સંતોષ મનમાં
બધી સંપત્તીયો વગર રળવે આવીગઈ ત્યાં
મઢયા જોડાથી જ્યાં પગજ પછી હો કંટક ભલે
બધી ભૂમી તેને મઢઈ ગઈ છે ચર્મજ વડે.— ૧૪
વિના સંતોષે તો જગપતિપણું એ કમી પડે
છિપે તૃષ્ણા શાની પછી કંઈજ માનુષ્યવિષયે

---

૧ પૈસાની આવક. ૨ ઇંગ્રેજી. ૩ પંડિતાઇ. ૪ લાલચુપણું–લોભીપણું ૫ આનંદસ્વરૂપ પરમાત્માજ સર્વત્ર છે તેમાં મને સુખની કૃપણતાથી ઉભી કરેલી હ્રદયદાહક દરિદ્રી તૃષ્ણા દુઃખી હોવાથી દુઃખનો રંગ દેખાડે છે.

ન આવે ભોગોને વિષય રમતાં પાર કદિએ
[1]ઇયત્તા માન્યાથી મન સકળ તૃષ્ણાથી વિરમે.— ૧૫
વસીને માટીના મલિન ક્ષણભંગી શરિરમાં
અહા ! શી આ ભારે વિષય તણી તૃષ્ણા મનુષ્યમાં
જુએ છે નેત્રોથી સહજ મહિં દેહો પડી જતા
તથાપી [2]તૃષ્ણાર્થે મરણ સુધી ધીમંત યતતા.— ૧૬
શરીરોની નિત્યે સતત નવધા ભક્તિ કરવા
મચ્યાં રે'વાથી ના સમય મળતો અન્ય કૃતિમાં
વડે જેના ભાસે સકળજગ જેમાં લય જતું
ન તે સાક્ષી [3]ચેતા અમર હરિનું જ્ઞાન મળતું.— ૧૭
દિનો ચાલી જાતા સુરજ ઉગતાં અસ્ત બનતાં
કરીને એનું એ મનુષ્ય મનમાં વ્યર્થ ફુલતાં
જતાં એકે એકે વરસ સહુ આયુ ખુટી જતાં
પછી પશ્ચાત્તાપે નહિજ વળતું કાંઇ રડતાં.— ૧૮
અરે ચેતો ભાઈ બહુજ બહુ છે ભૂલજ થતી
કમાઈ સાચી ના ધન તરૂણી આદે વિષયની
ઘણું વ્હાલું આવું શરિર ખુદ છે રાખજ થવું
પછી બીજાની હું કશીજ પણ શું કિંમત ગણું.— ૧૯
ત્યજી એવી સંધી ખટપટ શરીરાદિક તણી
ધરો ખેંચી પાછું મન નિજ પ્રભુના પદ ભણી
કરી ભક્તી સાચી [4]પરમ પ્રણયે એક મનથી
કૃપા સાધી તેની ભવભ્રમણ ટાળો હરિ ભજી.— ૨૦
નહીં માની લેશો [5]જગનિયમ પાળ્યે બસ મને
રળ્યા કાંકે તેથી નથીજ કંઇએ લાભજ તમે

---

૧ એટલાપણું–અસપણું. ૨ તૃષ્ણા પૂરી કરવા માટે. ૩ શરીરથી માંડીને સંપૂર્ણ વિશ્વને ચૈતન્યવાળું કરનાર–ચેતાવનાર. ૪ પરમ પ્રીતિથી–સાચા પ્રેમથી. ૫ ધર્મશાસ્ત્રોએ ફરમાવેલા વર્ણાશ્રમને અનુસાર પાળવાના નીતિ નિયમો આદિ દેહધર્મો પાળ્યા તેમાં શું ? પાપથી બચવું એ તો ફરજ રૂપ હતુંજ, પણ સાચી કમાઇ જે ઇશ્વરભક્તિ તે ન કરી તો સર્વ જન્મ રદ ગયો.

કર્યાં ના પાપો તે ફક્ત બહુ હાની થકી બચ્યા
તથાપી ધાર્યાનું શરિર ફળ પામ્યા નથી જરા.— ૨૧
ધર્યું માતાપેટે મનુષ્યતન છે સાર્થક તદા
પ્રભુને પામીને મરણુ ભય જીતે જન યદા
નહીં તો પુણ્યોનો જીવનભરમાં સંચય કરી
રળે [1]પદ્ધી ભારે મહત નિજ ઇચ્છા લગણુની.— ૨૨
શ્રમે પામી ભોગો શ્રમ થકી સુરક્ષા કરીરહે
રળાતું ના કાંઈ સકળ રહી જાતું તન તજ્યે
તનો વસ્ત્રો પેઠે ઘડિ ઘડિક જ્યાં અન્ય ધરવાં
[2]રખાતું સાથે તે ફક્ત રળવા કર્મ કરવાં.— ૨૩



## ૮ દ્રવ્યનું સામ્રાજ્ય.

(વસંતતિલકા વૃત્ત.)

શો દ્રવ્યનો અતિ અસહ્ય પ્રતાપ ભાસે
સંપૂર્ણ વિશ્વ જર એકમને ઉપાસે
પ્રવૃત્તિનો સકળ દ્રવ્ય જ એક હેતુ
સર્વત્ર આણુ જરની વરતાતી દેખું.— ૧
રાત્રી દિને જર તણા જ વિચાર સૌને
વાણી ય સર્વ જરસંગ તણી જ ઓલે
કર્મો ય દ્રવ્ય અરથે જ સમગ્ર થાતાં
પૈસોજ વાણી મન કર્મ વિષે ય વ્યાપ્યો.— ૨
જ્યાં જોઉં ત્યાં સતત દ્રવ્યઉપાસનાની
સામગ્રિયોની રચના જ જણાય થાતી
સૌ દ્રવ્યનેજ રળવા અતિદુઃખ વેઠે
સૂતા સુધીય શિરફોડ મજૂરી કૂટે. ૩

૧ પોતાની ઇચ્છાસુધીની મહત પદ્વી એટલે બ્રહ્મલોક પર્યન્તની પોતાની ચાહના પ્રમાણેની ગતિ. ૨ સ્થૂળ શરીર ત્યાગી દીધા પછી સાથે રહેનાર કર્મો-નિત્યનૈમિત્તિક આદિ વેદોક્ત કર્મો, યજ્ઞ, ઈશ્વરોપાસના, ઇષ્ટાપૂર્તો, તપ, દાન, વ્રત, વિગેરે ધર્મક્રિયાઓ. એ સર્વ ક્રિયાઓનાં ફળો શરીર છોડ્યા પછી પણ સાથે રહે છે.

સંપૂર્ણ વસ્ત નિજને કબજે કરીને
તે પ્રાપ્તિના બળની લાલચને દઈને
પૈસે કર્યું જગત દીન ગરીબ જેવું
લાચાર ને અવશ થૈ ચરણે પડેલું.— ૪

મિથ્યા ગણે નૃપતિ કે વશ સર્વ મારે
સંપૂર્ણ રાજ્ય નિજહસ્તક દ્રવ્ય ધારે
રાજા ય નિત્ય સહતો શ્રમ દ્રવ્યકાજે
સૌ ઊપરી જરજ વિશ્વ વિષે વિરાજે.— ૫

ના દ્રવ્યપાખિ વ્યવહાર સધાય કોએ
તેથી [1]શરણ્ય જરને જ સહૂય જોએ
આધાર દ્રવ્ય નિજ જીવનનો ગણીને
પ્રાણો થકીય અતિશે પ્રિય વિત્ત લેખે.— ૬

પૈસે સમગ્ર જગને વશમાં કર્યું છે
સ્ત્રીથી ય બંધ જબરો જરનો બહુ છે
સંસારને ત્યજી વિરક્ત થનાર તો છે
સ્ત્રી દ્રવ્ય એ ઉભયને તજનાર ક્યાં છે ?— ૭

સ્ત્રી છોડનાર મળતા દૃઢ બ્રહ્મચારી
પૈસેથી રાગ તજનાર મળે ન ક્યાંહીં
પૈસાતણી ન પરવા ધરતા કહાવે
તે એ મળ્યેથી ધન ગૂઢપ્રસન્ન થાવે.— ૮

પારંગતો નિખિલ શાસ્ત્રતણા થનારા
વેદાન્તજ્ઞાન શિખરે નિજ માનનારા
નિષ્કામ થૈ ઉપરથી ફરતા જણાયે
નિર્મોહ દ્રવ્ય વિષયે વિરલા જ કો છે:— ૯

પૈસે ગુલામ જગ સર્વ બનાવી દીધું
[2]ભુર્કી ભમાવી નિજ પાછળ ગાંડુ કીધું

---

૧ શરણે જવા યોગ્ય. ૨ જાદુ કરીને.

હાંકયું સમગ્રજગ એકજ લાકડીએ
[1]આબાલવૃદ્ધ સહુ [2]બેગણુજી કરીને.— ૧૦

અદૃશ્ય પાશ નિજથી કરપાદ માંહીં
મોટા વિરાગી જનને વિણ બેડી બાંધી
નાંખ્યા [3]અધોશિરથી [4]સંસૃતિના કુવામાં
લાચાર થૈ તહિં રહ્યા સડતા બિચારા.— ૧૧

ના નીકળાય શ્રમને કરતાંય ઝાઝા
તૃષ્ણાતણી સજડ સાંકળથી જડેલા
[5]સાચાકૃપાણ [6]વશીકારવિરાગ પાખી
ના તૂટતી કદિય સાંકળ એ કશાથી.— ૧૨

તૃષ્ણા તૃષા અતિ વિચિત્ર પ્રકારની છે
સંપૂર્ણ વિશ્વ ચરણે પડતાં ન છીપે
ઇચ્છેલ સર્વ મળતાં પણ તેહની તે
અપ્રાપ્ત ભોગ અરથે વળી નિત્ય ઝંખે.— ૧૩

ભોગોપરે અતિવ રાગ જમાવી દે છે
તે પામવા જરઉપાસન માર્ગ લે છે
આસક્તિ ભોગ મટી દ્રવ્યપરે કરે છે
પૈસોજ માત્ર પછી પ્રાપ્ય ભ્રમે ગણે છે.— ૧૪

ચિત્તે પછી ક્રમક્રમે વધતી રહે છે
ત્યાગી વિવેક મરિયાદ બહૂ છકે છે
ધીમે ધિમે અમરિયાદ થઈ રહે છે
તૃષ્ણા ગુલામ જનને જરના કરે છે.— ૧૫

---

૧ બાળકથી માંડીને વૃદ્ધ સુધીના. ૨ પોતાને રમવાના રમકડા જેવા કરીને. ૩ ઉંધે માથે. ૪ સંસારના કુવામાં—દ્રવ્યમાં વાસના રહ્યાથી જન્મ મરણ કાયમ રહી સંસારનો ખાડો છુટતો નથી. ૫ સાચી તલવાર—તૃષ્ણાની સાંકળ તોડવા સર્વસંસાર ઉપર હડહડતા વૈરાગ્ય વિના બીજા સર્વ ઉપાય અફળ જાય છે. ૬ **दृष्टानुश्राविक विषय वितृष्णस्य वशीकार संज्ञा वैराग्यम् । पा. योगदर्शन ॥** જોયેલા અને સાંભળેલા સર્વ વિષયોમાંથી તૃષ્ણા ઉઠી જવી તેને વશીકાર નામનો વૈરાગ્ય કહે છે.

એ દ્રવ્યલોભ [1]અતિસીમ થઈ ગયેલો
દુષ્કર્મમાં ય સુખભ્રાન્તિ કરી રહેલો
અત્યન્ત નીચકૃતિમાં જનને ફસાવે
પાપો તણા અધિક પુંજ ઉભા કરાવે.— ૧૬

કાળાં મનુષ્યવધ આદિ કૃતો કરાવે
દુઃખો મહા દ્રવિણલાલચમાં સહાવે
બુદ્ધી તણો દુરૂપયોગ સદા કરાવે
હા ! દ્રવ્ય ! તુંજ જનને નરકે સડાવે.— ૧૭

કોટાન કોટી જન ભૂત થઈ ભમે છે
રાત્રી દિને ય તુજઅર્થ મરીમથેછે
તારી પછાડી અવતાર વૃથા કરે છે
લોભે ફસાઈ રદ જીવિતને કરે છે.— ૧૮

ભારે શ્રમો શરિર ત્રોડી દઈ કરે છે
ધિક્કાર ત્રાસ ભય કલેશ દુખો સહે છે
મોટા અધર્મ નિરલજ્જપણે કરે છે
તૈયારી નર્ક પડવાજ બધી રચે છે.— ૧૯

એ દ્રવ્ય માત્ર વ્યવહારજ સાધવાનો
[2]મધ્યસ્થ છે સુગમતા અરથે કરેલો
કીધો ઠરાવ ગણુવા તહિં મૂલ લોકે
હેમાદિધાતુ મૃતિકા મહિં ફેર શો છે. ?— ૨૦

આપે પદાર્થ સહુ તેથીજ અંજવાઈ
માંડેજ જોઇ ધન મૂરખ ઘેલછાઈ
ભૂમી વિષે રળી રળી લઇનેજ દાટે
ભારે સહે કૃપણુતા ઘરકામ માટે.— ૨૧

હેતું તમામ સુખનો અળગો રહીને
પ્રાપ્તવ્ય દ્રવ્યજ ગણ્યું મુરખાં જનોએ

---

૧ હદ બ્હાર જતો રહેલો. ૨ ત્રાહિત,–પદાર્થો આપવા લેવાનું સુગમ પડે માટે ઠરાવેલો વચલો પદાર્થ–Medium of exchange.

વેઠયાં કરી અડચણો ભય ત્રાસ નિત્યે
પામી પદાર્થ બહુ સંઘરતોજ પ્રીતે.— ૨૨
રાત્રી દિને મથી મથી ક્ષણ ના વિરામી
ઊજાગરા કરી કરી બળ તેજ ખોઈ
જો પામીએ ધન ગુમાવીજ સૌ સુખોને
શા ન્યાલ ધાતુકડકા કરનાર છે એ.?— ૨૩
પૈસોજ જે સુખી થવા અરથે કમાવો
તે પ્રાપ્તિમાંજ અતિઘોર દુખો પડે જો
તો એ ધને મળી કર્યું સુખ શું ધનીને?
આપ્યાં અનેક ઉલટાં ભય આપદોને.— ૨૪
પાસે છતાંય જર કંજુસ નિત્ય થાવે
દુઃખેકરીજ વ્યવહાર સદા ચલાવે
થેલી થકી નીકળિ દૂર જતો વિલોકી
ઝાઝું બળે હૃદય ને શકતો ન રોકી.— ૨૫
કાઢી જનો ઘર થકી મુડદું પળાયે
રાખ્યું ન જાય લઈજાય ન તે ખમાયે
ત્યાં જેમ સ્ત્રીજન હણ્યાં નિજ પ્રેમ જોરે
થોડે લગી હૃદયથી બળતાંજ દોડે.— ૨૬
રે ! શેં સહો વિપત દ્રવ્ય છતે બિચારા!
કંજૂસતાની અપકીર્તિ ધરાવનારા !
ના ભોગવ્યું નહિંજ દાન વિષે અપાયું
શી રીતથી તમતણું ધન એ કહાયું.?— ૨૭
શાને ન ટેવ તજતા અતિ મૂઢતાની
સંચ્યાંજનાર મધમાખ પડે જ ચાલી
[1]આમર્ણ નિત્ય ધન ભોંય વિષે ભરીને
થાશોજ તે ઉપર સર્પ તમે ફરીને.— ૨૮
સર્વે પદાર્થ વપરાઇ પ્રસિદ્ધિ પામે
ધાલી મુકયાથી કયમ "છે" ગણવુંજ નામે

૧ મરણ સુધી.

[1]કોને સુખો કરવતાં જ કૃતાર્થ થાયે
છે ને નથી થઇજનાર જગે બધાએ.— ૨૯
જ્યારે નસીબ અનુકૂળ જણાય ભારે
આપ્યાં જવું ઉભય હાથ વડેજ ત્યારે
થાતાં નસીબ પ્રતિકૂળ વળી વધારે
કાંકે હવે હરણ સૌ કરવાજ ધારે.— ૩૦
છે સર્વ દ્રવ્ય હરિનુંજ સમસ્ત લોકે
સૌને ઉદાર ઉપયોગ થવાજ સાંપે
જો ના કર્યો સદુપયોગ બીજો ઠરે છે
તે તે પ્રમાણ સહુ જોખમદાર રે'છે.— ૩૧
ધીમાન તો પતિપણું પ્રભુનુંજ જાણે
તે ના ચહે [2]વસ કશી ખપથી વધારે
પ્રારબ્ધના નિયમથી સહુ પાસ આવે
ભોગો દઈ, સુખદુખો રળવી પળાયે.— ૩૨
તે ના ગણે સુખ અનેકપદાર્થ માંહીં
માન્યા થકીજ સુખ દુઃખ લહાય ત્યાંહીં
જાણી પ્રસંગ સઘળા સરખાજ પ્રીતે
શ્રીઈશના સ્મરણમાં રત થાય નિત્યે.— ૩૩



## ૯. मदनने ठपको.

(વસંતતિલકાવૃત્ત.)

રે ! શો અનંગ વિણઅંગ પ્રતાપ તારો
સર્વત્ર સૃષ્ટિભર કો તુજ જીતનારો
તેં સર્વનાજ મનગર્વ બધા નમાવ્યા
બ્રહ્માદિ દેવ સહુને ભુરકી ભમાવ્યા.— ૧

---

૧ શરીરથી માંડીને સર્વ પદાર્થ કોઇના ઉપયોગમાં આવ્યાથીજ તેમની હયાતી સાર્થક છે કેમકે અખંડ રહેનાર કાંઈ નથી, માટે કોઇના ઉપયોગમાં આવ્યાય તેમ આણી દેવું અને પછીથી કાંઇ થઇ શકે એવું નથી માટે જીવતા સુધીમાં લેવાય તેટલો લાભ લઇ લેવો. ૨ વસ્તુ–પદાર્થ.

સૃષ્ટિસ્વરૂપ થઇ આપજ તું રહ્યો છે
સૌ દેહ કારણ સ્વરૂપજ તું થયો છે
તારા થકીજ સહુ વિશ્વ બની રહ્યું છે
સૌ ભ્રાન્તિનું પ્રથમ કારણ માત્ર તું છે. ૨

પાકી હજી નથી રહ્યું તન એટલામાં
નાંખેજ વિઘ્ન સહુ બાળકની મઝામાં
અંગો ફર્યે મનવિચાર ફરી જતામાં
લજ્જાદિ બંધન બહુ પ્રગટે હૃદામાં— ૩

જ્યાં ત્યાં રમાય ન હસાય કરાય ચેષ્ટા
મર્યાદ ને શરમથી થઇ બંધ રસ્તા
આ બ્હેન મા અવર આ પર વર્જ્ય આતો
આથી કરાય નહિં આસહ થાય વાતો.— ૪

એ આદિ બંધ જબરા સઘળે ધરીને
નિર્દોષ પ્રેમ મહિં ભેદ બધે કરીને
કીધું [1]પિયૂષ વિષપૂર્ણ બની રહેલું
સર્વત્ર ભેદ અટકાવ ભયે ભરેલું.— ૫

તારા નિરોધ અરથે બહુઘટ્ટ વાડયો
બાંધી રહ્યા જનસહૂ સહી ભેદઆડયો
તોએ ન તું અટકતો નહિં રૂદ્ધ થાતો
છીંડાં કરીજ નીકળી હદ બ્હાર જાતો.— ૬

આવી [2]અલંઘ્ય મરિયાદ ઉખાડી નાંખી
શું શાસ્ત્રથી નિયમમાંજ શકાય રાખી
દેખી સ્થળે સ્થળ થતા ઘરના ભવાડા
લાગ્યાજ કાન કરવા સહુ આંખ્ય આડા.— ૭

સર્વે [3]અનર્થ પ્રભવસ્થળ તું જણાતો
અજ્ઞાન વૃદ્ધિકર કારણ તુંજ થાતો

---

૧ નિર્દોષપ્રેમ રૂપી અમૃત. ૨ ન ઓળંઘી શકાય એવી. ૩ અનર્થો ઉત્પન્ન થવાનું ઠેકાણું.

બુદ્ધી મનાદિ બળને અળપાવનારો
નિર્માલ્યતા [1]અવશતા જ અણાવનારો ૮
સામર્થ્યમાત્ર ક્ષયકારક અંગસંગે
ભુર્કી ભમાવી સુખબુદ્ધિ કરાવી દૈને
અત્યંત નીચ મતિહીન ક્રિયા કરાવા
તું પ્રેરતો પકડી દીપ કુવે પડાવા.— ૯
વ્યાપી જઈ શરિરમાં સહુ રોમરોમે
ભૂલાવી દેઈ [2]સદનિત્યવિવેક ધીને
કલ્પાવી મૈથુન વિષે સુખબુદ્ધિ ભારી
નાંખે કરી અવશ માંહિજ પૂર્ણનારી.— ૧૦
તું જ્યાં થયો શરિરમાં સહુ વ્યાપમાન
ભૂલે મનુષ્ય નિજ સારઅસાર ભાન
પાણ્ડિત્ય પાણ્ડિતતણું પળતું હવામાં
ધીમંતની સકળ બુદ્ધિ પડે કુવામાં.— ૧૧
જે મોક્ષસાધન શરીર મનુષ્ય કેરાં
તે સત્વહીન બનવ્યાં પશુદેહ જેવાં[3]
સામર્થ્યસાર હણી [4]હૃદ્બલને હઠાવી
સો શક્તિયો હરવિ ક્ષીણ કરે ક્રમેથી.— ૧૨
વિદ્વાન ભક્તિયુત નિર્મળ બુદ્ધિવાન
ભૂલે અરે! [5]સ્મરશરાહત નષ્ટજ્ઞાન
ખોઈ વ્યવાયમહિં સર્વ શરીરસાર
પ્રસ્તાવ પાછળ કરે ધિક ધિક્ક માર.!!— ૧૩
તારા અમોઘ શરમારથી સર્વ હારે
શસ્ત્રો શમાદિ ત્યજી સદ્યજ શર્ણ આવે

---

૧ પરતંત્રતા. ૨ સાચા જૂઠાનો વિવેક કરનારી બુદ્ધિને. ૩ પશુઓનાં શરીરો જેમ બુદ્ધિઆદિના જોઇએ તેવા વિકાસવાળાં ન હોવાથી મોક્ષને માટે અયોગ્ય છે, તેમ નિઃસત્વ મનુષ્ય શરીરો પણ બુદ્ધિની જડતાવાળાં થઇ મોક્ષમાર્ગમાં જવા અયોગ્ય થઇ રહે છે. ૪ હ્રદયબળને. ૫ કામનાં બાણુથી હણાઇ જવાથી જેમનું જ્ઞાન જતું રહ્યું છે એવા. ૬ કામદેવ.

સર્વે બળો રદ સમાં તુજ પાસ થાય
કોનું નહીં તુજ સમીપ વળે જરાય.— ૧૪
છોડી ગુમાન દૃઢ યોગીજનો ય જ્યારે
શર્ણે થયા ટકી શકયા નહિં તારી સામે
સામાન્ય આ જન શકે કરી શું બિચારાં
બે હસ્ત જોડી થઈ દાસ પડે પદોમાં.— ૧૫
ના તે ગરીબ શરણાગતને ઉગારે
નાંખે હણી તુરત નિર્દય શોજ ભારે !
જે ધર્મ સર્વ બળવાનજનો તણો છે
તે એ તજ્યો પિશુનતા નહિં બાકી હાવે.— ૧૬
શા શા અનાડ જગમાંહિ નથી કર્યા તેં
શાં દુઃખ કામીજનને નથી આપિયાં તેં
શા શા શિરે ન અપવાદ ચઢાવિયા તેં
સૌ દુઃખનું પરમ કારણ તુંજ ભાસે.— ૧૭
સ્નેહી વિષે કપટ તુંજ આણુવનારો
મૈત્રી વિષે પણ દગો ઉપજાવનારો
નિઃસીમ પ્રેમ મહિં ઝેરજ ભેળનારો
વ્હાલાં વિષે વિકટ વેર વસાવનારો.— ૧૮
નિર્દોષ બાળક હણ્યાં કંઇ કામઅંધે
ભાઇહણ્યા કંઈ વળી ભગિનીજનોએ
પત્નીજને પતિતણા કંઇ પ્રાણ લીધા
માએ હણ્યા તનુજ અલ્પ દયા ધરી ના.— ૧૯
રે ! તેં કંઈ પુરૂષનાં પુરૂષત્વ ખોયાં
કેં સ્ત્રીત્વ નારીજનનાં ધુળધાણી કીધાં
કેં બ્રહ્મચારીજનનાં વ્રતને ડુબાવ્યાં
કેં યોગિયો [1]મહદયોગ શિરેથી પાડયા.— ૨૦
ભાગી દીધાં દૃઢસતીત્વ સતીજનોનાં
સન્યસ્ત [2]ન્યાસીજનનાં કંઈ ખુંચી લીધાં

૧ યોગના બહુ ઉંચા શિખર ઉપરથી. ૨ સન્યાસીઓનાં—ત્યાગીઓનાં.

સિદ્ધોની સિદ્ધિપર પાણી ફિરાવી દીધું
સંપૂર્ણ વિશ્વ મહિં આમ બધેજ કીધું.— ૨૧
છે તેં કર્યું જગત આખુ જ ગાંડુ ઘેલું
[1]બેબાકળું મગજનું ચસકેલ જેવું
બુદ્ધી તણો તજી વિવેક થઈ ભ્રમેલું
તારી પછાડી ફરતું ભુરકી દીધેલું.— ૨૨
ખોઈ સમગ્ર તનભાન તુનેજ સેવે
તારે વશે થઇ રહે બની દીન નિત્યે
સૂઝે નહી અવર કામ કશું જ કેને
રાત્રી દિને તુજ ઉપાસન માત્ર સેવે.— ૨૩
ના ભૂખ કે તરસ જાય તુને ઉપાસ્યે
ઠંડી–તૃષા–તપન પીડ નહીં હણાશે
થૈ શુક્રહાણુ ઉલટું બળ બુદ્ધિ તેજો
મંદાં પડી ત્રિવિધ થાયજ રોગ ભેટો.— ૨૪
શો મોહમંત્ર મુકિયો જગકર્ણ માંહીં ?
કે શી અપૂર્વ જડી બુટ્ટી સુંઘાડી દીધી ?
કે ભૂત કોઇ વળગાડી દીધેલ છે શું ?
જેથી થયું જગ બધું તુજમાં દિવાનું.— ૨૫
જે લક્ષ્ય ઈશ્વરતણું પદ મોક્ષ માટે
તે ચૂકવી ગ્રહવિયો નિજપાદ સાટે
પીયૂષને તજવી નર્ક બઝાડી દીધું
આ [2]દેવદુર્લભતનુ રદ એમ કીધું.— ૨૬
વિષ્ટાતણી રમતમાં સુખ સર્વ ધારે
નિત્યે રમી રમી વળી મુખ ત્યાંજ ઘાલે
તેં ફેરવેલમતિથી નહિં અન્ય સૂઝે
ભ્રાન્તી થકી સુખ ગણી ગણી નર્ક ચુંથે.— ૨૭

---

૧ ગાભરૂં થઇ ગયેલું–ગભરાઇ ગયેલું. ૨ દેવતાઓ પણ જેની ઇચ્છા કરે છે એવું ઉત્તમ શરીર.

શાસ્ત્રો અને નિગમનાં વચનો સુણીને
તે કાળ નિશ્વય કરે ભજવા હરિને
ત્યાંથી ઉઠી પગ ધરે તુજ આણુમાંહીં
સર્વે જતી સમજ તે પળમાં વિલાઈ.— ૨૮

જે જ્ઞાનવૃક્ષ ફળ ખાઈ સુરત્વ ખોયું
સંસાર દુઃખ શિર [2]આદમ ઈવ વ્હોર્યું
તે તુંજ છે સ્મર સહુ તુજનેજ ખાઈ
વેડે [3]ભવાબ્ધિભય પાછળથી સદાઈ.— ૨૯

બાળાપણું સુરસમું જન સૌ વિતાવે
નિર્દ્વંદ્વ નિષ્કપટ નિર્મળ બુદ્ધિમાંહે
સાક્ષાત વિષ્ણુ જનદેહ વિષે પધારી
સ્વર્ગીય આર્યભુમીમાં રમતા વિહારી.— ૩૦

જે જે મનુષ્ય તુજને નહિં ચાખવાને
સંપૂર્ણ નિશ્ચય કરી હરિશોધ માંડે
[4]આમર્ણ [5]અસ્ખલિતરેતસ ઊર્ધ્વવીર્ય[6]
તે થૈ રહે પ્રગટ દેવજ ભૂમીસૂર્ય.— ૩૧

ચાખી તુને અહહ! દેવપણું ખુવે છે
દેવત્વહેતુ તનસાર ગુમાવી દે છે
સંપૂર્ણ સત્વબળ હાણુ રળી રૂવે છે
તોએ ફરીય તુજ મોહનમાં મુહે છે.— ૩૨

૧ જ્ઞાન ઝાડનું ફળ. ૨ ખ્રિસ્ત ધર્મના બાઇબલ શાસ્ત્રમાં આદમ અને ઈવ એ નામનાં પુરૂષ અને સ્ત્રી પ્રથમ ઈશ્વરે બનાવી સ્વર્ગીય ઈદન બાગમાં મૂક્યાં અને બાગમાંના એક જ્ઞાનવૃક્ષનાં ફળ ખાવા મના કરી; તે ફળ સેતાન (અવિદ્યા)ની પ્રેરણાથી પ્રથમ ઈવે ખાધાં અને ઈવની પ્રેરણાથી પછી તેના પતિ આદમે ખાવાં અને તેથી ઈશ્વરે તેમને શાપ આપી સ્વર્ગમાંથી કાઢી મૂકી ભવભ્રમણચક્રના દુઃખમાં મૂક્યાં જે દુઃખ તેમના વંશજો મનુષ્યજાતિ હજી ભોગવ્યાં જાય છે. ૩ સંસાર સાગરમાં ચક્રની પેઠે ભમ્યાં કરવાનો જન્મ મરણનો ભય. ૪ મરણ સુધી ૫ જેમનું બ્રહ્મચર્ય અખંડ રહ્યું છે એવા. ૬ ભીષ્મની પેઠે દેહોત્સર્ગ પર્યન્ત જેમનું વીર્ય ઊર્ધ્વજ રહ્યું છે એવા.

ઉલ્લંઘવી નિયમ સ્થાપિત ધર્મશાસ્ત્રે
કાઢી મનુષ્યપણુથી ય પશુત્વ અર્પે
ના તે પદે ય ઠરવા દઇ નીચ નીચે
નાંખેજ સ્વર્ગ થકી ઠેઠજ અંધકીચે.— ૩૩

ઉભાં કરી સુરતનાં [1]જ્વલનો શરીરે
તે માંહિં ઉગ્ર સુખબુદ્ધિજ કલ્પવીને
મોટાં અયોગ્ય કરમો જનથી કરાવે
હા ! ઝેર ઝેર સહુ અમૃતને બનાવે.— ૩૪

એકત્વ સર્વજનનું નિજ આત્મરૂપે
તેમાં મમત્વ દઈ સંશયઝેર મૂકે
અન્યોન્યમાં શિયળશંકિતદૃષ્ટિ કીધી
ત્હેં ભેદવાડ જબરીજ બનાવી દીધી.— ૩૫

સંતો મહાન્ત ભગવન્તસ્વરૂપ માંહે
[2]સર્વાત્મબુદ્ધિ સહુ ઠામ પ્રભુત્વ જ્યાંહે
નિઃશંકપ્રેમ ઉભરાઇ ગયાજ સાટે
તેં દૂર દૂર ભગવ્યાં જન શંક માટે.— ૩૬

જો તું નહોત જગમાં સહુ માનવીઓ
સર્વત્ર ઐક્યમતિ રાખત પૂર્ણ સ્ત્રીઓ
આત્મીયપ્રેમ સહુમાં સરખો ગણીને
ના ભેદ કે કપટ સંશય થાત ક્યાંહે.— ૩૭

સંપૂર્ણ સ્ત્રીપુરૂષ સૌ વયમાં રહેલાં
[3]તું રૂપ ભેદક વિમુક્ત સદા બનેલાં
બાળો યુવાન જરઠો સહુ એક રીતે
ભેગાં વસી પરમ પ્રેમપિયૂષ પીતે.— ૩૮

---

૧ બળતાં ( સુરતનાં=કામનાં ). ૨ જ્યાં સર્વને પોતાના આત્મા ગણુનારી બુદ્ધિ છે. ૩ તું રૂપી ભેદ પાડનારથી રહિત થયેલાં.

( માલિની વૃત્ત. )

લુંટી સહુ જગ કેરી લાજ ર્‌હેં એકલાએ
જિતી સહુ બળબુદ્ધિ [1]માધ કીધા બધાએ
[2]જડ વિબુધ બધાને એકધૂંધેજ હાંકયા
નિયમ તપ વિરાગો પાદનીચેજ ચાંપ્યા.— ૩૯

નહિં મુરખ જણાયો પંડિતે ના જણાયો
ઉલટસમજનો ને જ્ઞાની એ ના જણાયો
નહિં મનુષ્ય જણાયો દેવ એ ના જણાયો
તુજ વશ કરી રાખે કોણ તે માડીજાયો.— ૪૦

તુજસહ નહિં કોની બાકરી કાંઇ ચાલે
સનમુખ લઢવામાં તો મહાવીર હારે
સફળ વિજયમાળા ઇન્દ્રની કંઠ ઘાલી
પરબળ હણુતોતો તેહ છે તુંજ વાળી[3].— ૪૧

રઘુપતિ પણ જાતે વૃક્ષઓથે રહીને
તુજ વધકરનારો બાણુ માર્યો છળીને
ત્યમ તુજ વધઈચ્છા જેહ કો ચિત્ત ધારે
દઢવ્રતતરૂ ઓથે બાણુ વૈરાગ્ય મારે.— ૪૨

સ્વજન સમ જણાઈ વાળતો વૈર ભારે
અસહ અકથ દુઃખો ઘોર જુલ્મી સહાવે
તદપિ તવકૃપાની વૃદ્ધિ જે મૂર્ખ ચાહે
નહિ મુરખપણાની સીમ કો ત્યાં લહાયે.— ૪૩

ઉલટસમજના કો કામના વેગ ભારે
મન ગણી મરદાઈ સ્તુત્ય ને [4]વર્ધ્ય ધારે
મદદ અરથ પાકો અર્ક ભસ્માદિ ખાઇ
[5]મદનહત ગુજારે જીંદગી દુઃખદાઇ.— ૪૪

૧ પગ નીચે દબાવી નાંખ્યા–હરાવી નાંખ્યા. ૨ મૂર્ખ અને જ્ઞાની સર્વને. ૩ કિરિકંધાનો વાનર રાજા. ૪વધારવા યોગ્ય. ૫ કામના તાપથી હણાયેલી–ભૂખ તરસ સ્થૂળદેહના વ્યાધિ છે તેમ કામ ક્રોધ આદિક સૂક્ષ્મદેહના વ્યાધિ છે તે વધાર્યાં વધે અને ઘટાડયા ઘટે છે તથા તેઓ સત્વનો દાહ કરવાનું કામ કરે છે કેમકે તેઓ મનમાંથી પ્રગટતા અગ્નિયો છે.

તન–મન–મતિ તેજો, ધૈર્ય, સામર્થ્ય હેતુ
સહુ શરિર મહીં છે સાતમો વીર્ય ધાતુ
પ્રભુપદ દરશાતું [૧]ઊર્ધ્વરેતા રહ્યાથી
દૃઢ હૃદબળ કાંકે નીપજે શુક્રમાંથી.— ૪૫
[૨]અવિકૃત દૃઢ બંધો શુક્રના જામવાને
મદનગત વિચારો હાજતો શામવાને
મતિબળ થકી આત્મા ગ્રાહ્ય યોગે થવાને
ગુપત કરીજ રાખી ઇન્દ્રિયો શાસ્ત્રકારે.— ૪૬
વિષયીજન તણી છે કામની સ્મર્ણકારી
લહી, અદીઠ કરી છે ના જ દૃષ્ટવ્ય ધારી
બહુજ અધમદૃષ્ટે ધિક્ક તુચ્છે યજાતી
શરમ ગણીજ નામે સભ્ય દે કર્ણ ઢાંકી.— ૪૭
યતિજન પણ ઢાંકે શાસ્ત્રમર્યાદ જાણી
લહી અવરજનોને નિંદ્ય ને લાજકારી
સહુ અનરથકેરૂં મૂળ એને વિચારી
શુભ ચહી સ્મૃતિ શાસ્ત્રે [૩]ગોપ્ય [૪]અસ્પર્શ્ય ધારી.—૪૮
અધમજ પરિણામો [૫]બુદ્ધિભ્રંશાદિ જેનાં
અવનતિ કરવાનું માત્ર સામર્થ્ય એમાં
સહુબળ હણી નાંખી દેહ નિર્માલ્ય રાખી
મનુષ્યતણી ગળાવે જીંદગી વ્યર્થ ખાખી.— ૪૯
ધિક ધિક જન જે ત્યાં અલ્પ એ ચિત્ત વાળે
મરણ નિજ થવાને દૂધથી સર્પ પાળે
[૬]તનુમય રહી નિત્યે [૭]જીવતાને દઢાવે
પતન નિજ રળીને [૮]આત્મહંતા જ થાવે.— ૫૦



૧ અખંડ બ્રહ્મચર્યવાન. ૨ વિકારથી રહિત. ૩ સંતાડવા યોગ્ય. ૪ અડકયે શૌચ કરવું પડે એવી. ૫ વિષયના સંગથી કામ પ્રગટે છે, કામથી ક્રોધ, ક્રોધથી મોહ, મોહથી બુદ્ધિનાશ અને બુદ્ધિનાશથી વિનાશને પામે છે. ૬ **देहात्मना संस्थितएवकामी विलक्षणः कामयिता कथं स्यात् । वि. चू ॥** કામી દેહરૂપેજ રહે છે, જો દેહથી જુદો રહેતો હોય તો વિષયોની કામના તેને કેવી રીતે થાય? ॥ ૭ જીવપણાને–દેહ સ્વરૂપે રહ્યાથી જીવપણું દઢ અને વધારે દઢ થતું જાય છે. ૮ પોતાનોજ હણનાર.

## ૧૦ दोषरूप स्त्रीसंग अतिचार.

( હરિગીત છંદ ).

બળવાનનું બળ હરણ કરવા ગર્વ હણુવા ગર્વીના
ટેકીના ટેક નમાવવા માનીનાં માન મુકાવવા
સહુ રૂપવંતનુ રૂપ બુદ્ધિ ધીમતોની ખપાવવા
તેજસ્વિયોનાં તેજ નારી અવતરી અળપાવવા.— ૧
પુરૂષોતણાં પુરૂષત્વ પાદપ્રહારથી ઝટ પાડતી
મરદોતણી મરદાઈને મરડીજ વાંકી વાળતી
તૉરીજનોના તૉરને ક્ષણ એકમાંજ વિલાવતી
નિજ વશ કરી નર સિંહસરખા નાથ નાકે ઘાલતી.— ૨
તે નજર ફેંકે ત્યાં ગુલામ સદાય તેનો છે ખડો
કુરનસ બજાવે કદમ આગે હુકમ માગે તેહનો
બહુ નમ્ર શિરથી હુકમને રહી સાવધાનજ લક્ષ દે
મુખમાંથકી તે બ્હાર પડતાં ઝટ લઈ ઝડપી લીયે.— ૩
સૌ જગત વશ કીધું સ્ત્રિયે કયાં પશુ પક્ષી માનવી
અમથા નરો મોટાઇ માની ફૂલતા ફાંકો ધરી
અબળા શરીરે તૉય શો સોટો બજાવે નરપરે
લઢનાર હાથીસાથ તેની પાસ થઇ બકરી રહે.— ૪
મર્કટ પઠે પાછળ ફિરાવે મહામતિ બળવંતને
નચવે કરાવે ગૅલ નિજકળથી મદારીની પેઠે
નિજ મોહની વળગાડીને ગાંડો બનાવે ભૂતશો
ભૂલી કુલિનતા માન સારાસાર બુદ્ધિ ગુમાવતો.— ૫
બહુ કપટભરિયાં લાડથી નર ભોળવાઇ ભુલો પડે
સર્વસ્વ જાણી કામનીને વશ થઈ નિત્યે રહે
નહિં મોહમાં સૂઝે જરી ભૂલો પડયો ભ્રમજાળમાં
વિષયો તણી બહુ ક્ષુદ્ર લાલચમાં ફસ્યો અજ્ઞાનમાં.— ૬
તે પ્રેમ શુદ્ધ ગણી બિચારો જાણતો અર્ધાંગના
પણ અન્યનાં અર્ધાંગ થાતી તે ન એની જાણમાં

કો કાનપર આવે ઈશારો પૂછતાં હળવે રહી
સોગંદ ઊપર સોગનો બહુ ખાઇ ખૂબ રૂવે વળી- ૭

પોતાઉપર વિશ્વાસ નરનો લાવવા બહુ યત્નથી
નાના પ્રકાર પ્રપંચજાળો ગોઠવે બહુ જૂઠની
બહુ પેટમાં પેસીજઈ નરનીજ ખાસ થઈ રહે
તે મૂર્ખ એ વિધ ભોળપણથી નારનું સાચું લહે.- ૮

કો કાળ છાની વાત નિજની ના વદે નર આગળે
લે સાંભળી નરની કળાથી રંગ લગવી એહને
જયાં ભેદ આવો પ્રગટ ત્યાં કયાં પ્રેમ સત્ય રહી શકે
સ્મરવિષય મોહન અંધકૂપ વિષેજ પાડીને પડે.- ૯

બહુ ચતુરતા નારીવિષે ઉપયોગ પણ ઉંધો કરે
બહુ બુદ્ધિવંત તથાપિ એ તરૂણીમતી નિજ પાનીએ
કો સમય ધર્મઅધર્મનો ન વિચાર કાંઈ કરે રજે
સાહસ કરીદે એકદમ પસ્તાય પાછળથી પછે.- ૧૦

સ્રીસોબતે બહુ કામવર્ધન દેહમાં થાતું રહે
જયમ કોળીયા મુખમાં જતા લગી અમીરસ દ્રવતો રહે
સહુ દેહને મનના સ્વભાવો એ પ્રકારજ છે રહે
ઉશ્કેરનાર મળ્યેજ તે તે સ્ફુરણ પ્રગટે તે સ્થળે.- ૧૧

છે કામદૈત્ય [1]અલંઘ્ય શાન્ત રહ્યે ન કાંઇ સતાવતો
પ્રગટે તદા સહુ ધર્મબોધ સુબ્રહ્મચર્ય ડુબાવતો
નિશ્ચેજ સ્રીસંગે નહીં કદિ બ્રહ્મચર્ય બની શકે
જો સ્રી પળાવે તોજ નર તે સ્હેલથી પાળી શકે.- ૧૨

દૃઢબ્રહ્મચર્ય વિચારની થોડી સ્રિયો આ વિશ્વમાં
સઘળીજ બાકી કામલુબ્ધ ન તૃપ્તિ માને ભોગમાં
કરવા પ્રસન્નજ તેહને મર્યાદ શાસ્રતણી તજે
વિણુનિયમના વ્યવહારમાં નર ક્ષીણવિત્ત બને ક્રમે.- ૧૩

---

૧ જીતી શકાય-તાબે કરી શકાય નહીં એવો દુર્જય. અજીત.

ક્ષય વીર્યનો ક્રમથી થતાં માંસાદિ ત્યાં શોષાય છે
બનતું જઈ વળી વીર્ય નારીસંગમાં અળપાય છે
શોષાઇ એમ શરીરનો વદચંદ્રસમ ક્ષય થાય છે
ક્રમથી હણાઇ સુસત્વબળ થઈ જીર્ણ તુરત વિલાય છે.– ૧૪
નરશરિર આમ ચુશી ચુશી મૃત્યુમુખે લઇ જાય છે
તે સ્ત્રી ન કેમ પિશાચિણી નરમાંસ જે નિત ખાય છે
નિજશરિર પણ નારી [1]વિષયઅતિચારથી નિર્બળ કરે
વ્યાધી અને [2]વાર્ધકય આણી દુઃખમાંજ પછી મરે.– ૧૫
આશ્ચર્ય કે ગુજરાતમાં જ્યાં ત્યાં પુરૂષ ને નારિયો
નિત ધર્મ કેરા ગૉળ પેઠે ખરચ કરતાં વીર્યનો
સૌ શરિર–મન–બળ–બુદ્ધિ–ને [3]અધ્યાત્મબળ આધાર તે
સહુ વેડફી લુંટાવી દે જયમ જેહને ફાવ્યું મને.– ૧૬
પરણેલજન મન માનતાં કે સંગસુખ નિજજન થકી
મન ચ્હાય તેમ લહાય તેમાં દોષ કાંઇ થતો નથી
વિણુસંગમાં વ્યભિચારસંભવ દોષ તે ઉલટો ધરે
વળી દંપતીનો પ્રેમ પણ ક્રમથી ભુસાઇ જતો કહે.– ૧૭
વાંઢાં અને વૈધવ્યવાળાં તે વળી વદતાં ફરે
સ્વાભાવિકી છે શરિરની એ જરૂરિયાત જણાય છે
જો શરિરની સહુ માગણી પૂરી કરાય ન કો રીતે
તો ચિત્તભ્રમ ગાંડાઇ આદે વ્યાધિયો સહવી પડે.– ૧૮
વળી સુખ ન એવું ન્યાયથી મળવા યદા કંઇ દ્વાર છે
વ્યભિચારમાં દોષો લહી સુખ ખોય તેહ ગમાર છે
જે ઇશ્વરે સુખ છે બનાવ્યું વિશ્વમાં તે ભોગવી
સંતોષ મનને આપવો, છે યોગ્ય એજ વિચારથી.– ૧૯
એવા અનેક કુતર્ક સેવી વિષયજાલ વિષે ફસે
તે મૂર્ખજન જાણે નહીં કે શરિરસાર હણાય છે

---

૧ વિષયના નિયમ રહિત અમર્યાદ સેવનથી. ૨ ઘડપણ. ૩ સંયમનું બળ–આત્મધ્યાનનું બળ–એ સર્વ બળોના તેજનો જોસ વિકાર વિનાના શુક્રની દૃઢ જમાવટ ઉપર મુખ્યત્વે કરીને આધાર રાખે છે.

જે સારના સંચયથકી મનબુદ્ધિનાં બળ વાધતાં
પરમાત્મજ્ઞાન રહસ્યને બહુ સૂક્ષ્મ તે પ્રગટાવતાં.- ૨૦

જનશરિર મોક્ષ પમાય એવી યોગ્યતાવાળું છતાં
વિષયો તણી બહુ લુલુપતામાં ખોઈ દેતાં યોગ્યતા
નિજ હૃદયબળ મનબળ બહૂ નિર્બળ થવાથી જગતમાં
પુરૂષાર્થ અન્ય મહાન કરવા હામ તે નવ ધારતાં.- ૨૧

યૌવનતણી શિરૂવાતમાં આશ્ચર્યકારક શક્તિયો
કંઈ પુરૂષમાં પ્રગટી વિલાતી અલ્પ રહીને દીઠિયો
કો દ્વારથી નિજ શુક્ર હનનજ માત્ર કારણ છે અહીં
કરમાય કયાથી કુસુમ નહિંતો ખીલતા પ્હેલાં વળી.- ૨૨

કેવળ અપકવજ શુક્રને સુખઆશમાં વણસાડીને
ઉગતા અવલ નિજ શરિરને કાપે કુહાડો મારીને
કો સ્ત્રીથકી, કો હસ્તરસથી, અન્યદ્વારથી, કો હણે
માંડીજ લુંટાલુંટ જ્યાં ત્યાં વીર્યની મુરખાંજને.- ૨૩

માબાપની ત્યાં કસુર મોટી મુજ નજરમાં આવતી
તે સમજ નિજતનને ન આપે સત્વબળ સંચ્યાતણી
લજ્જા અને મર્યાદથી નિજ તનુજને માતાપિતા
કદિયે જરા ન પ્રબોધતાં દ્રઢબ્રહ્મચર્ય તણી કથા.- ૨૪

[1]પશુવૃત્તિયો પ્હેંકર્યા તણી હાની નથી સમજાવતાં
નિજ વિકારો દાબ્યાતણી કળ તેમને ન બતાવતાં
" પશુધર્મ માત્ર પ્રજાર્થ છે " ફરમાન એ ન જણાવતાં
અતિચાર કેવી વ્યાધિયો ઉપજાવતા નવ દાખતાં.- ૨૫

બહુ પ્રમેહો ઉપદંશ ને વિસ્ફોટ આદિક વ્યાધિયો
જે વિષ થકી પેદાથતી તે કેમ વિષ પેદા થતાં
એ વ્યાધિયોથી વેગળો જન કેમ ચાલ્યાથી રહે
જળવાઇ શીરીતે અખંડિત સત્વબળ તનમાં રહે.- ૨૬

---

૧ વિષય લોલુપ વૃત્તિયો.

વળી કેમ સત્વ શરીરમાં સંચ્યે બહૂ સુખ સાંપડે
વ્યભિચારનાં કરનારને શી હાનિયો સહવી પડે
નિજમનુષ્યથી વળી સંગ કયારે શા પ્રકાર થયા થકી
નિજપ્રજા બહુ ઉત્કૃષ્ટ તન મન બુદ્ધિ બળવાળી થતી.- ૨૭

અષ્ટાંગ સુદૃઢ બ્રહ્મચર્ય પળ્યા થકી જન શું રળે
શાં દૈવી સામર્થ્યો વળી દૃઢ બ્રહ્મચર્યથી સાંપડે
પ્રથમાશ્રમે કર્તવ્ય શું ? પછી ફેર દ્વિતીયે કેટલો ?
શા પ્રકારે સ્મરને ગૃહસ્થાશ્રમે આદર આપવો ?- ૨૮

વળી હસ્તરસની ટેવ તનમન શક્તિયો કેવી હણે
પરિણામમાં જન નપુંસક થઈ ઘોર દુઃખ સહી મરે
એ આદિ બહુવિધ સત્વસંચય અર્થ બોધ દૃઢાવવો
તે પુત્રને બાપે અને પુત્રીને માએ આપવો.- ૨૯

જો પ્રથમ ટેવ પડી ગઈ કો દ્વાર સત્વ હણ્યાતણી
તો હાનિયો સમજ્યા છતાં મુશ્કેલ તે ફરી છૂટવી
બહુ સમજથી દૃઢ દાબ મનપર રાખતાં પણ ટેવ એ
ફરી ફરી દાબ ખશેડીને નિજસ્વરૂપને પાછું ગ્રહે.- ૩૦

માટે યુવાની બેસતાં પ્હેલાંજ પુત્રી પુત્રને
માતાપિતાએ વાત આ દૃઢ છાપવી હૃદયે ઘટે
જે સમજ વિણ જીવતાંજ રૌરવનર્ક કેરી યાતના[1]
નિર્દોષ બાળક ભોગવે નિયમો શરિરના ભાગતાં.- ૩૧

સંપૂર્ણ કારણ સાથ સત્વતણા અગણ્ય પ્રતાપને
નિજ બાળને મન શરમ ત્યાગી સ્થાપવા દૃઢયત્નને
જે દંપતી કરતાં નથી નિજ ફરજ મોટી ચૂકતાં
નિજબાળને વ્યાધી વિપત્તી ભોગ થાવા મૂકતાં- ૩૨

સહુ મેાૈન ધારી બેસિયાં અનુભવ થયેલા નવ કહે
બીજું બહૂ સમજાવતાં પણ એ વિષે મૂગાં રહે

---

૧ સજા-શિક્ષા ( રૌરવનર્ક=ઘોરદુઃખ ).

પોતે સહ્યાં કષ્ટો અને અનુભવો સઘળા બાળને
ન કહ્યા થકી એનાં જ એ સહવાં પડે લાચારને.— ૩૩

એવી શરમ શા કામની મર્યાદ એ કે મૂર્ખતા ! !
ખિલતી યુવાની મધ્ય બાળક સમજ વિણુ ખાતાં ખતા
પાકી વયે અનુભવ થકી સમજે ન ખપ જ્યારે રહ્યા
તોબા પ્રભુ આ આર્યલજ્જા વિનાશજ જેથી થયો.— ૩૪

બહુ ખેદની વળી વાત છે કે શરિરને શણુગારવા
બહુ મૂલ્યનાં વસ્ત્રો ઘરેણું ચઢાવે બહુ પ્યારમાં
પણુ જે પ્રકારે તનુજ તન [1]નૈસર્ગથી પુટડાં બને
તે બાબતે નહિં કાળજી કરતાંજ કો દેખ્યાં જગે.— ૩૫

ઉત્તમ મનુષ્ય બનાવવા નિજબાળને પ્હેલાંથકી
માબાપને જ દૃઢાવવું નિજ બ્રહ્મચર્ય ઉમંગથી
બહુ યોગ્ય ને શુભ કાળનિર્ણય શાસ્ત્રદ્વાર કર્યા પછી
દેવુંજ ગર્ભાધાન ઋતુએ પ્રજનનાજ વિચારથી.— ૩૬

નિજ ઈશિભક્તિવિચાર માત્રજ ગર્ભ સમયે સેવવા
બહુ રૂપવાન શરીર પ્રભુનું લાવવું નિત ધ્યાનમાં
હરિના ગુણો ગાતાં જતાં નિત ગર્ભ એ વિધ વાધતાં
સઘળાંજ ગુણુ રુટડાઈ બળ સંક્રાન્ત બાળકમાં થતાં.— ૩૭

એવું કર્યા બદલે બધાંજન પ્રથમ ના પરવા કરે
જનમ્યા પછી તે શરિર પાછળ યત્ન ભાગીરથ કરે
પાછળ થકી પણુ ના સુધરતાં યત્ન નિષ્ફળ જાય છે
જો દયા બાળકની હૃદે તો પ્રથમ કેમ ચુકાય છે.— ૩૮

ખેતર વિષે જન વાવવા ઉંચુંજ બી પેદા કરે
બહુ સારવાર કર્યા પછી જ જમીન મધ્ય લઈ ધરે
વળી પાક પૂર્ણ થતાં સુધી બહુ જીવ માફક જાળવે
કોઠી વિષે નિર્ભય થતાં લગી ખંતથી રક્ષા કરે.— ૩૯

૧ કુદરતી રીતે—સ્વાભાવિક રીતે.

નિજ હસ્તથી કરતાં છતાં પણ મનુષ્યપાક ઉગાવતાં
તલભાર કો નહિં કાળજીની જરૂર તે મહિં ધારતાં
ઇચ્છા પ્રમાણે મુરખતાથી રમત જાણીને રમે
ભાવી થનારા મનુષ્યને [1]હતભાગ્ય એ વિધિયે કરે.— ૪૦
સૌ પ્રાણિમાં [2]પ્રજનાર્થ કામસ્વરૂપ આપજ ઇશ છે
પણ ધર્મથી [3]અવિરૂદ્ધ શાસ્ત્રપ્રમાણ સ્થાપિત તેજ છે
સહુ શાસ્ત્રનિયમ વિરૂદ્ધ ને અવિચારથી પ્રગટેલ જે
છે વાસનાત્મક વિષયલોલુપ ચિત્તનોજ વિકાર એ.— ૪૧
સંસારજીવન સુખસ્વરૂપ થવાજ દંપતીલગ્ન છે
યજ્ઞાદિ કર્મ ઉપાસના સહધર્મચરણજ અર્થ છે
કરી ભક્તિ ઇશિતણી કૃતાર્થ થવાજ મિત્ર થયેલ છે
ના વિષયમાત્રજ ખેલ અર્થ મનુષ્ય જન્મ મળેલ છે.— ૪૨
બહુ ધર્મવંત સુભક્ત દંપતીમાંજ પુણ્ય બળો વડે
પરમેશની કરૂણા થકી અતિદિવ્ય પ્રેમઉદે બને
જે પ્રેમના સુપ્રસાદથી દૈવીપ્રજા ફળ નિપજતાં
દુનિયાંપરે ઉપકાર એક મહાન તેહ કરી જતાં.— ૪૩
ભોગો તણી તૃષ્ણાજ પ્રેમસ્વરૂપથી કો લેખતા
અન્યોન્ય સ્વાર્થપરત્વ મૈત્રી સ્નેહ રૂપજ પેખતા
નિજ કામવશતા વેગને પ્રીતીજ કો સમજી રહ્યા
[4]ખદ્યોતતેજ વિષે અજાણ્યે સૂર્યતેજ ગણી રહ્યા.— ૪૪
નિઃસ્વાર્થ કેવળ શુદ્ધ દૈવી પ્રેમ ઇશ્વિર અંશ છે
તે પૂર્ણ એક અભેદ બનતાં સ્વયં ઇશિસ્વરૂપ છે
જે દંપતીનાં હૃદયમાં એ દિવ્ય પ્રેમ ઉદે થતો
તે પ્રેમરૂપ બની રહે અવતાર ભૂપર પ્રેમનો.— ૪૫



૧ ફુટેલા નસીબનો. ૨ **प्रजनश्चास्मि कंदर्पः । भ. गी. ॥** પ્રજા ઉત્પન્ન કરવાના શુદ્ધ હેતુથી પ્રગટેલો કામદેવ હું છું (એમ શ્રી ભગવાન કહે છે). ૩ **धर्माविरुद्धो भूतेषु कामोस्मि भरतर्षभ ॥ भ. गी. ॥** હે અર્જુન ધર્મથી વિરૂદ્ધ નહીં એવો પ્રાણિયોમાં કામ હું છું. ૪ આગિયાનું તેજ.

## ૧૧ હાલની સ્ત્રીજાતિની અવિદ્યાગ્રસ્ત અવસ્થા.

( દોહરા. )

પોગળ નારીજાતનું ઉઘાડવાને આજ
વેગ બહૂ પ્રગટે હૃદે પણ મન આવે લાજ.— ૧
વિશ્વ સકળ સ્ત્રીથી પ્રગટ સ્ત્રીજ સૃષ્ટિનું મૂળ
સ્ત્રીવિણ નરની સાહ્યથી જાણો સઘળી ધૂળ.— ૨
સ્ત્રીજ જગતની માત છે જગતવંદ્ય મહામાય
તારે નરને પલકમાં જ્ઞાનકરે જો સ્હાય.— ૩
પતિવ્રતા જગમાં ઘણી પ્રભાત કેરાં નામ
આપ તરી તારી ગઈ અમર કરી ગઇ નામ.— ૪
હશે આજ પણ તેવીઓ જગદંબિકા સમાન
જેના સત્ય તપે કરી આર્યભૂમિને માન.— ૫
જેના પદમાં પ્રણમતાં પાપ તાપ ભય જાય
સર્વતીર્થનાં સ્નાનથી અધિક પુણ્ય ફળ થાય.— ૬
તે સહુનો હું બાળ છું સર્વ તેહ મુજ માત
ચરણે લાગું પ્રેમથી ધરો પુનિત શિર હાથ.— ૭
પણ જોતાં બીજે બધે પ્રૌઢ વધ્યું અજ્ઞાન
દેવીરૂપ ટળી જઈ થયું પિશાચ સમાન.— ૮
દેવતાઇ સદગુણ બધા ગયા તજી નિજધામ
તે ઠામે સહુ દુરગુણે આવી કર્યો મુકામ.— ૯
નિર્લજતા ધારી ઘણી અવગુણનું આગાર
માનિની નામ લજાવીયું છોડી કુળ મરિયાદ.— ૧૦
કપટ ભરેલું હૃદય છે મુખથી જણવે વ્હાલ
ઠગપણમાં સહુ વાપરે નિજ ચતુરાઈ ચાલ.— ૧૧
અધર્મ છાનો આચરે ઢાંકે બોલી તૂત
પગલે પગલે પાપને વચને વચને જૂઠ.— ૧૨
અતિશે નિર્લજ કામને કરતાં ના શરમાય
હોળી કેરાં ગેરીયાં વદતાં શુણી લજાય.— ૧૩

પાંપતણી એ પૂતળી અધમે પ્હેર્યાં વસ્ત્ર
કપટ ઘરેણાં ઓપવ્યાં પાપરૂપ પ્રત્યક્ષ. ૧૪
પરનરને દેખાડતાં નિજનું છાનું અંગ
જરા શરમ ધારે નહીં ઉલટી થાય પ્રસન્ન.— ૧૫
માથે ઓઢયું તેહને શાની લાજ મરજાદ
પ્હેરી ચણીયો કાંચળી શરમ કરી છે ત્યાગ.— ૧૬
નાગી પૂગી ન્હાય ને રાતે નાગી સોય
બીજાંની વાતો કરે પોતે એવી હોય.— ૧૭
લટકાં મટકાં સ્ત્રી કરે બોલે ચાંપી બોલ
ધૂળ ગજાની વાતમાં ઘાંટા કાઢી રોય.— ૧૮
અંગલદેશ રિવાજને ગણી સુધારો આજ
અનુસરતી બહુ નારિયો થવા બુદ્ધિનાં જહાઝ.— ૧૯
મિસીસ થાવા મન બહુ ગણાવવા સુધરેલ
ચાંપી ચાંગી બોલતી કરી હાથનાં ચેન.— ૨૦
તન દેખાવા કારણે પ્હેરી બારિક સ્વાંગ
નાગી થઈ ફરતી ફરે બતાવતી નિજ અંગ.— ૨૧
મસી લગાવી દાંતમાં પીલે હોઠે પાન
જણવે કાળું માંહ્યથી ઉપર છે મુખ લાલ.— ૨૨
સપાટ ઘાલી ચરણમાં ધર્મ કર્યોજ સપાટ
પ્હેરી તનપર પોલકું પોલ કરી કુળજાત.— ૨૩
બોળ્યું નામ પિતાતણું જણાવવાને કાજ
"શેક હેન્ડ" ઈંગ્રેજથી કરે સુંદરી આજ.— ૨૪
છત્રી હોડી શિરપરે ચાલે ઠમકે ચાલ
વશ કરવા વરણાગીયા કરે સફેતો ગાલ.— ૨૫
વાંકા હોળી વાળછા પાડે સેંથી વંક
હોય એટલી ભોંયમાં ઉપર જણાવે રંક.— ૨૬
વિષયપરે બહુ ચિત્ત છે ભોગતૃષા કહે પ્રેમ
સ્વાર્થસિદ્ધિનો વ્હાલ છે મિષ્ટવાકય પણ એમ.— ૨૭
વિણ અંતર જણવી ઠગે અંતરગત થઈ જાય
વશ વરતાવી યુક્તિયે હૃદયગુંજ લઈ જાય.— ૨૮

સત્ય પ્રેમની પરખવિણ પુરૂપ ઘણાક ઠગાય
જાણી એકપણું હૃદે સ્નેહ ગણી ખેંચાય.— ૨૯
ભિન્ન હૃદય તેનું સદા બને ન કોની તેહ
માંહ્ય થકી છે એકલી ઉપર જણાવે સ્નેહ.— ૩૦
ઈન્દ્રવારૂણી ફળ સમું મુખપર છે બહુ નૂર
ભીંતર પેસી નિરખતાં ભેદ મેંશ ભરપૂર. ૩૧
મારી સમજી હૃદયથી ફોકટ નર હરખાય
પ્રેમ ગણીને મોહથી ઠગને ફંદ ફસાય.— ૩૨
બાંધી પાટા આંધળા માયાપુરે તણાય
ઇશ્વિરની ઓળખ વિના જન્મ અકારત જાય.— ૩૩



## ૧૭ વિશુદ્ધ પ્રેમ.

( રાગ-ગરબી-પડવાના પણ પ્રીત ઘટ મધ્ય ભૂલી રે-એ લય. )

જે પ્રેમનું શુદ્ધ સ્વરૂપ, વિરલા સમજે રે
તે જન બની જઇ સુખરૂપ, દુઃખ ભય ભંજે રે.— ૧
ત્યાં આનંદરૂપ જણાય, વિશ્વ સહુ ભાળતાં રે
વસે વિશ્વપતિ સ્થળ સ્થળમાંહ્ય, નેહ થકી ન્યાળતાંરે.— ૨
પ્રેમ વ્યાપી રહ્યા દશદીશ, પ્રેમ અધ ઊર્ધ્વમાં રે
જડ ચૈતન્ય વસ્ત સહુ પ્રેમ, પ્રેમ લોક સર્વમાં રે.— ૩
સહૂ સૃષ્ટિનું જીવન પ્રેમ, પ્રેમ આદિ અંતમાં રે
જુદી જૂદી કળાથી એજ, પ્રેમ દિસે મધ્યમાં રે.— ૪
પ્રેમ ચઢતી કળા જેમ જેમ, તેમ સુખ વાધતું રે
કળા પૂર્ણ રહ્યો પ્રેમ જ્યાંહિં, પૂર્ણ સુખ રાજતું રે.— ૫
તહાં આનંદની નહીં સીમ, અનુભવ એકલો રે
સચ્ચિદાનંદ એક અખંડ, વ્યાપક છે રહ્યા રે.— ૬
પ્રેમ સત્યસ્વરૂપ સર્વ એક, સર્વ હૃદે આતમા રે
જહાં ભેદ તણી નહીં આડય, પૂર્ણ સહૂ [1]વ્રાતમાં રે.— ૭

---

૧ સર્વ સમૂહમાં.

પણ અજ્ઞાન ફેલ્યું જેમ, સત્યજ્ઞાન ઓસર્યું રે
થયો સર્વવ્યાપી પ્રેમ ગુપ્ત, એકપણું ના રહ્યું રે.— ૮
કર્યા બુદ્ધિ વિષે બહુ ભેદ, બંધ કરી બારણાં રે
જુદું જાણી મીંચી રહે સર્વ, હૃદય આપ આપણાં રે.— ૯
એમ ખાંડો થયો જ્યારે પ્રેમ, મિત્ર સહુ શોધિયા રે
જેની આગે ઉમળકા હેત, જોસભેર ખોલિયા રે.— ૧૦
ભારે ભેદોતણો અંધકાર, સર્વ સ્થળે વ્યાપિયો રે
તેમાં એકત્ર રૂપ ઉજાસ, મિત્રહૃદે વાસિયો રે.— ૧૧
પુરે પૂરાં હૃદય થયે એક, દેહ ભેદ વામતાં રે
થઇ અંતર મધ્ય બેઉ એક, પ્રેમ રૂપ પામતાં રે.— ૧૨
મહા જાજ્વલ્યમાન દિવ્ય પ્રેમ, નિત્ય પૂર્ણ જાગતો રે
જેના અમૃતરસ થકી એક, દંપતી વિરાજતાં રે.— ૧૩
પણ કાળે કર્યો બહૂ ફેર, ભેદ તેમાં ઘાલિયા રે
ઘણાં ઊભાં કરી કાંઇ મીશ, રૂઢીબંધ બાંધિયા રે.— ૧૪
બ્હાર બનતાં કરી લગ્ન એક, રીત રહી ચાલતી રે
પણ મિત્ર થયાં નહીં માંહ્ય, ભેદ આડય વારતી રે.— ૧૫
એમ કપટ તણા પડયા ભેદ, પ્રેમ ત્યાં એ મીંચિયા રે
રહ્યા કહેવાઈ બાહર એક, ચિત્તગત જૂજવા રે.— ૧૬
જ્યારે દાંપત્યમાંહિં થયા ભેદ, ફેર થયો કારમો રે
નહીં પ્રેમ તણો અવકાશ, અન્ય કોઇ દ્વારમાં રે.— ૧૭
કર્યું મમત્વનું સહુ એક, સ્વાર્થ હેતુ એકઠાં રે
ઘર કુટુંબ ગોત્ર કર્યાં એક, ચિત્ત તોએ જૂજવાં રે.— ૧૮
હાડોહાડ કળી દીઠો એમ, હૃદય ત્યારે કંપિયું રે
સત્ય પ્રેમ નહીંજ કોઇ ઠામ શૂન્ય વિશ્વ થઇ રહ્યું રે.— ૧૯
ત્યારે વર્ત્યો જ હાહાકાર, ઘોર દુઃખ વ્યાપિયું રે
થયું સર્વત્ર દુઃખ દુઃખ દુઃખ, દુઃખરાજ્ય આવિયું રે.— ૨૦
રહ્યા વિષયતણે એક દ્વાર, સ્વાર્થપ્રેમ આગીયા રે
ભેદ ઝેરે ભરેલ હોઇ તેહ, ઝેરમિશ્ર રાજીયા રે.— ૨૧

માત્ર અમૃત રૂપ શુદ્ધ પ્રેમ, સર્વપાર ઈશમાં રે
જાણી છૂટયું જગત સાથ હેત, ચોટિયું અલિંગમાંરે.- ૨૨
પ્રભુ અખંડ શુદ્ધ પ્રેમ રૂપ, ભેગ નહીં ભેદનો રે
માત્ર દેહ રહીત હોઈ તેહ, લાવ નહીં ખેલનો રે.- ૨૩
પણ નિઃસીમ આનંદ રૂપ, પૂર્ણ શુદ્ધ જાણતાં રે
નહીં બાકી રહે કોઇ આશ, પૂર્ણ સુખ માણતાંરે.- ૨૪
છોડી કપટી જગત સાથ પ્રેમ, પ્રેમી દૂર થઈ રહ્યા રે
લાગી લગની અખંડ પ્રેમમાંહિં, પ્રેમ સુખ લઈ રહ્યા રે.-૨૫



## ૧૩ જગતમાં સત્ય પ્રેમ છે ?

(ગઝલ.)

અરે પ્રેમ સાચા કહાં તું વસ્યો, બધે સ્વાર્થનો વ્હાલ દેખ્યો જતો
નહીં ચિત્તની એકતા કો સ્થળે, બહૂસ્નેહમાં એ દગો છે મળે.- ૧
જરાકે જુદાઈ સ્વરૂપી દગો, જહાં ભેદની આડય નાંખી રહ્યો
તહાં એકતાની પછી વાત કયાં, બળે ભેદરૂપી મહા આગ જયાં.-૨
સુધામાં ભળ્યું ઝેર પ્રાણો હરે, મહાસત્યમાં ભેદ જીવ્યું દહે
હૃદે ઘા મહાકારમો તેહ દે, ન રૂઝી શકે કોઈ કાળેજ જે.- ૩
જહાં બ્હારને અંતરે ભિન્નતા, કશી ના બને ત્યાં હૃદે દુઃખતા
ન રાખે કશો પ્રેમ એ સ્પષ્ટતા, મળ્યાભાઈની પ્રીત રાખે તહાં.- ૪
જહાં પ્રેમ ગાઢો ખરો દર્શતો, ખરો પ્રેમ સાચો તહાં ખીલતો
જણાતાં તહાં ભેદની ઝેરતા, પડે માર મુંગો સહ્યો જાય ના.- ૫
કર્યાં કાળજાં વજનાં પ્રેમીએ, મહાઝેર પૂર્યાં વળી ભીંતરે
કહ્યું ના જતું એ સહ્યું ના જતું, બળે ગુપ્ત ત્યાં ચિત્ત પ્રાણોસતું.-૬
ખરોપ્રેમ રાખ્યોજ ખુર્બાન છે, યદા એકતા હોય પ્રાણો લગે
ન રાખ્યો કશો પ્રેમ તો ઠીક છે, કર્યાં પ્રેમ ને ભેદ તો ધીક્ક છે.-૭
થયાં છે બધે મિત્ર નારીનરો, બની દંપતી પ્રેમરસ્તો અહો
કર્યાં એક અર્થો પ્રજા ને ગૃહો, નહીં ભેદને માર્ગ કોએ રહ્યો.- ૮

મહાસત્ય એ પ્રેમને જોડવા, કરી શાસ્ત્ર દે લગ્નથી એકતા
ભણું મંત્ર કેત્રા તહાં દંપતી, ગયા સર્પ લીંટા રહ્યા છે પડી.– ૯

થતાં લગ્નમાં દંપતીમિત્રતા, મહાદિવ્ય થાતી તહાં એકતા
પ્રતિજ્ઞા કરે સ્ત્રી [1]પદો સાતમાં, સખાભાવભક્તિ દૃઢાવે તહાં.– ૧૦

પ્રતિજ્ઞા વિષે પાદ પ્હેલો ધરી, વદે સ્ત્રી તમે જ્યાં તહાં હું સહી
સુખોદુઃખમાં ભાગદારી બની, રહીશું હૃદે પ્રેમના ઐક્યથી.– ૧૧

દ્વિતીયે કહ્યું બાલવૃદ્ધો સુધી, બધાંએ કુટુંબી વિષે પ્રેમથી
સ્થિતિ પ્રાપ્તમાં પૂર્ણ સંતોષથી, કરૂં રક્ષણો સર્વમાતા બની.– ૧૨

તૃતીયે જ્વલંતાં વ્રતો ધારિણી, પતીભક્તિમાં ટેક સાચો ધરી
મહાપ્રેમરક્તા સુધાભાષિણી, સદા થઈ રહ્યાનું કહે પ્રેમિલી.– ૧૩

ચતુર્થે ધરી સર્વ આજ્ઞા શિરે, નિયંતા કરી ચિત્તના સ્વામીને
તજ્યું ભિન્ન પોતાપણું સર્વથા, સુખોદુઃખ ભેગાં પતી હું તણાં.– ૧૪

પદે પાંચમે શીલવંતી થઈ, ઋતુસ્નાતકાળે પતીગામિની
પિતુભ્રાત છે અન્ય સ્વામીવિના. નહીં શીલ ત્યાગું વદે કન્યકા.–૧૫

પદે ષષ્ઠ પ્રીતી થઈ બેઉની, તહાં વિષ્ણુ સાખી કર્યા શ્રીહરિ
કહે કન્યકા પ્રેમ સાચો હવે, નહીં છેતરી છે તમોએ મુને.– ૧૬

૧ સપ્તપદીમાં–सप्तपदी–सुखदुःखानि सर्वाणि विभजिष्ये त्वयासह । यत्र त्वं तदहंतत्र प्रथमे साब्रवीदिदम्. ॥१॥ कुटुम्बं रक्षयिष्यामि आवृद्ध बालकादिकम् । अस्ति नास्ति च संतोषी द्वितीये साब्रवीदिदम्. ॥२॥ भर्तुर्भक्तिरतानित्यं सदैव प्रियभाषिणी । भविष्यामि पदे चैव तृतीये साब्रवीदिदम्. ॥३॥ आर्ते आर्ता भविष्यामि सुखदुःखविभागिनी । तवाज्ञां पालयिष्यामि कन्यातूर्यपदेऽब्रवीत्. ॥४॥ ऋतुकाले शुचिस्नाता क्रीडिष्यामि त्वयासह । नाहं परतरंगच्छे कन्या पंचपदेऽब्रवीत्. ॥५॥ इहाथ साक्षिणोविष्णुस्त्वयाहं नैववंचिता । उभयोः प्रीतिसंभूता कन्याषष्ठपदेऽब्रवीत्. ॥६॥ होमयज्ञादि कार्येषु भवामिच सहायिनी धर्मार्थ काम कार्येषु कन्या सप्तपदेऽब्रवीत्. ॥७॥ અર્થ ઉપર કાવ્યમાં આવી ગયા છે.

કહે સાતમે હોમ યજ્ઞો વિષે, પ્રભુભક્તિમાં પુણ્ય ધર્મો વિષે
સહાયી થઈ સર્વમાં સર્વથા, ખરાપ્રેમની દાખવું યોગ્યતા.- ૧૭
કળીના પ્રભાવે જતાં વિદ્વતા, અજાણ્યે ભણે બ્રાહ્મણો પાઠમાં
અજાણ્યા પતી મૂરખી કન્યકા, પશુતુલ્ય જાણે ગૃહીધર્મતા.- ૧૮
નહીં પાળતાં આ પ્રતિજ્ઞા ખરી, તજી મિત્રધર્મો જુદાઈ ધરી
મહા આપદોનાં દુખોને સહે, નહીં ધર્મકામાર્થ મોક્ષો રળે.- ૧૯
કરે લગ્નની રીત આચારથી, તથાપી કરારો કરી સ્વારથી
પિતામાત કન્યાતણાં ઝેર દે, કદીના ઉગે અંકુરે પ્રેમને.- ૨૦
કરેછે દગો હાય! ભારે દગો, ગણે ના પતીનેજ સાચો સગો
કરી ભેદ ભારે અવિશ્વાસનો, થતાં પ્રેમ પ્હેલાંજ ઘાલે શળો.- ૨૧
વધૂનાંજ માબાપ જામાત્રથી, થતા લગ્ન પ્હેલાં કરીને નકી
ફરજ્યાત પલ્લું ઘરેણાં વળી, લઈ પાસ રાખે હવાલે કરી.- ૨૨
ગણી પારકો કન્યકાનો પતી, કઢાવે ઘણું દ્રવ્ય દેવાં કરી.
બની [1]આપ્ત કન્યાતણાં પાસ લે, જુદાઈ તણી સૂચના એમ દે.-૨૩
બિચારાં પતીપત્ની નિર્દોષ જે, કપટની ન સ્વપ્નેય શંકા હૃદે
અવિશ્વાસ ત્યાં એમ વરનો કરી, ન પોતાપણું લાગવાદે જરી.-૨૪
રહે શાસ્ત્ર ક્યાં ને રૂઢી ક્યાં વહે, મહાઐક્યની વાત મંત્રો કહે
નહીં લાજ મર્યાદ શર્મો કશાં, કર્યો પ્રેમ જાહેર ભરખલ્કમાં.- ૨૫
[2]સ્વહસ્તે ખવાડે જહાં લગ્નમાં, કહે માંસ અસ્થી ત્વચા આપણાં
હૃદે પ્રાણ સુદ્ધાં કરી એકતા, નહીં લોકલજ્જાદિ કો ભિન્નતા.- ૨૬
[3]ખભે હસ્ત મૂકી હૃદે સ્પર્ષતાં, ભણેછે પતી મંત્ર એવો તહાં
હૃદે ચિત્ત વાણી વધૂ તાહરાં, રહો હું થકી સૌ અનૂવર્તતાં.- ૨૭

---

૧ પોતાનાં માણસ. ૨ अथ स्थालीपाकं वधुं वरःप्राशयाति—(मंत्रः) ॐ प्राणैस्ते प्राणान्संदधामि अस्थिभिरस्थीनि मांसैर्मांसानि त्वचात्वचामिति॥ અર્થ ઉપર કાવ્યમાં આવ્યો છે. ૩ अथ वरो वध्वा दक्षिणांसस्योपरि हस्तंनीत्वा तस्याहृदयमालभते। (मंत्रः) ॐ ममव्रते ते हृदयं दधामि ममचित्तमनुचित्तं ते अस्तु । ममवाचमेकमना जुषस्व प्रजापतिष्ट्वा नियुनक्तु मह्यम् ॥ इत्यनेन मंत्रेण ॥ અર્થ ઉપર કાવ્યમાં આવ્યો છે.

પ્રજાનાથ બ્રહ્મા કરીને કૃપા, કરે આપણી સર્વ સાધર્મ્યતા
નિયોજે તુને હું તણા અર્થમાં, સધાવે મનોઐક્યતા યુગ્યમાં.- ૨૮
કહે શાસ્ત્રતો લગ્ન અદ્વૈતતા, કરે પૂર્ણ [1]જાયાપતી ઐક્યતા
કરે જોડ [2]દુર્ભેદ્ય છાંયા સમી, રહ્યો ચાલ [3]યજ્ઞાદિકોમાં હજી.- ૨૯
તથાપિ રહી શાસ્ત્ર બાજુપરે, બધાલોક ચાલ્યા ગતાનુગતે
ધરી લાજ મર્યાદની બેડિયો, કર્યાં ઊલટાં દંપતી કેદિયો.- ૩૦
શિખાવે મહાશર્મ જોતાં પતી, કને આવતાં દૂર નાસે સતી
મલાઝો પળાવે રૂઢીને પ્રથા, યથા એક કૌતુક છે લગ્નતા.- ૩૧
રહ્યો મિત્રતા પ્રેમ હેતુ કહાં, પડયાં [4]બંધને ઊલટાં બાપડાં
ન જાણી ખરૂં અંધ અજ્ઞાનમાં, વહે જીંદગી સર્વ બેભાનમાં.- ૩૨
નહીં પ્રેમ સાચો કહીં વિશ્વમાં, દિસે શુષ્ક મીંચ્યાં હૃદે સર્વનાં
ધરી ભેદ જૂદાં સહૂ આપમાં, વિનાપ્રેમ સોરીમરે તાપમાં.- ૩૩



## ૧૪ निर्माल्य त्याज्य गृहस्थाश्रम.

(શાર્દૂલવિક્રીડિત વૃત્ત.)

સ્ત્રી અર્થે હૃદયે ઘણી કૃપણુતા સર્વે મનુષ્યો ધરે
માબાપો સુત અર્થ દીનમુખથી કન્યા જ કન્યા કરે
વિદ્યાવંત સુજ્ઞાનવંત સહુને એ યત્નમાં જોઇને
તૃષ્ણા સ્ત્રી મળવા ધરી હૃદયમાં રહેંએ મતી ખોઈને.— ૧
ગીર્વાણી કવિયોતણાં રસભર્યાં શૃંગાર ચિત્રામણો
સાચી દિવ્ય જ્વલંત પ્રીત જડિયાં [5]દાંપત્યનાં વર્ણનો
શૃંગારી વળી નાટકો રસભર્યાંગીતો સ્ત્રિયોનાં તથા
ઇત્યાદી મળતાંજ પોષણ ક્રમે ઝાઝી વધી સ્ત્રીતૃષા.— ૨

---

૧ પતિ પત્નીનાં હૃદયની એકતા. ૨ છુટી ન પાડી શકાય એવી. ૩ યજ્ઞ વિગેરે દેવકાર્યોમાં પતિપત્નીને સાથે યજન કરવાનો ચાલ હજી કાયમ છે. ૪ મર્યાદાનાં બંધનો જેવાં કે આ સાથે વાત થાય આથી ન થાય અહીં જવું તહીં ન જવું ઇત્યાદિક. ૫ પતિપત્નીની સ્થિતિમાં રહેલાં પ્રેમિયોનાં.

જાણ્યું દિવ્ય વિશુદ્ધ પ્રેમરસના રૂહેણે જડયાં દંપતી
શોભીશું થઈ અદ્વિતીય જગમાં જોડી બની ઐક્યની
પાળીશું નિજધર્મ અસ્ખલનથી ત્યાગી અતીચારને
સાચાં ઈશ્વરભક્તિ ધર્મબળથી પામીજશું પારને.— ૩
દેખ્યું સ્પષ્ટજ બ્રાહ્મલગ્ન વિધિમાં સંસ્કારના ભાસ્કરે
કન્યાને ઉપવીત સંસ્કરણના અર્થેજ આ લગ્ન છે
તે કન્યાવય સાતથી દશ સુધી એકાદશે નેષ્ટ છે
તેનાથી બમણા વયે વર સદા મોટો લઘુ ના ઘટે.— ૪
પામીને વર વિદ્વતાયુત બની શિષ્યાજ તેની રહે
સેવાધર્મ બજાવતાં પતિ કને સંપૂર્ણ વિદ્યા ભણે
સંધાઈ પતિસાથ ત્યાં થકી રહે છાયાસમી સાથમાં
માની ઈશ્વર પ્રેમપૂર્ણહૃદયે વ્હે ધર્મના પાથમાં.— ૫
શાસ્ત્રાજ્ઞા રહી શાસ્ત્ર ઉક્ત વિધિમાં ચાલી રૂઢી લોકની
કન્યા લગ્ન કરી રહે પિયરમાં પર્ણીજ જાણે નથી
સ્વામીસેવન, ધર્મકાર્યસહુમાં, વિદ્યાર્થને એ વયે
સાધ્યાને બદલે બધા રમતમાં ગાળે દિનો સર્વએ.— ૬
આવી પાસ પતીતણા વિષયના અર્થેજ પાકી વયે
અજ્ઞાને સમજે કરાર સરખું આ દિવ્ય દાંપત્યને
[1]શોધે પ્રેમવિલાસને હૃદય તે પોષે વ્યભીચારને
એવો નિંદ્ય ગૃહસ્થ આશ્રમ કરી દુઃખે વહે કાળને.— ૭
દિવ્યપ્રેમ ઉદે થતો ન કદિયે ભેદો ભરેલા હૃદે
કન્યા આમ ગણે સગાં પિયરનાં પલ્લું રહ્યું જે કરે
સ્વામીને ગણી પારકો સ્વજનમાં ભુંડુંજ તેનું વદે
જીવે ભિન્નજ માત્ર કામપ્રિયતા છે વ્હાલ કો ના હૃદે.— ૮
સેવેછે નિજસ્વાર્થ અર્થ પતિને સ્નેહે થકી તારૂણી
માની સાધન તે અનંગસુખનું પી કામની વારૂણી

---

૧ પ્રેમવાળું જીવન રસભર્યું છે તથા પ્રેમ વિનાનું સૂકું છે તેથી પ્રેમ-વિલાસની રસિકતાને શોધતું એકલ હૃદય સ્વાર્થી પ્રેમ બતાવનારા કામીઓની કપટજાળમાં ફસાય છે. ૨ દારૂ—મદ્ય.

કામોન્માદ સમે રમે રસથકી કૂહે શબ્દ સ્નેહેભર્યા
વ્હાલું છે નિજ કામશાન્તિ સુખ ત્યાં વ્હાલો ન સ્વામીજરા.—૯
કોકો આમ છતાંય નિર્મળ અને સાચાજ પ્રેમે ભરી
છે આર્યા કુલિના ગુણી [1]પ્રણયિની ટેકી સ્વધર્મે ખરી
મર્યાદા બહુ અંધરૂઢીકૃત ત્યાં ઝાઝી નડે પ્રેમને
ભારીનેજ રહે હૃદે, નહિં સહે દર્શાય જો વિશ્વને.— ૧૦
સાચા નિષ્કપટીજ એક મનના નિઃસ્વાર્થ એ પ્રેમના
જે દૈવી સુખલાભ અર્થ ચહતા બુદ્ધીમતો મિત્રતા
તે ના પ્રાપ્ત કરી શકાય હવણાં આવાં રહ્યાં કારણો
સંસારીસુખ આગિયાઝબકને મોહે સુખોમાં ગણો.— ૧૧
કીધું ઐક્ય થવા બધું મમતનું ભેગું પતીપત્નીએ
તાએ ભેદવિષો ભરી હૃદયમાં જૂદાં રહ્યાં અંતરે
લાવે એ પરિણામ દુષ્ટ રૂઢિયો ઉંધીજ જે શાસ્ત્રથી
તેથી આશ્રમ નામનો ટકીરહ્યો કામેચ્છુતા માત્રથી.— ૧૨
જોડયે જીવન ધર્મહીણ તરૂણી સાથે સ્થિતિ આ વિષે
ન્હેવો ગર્દભભાર જીવતલગી સામોજ આવે શિરે
સારાસાર વિવેકીનેજ તુલના કે લાભ શામાં રહ્યો
છે વ્હેંપારજ જન્મ આ મનુષ્યનો મૂડી ખુઓ કે રળો.- ૧૩
લોકો તો સુરગ્માઈથી સુખ ગણી સંસાર સારો કહે
પામે દુઃખ ઘણાં તથાપિ સુખની ભ્રાન્તીજ રાખી રહે
આંકીને વિષયો વિષે સુખ ઘણું તેમાં બની લાલચુ
ભારે કષ્ટ સહે, તથાપિ ભ્રમમાં જાણે સુખો ભોગવું.— ૧૪
વેઠેછે બચકાં નખો ઘુરકિયાં લાતો અને થાપડો
માદાનાં રતિઅર્થ યોનિસહુમાં કામી બનેલા નરો
ના તે ગર્દભ આદિ માત્ર પશુ ને પક્ષીનરો વેઠતા
બુદ્ધીમાં ચઢતા મનુષ્ય પણ એ વેઠે અનંગે હણ્યા.— ૧૫
દેખી બુદ્ધિમતા નરો જન લહે એવું ન એતો સહે
એનાથી પણ લક્ષગુણ સહતા પ્રત્યક્ષ દૃષ્ટે પડે

---

૧ પ્રેમથી ભરેલી.

હોવાથી સુધરેલ રીત નરની વેઠયાતણી મારની
નેત્રોએ સહુ અંધને ન જડતી ખુલ્લી પ્રહારોઝડી.— ૧૬

નીચી યોનિ વ્યવાયમાત્રજ વિષે એવાં સહે દુઃખને
પૂર્ષો તો પ્રથમે સહી બહુ વળી વેઠે પછી કષ્ટને
નારીનીજ પ્રસન્નતા અરથમાં વેચી દઈ જાતને
યાવજ્જન્મ ગુલામ જ્ઞાતિજન ને જુલ્મી રૂઢીના બને.— ૧૭

સ્ત્રી માટેજ પુરૂષ સર્વ સહતા આ વિશ્વના ઠાંસલા
સ્ત્રી માટેજ પ્રસન્નતા મનચહે જ્ઞાતીજનોની સદા
સ્ત્રી માટેજ સહે મહાન જુલમી રૂઢી તણા બંધને
સ્ત્રી માટેજ સ્વતંત્રતા નિજતણી સોંપે કરે અંધને.— ૧૮

સ્ત્રી માટેજ સદા હૃદે કરડતા [1]છાનાઘુણો વેઠતા
સ્ત્રી માટે પરતંત્ર સેવક બની પ્રાણો નરો વેચતા
સ્ત્રી માટે જનથી દબાઈ મનની સર્વે શમાવે મને
સ્ત્રી માટે ગમખાઇને વરતતાં મુંગાજ ડુંમા સહે.— ૧૯

સ્ત્રી પામ્યા ગણી હર્ષથી જન તદા ઝાઝા કરે ઉત્સવો
આવ્યું હાથ અમૂલ્યરત્ન મનમાં આનંદ એવો બધો
[2]પામ્યાનું નહિં ચિન્હ કોઈ જડતું જોતાં વિચારી હૃદે
કાંકે સ્ત્રી નિજ ચિત્તથી ન કદિયે કોની બનીને રહે.— ૨૦

પોતાને ગૃહ અન્યજાતિતનુજો છાનાં ઉગાવે સ્ત્રિયો
ડૂબ્યા સૌ કુળધર્મ [3]સંકરપ્રજા થાતાં મહાનીચીયો
[4]આંખાડાકરી સર્વ કોઇ નિભવે જ્યાં ત્યાં ગૃહસ્થાશ્રમો
વાંચી સત્યધુરીણ સ્ત્રીપુરૂષનાં વૃત્તાંત તોપે મનો.— ૨૧

જો એ ફંદ વિષે કદીજ ન ફસી ત્યાગીજ રાગી મતિ
યાવજ્જીવ કુમારરૂપ રહીને સાધે ખરી ઉન્નતિ

---

૧ લાકડામાં રહેનાર નિરંતર ખોતર્યા કરનાર ગુપ્ત કીડા—છાનાં બળતાં. ૨ પ્રેમથી હૃદયની એકતા થઇ નથી અને મિત્રપણાનો ઉદય થયો નથી તો શું પામ્યા, વિષય તો પશુ પક્ષીઓને ક્યાં નથી ? ૩ ભિન્ન વર્ણનાં માતાપિતાથી પ્રગટ થયેલી પ્રજા. ૪ નહીં ગણકારીને-તે તરફ અલક્ષ કરીને.

પ્રેરે એહજ પ્રેમ ઇશ્વિરપદે કલ્યાણ સાચું થવા
તો આદ્યંત પમાય નિત્ય સુખ ને આનંદ ચોપાસમાં.— ૨૨

સંસારી સુખઆશ તો અતિઘણાં દુઃખોજ વેઠાવતી
ના તેને કદિ છાંયડે ય ઘટતું જાવું સુખોને ગણી
કાંકે દુઃખસુખો ગૃહસ્થપણનાં લૈ મૂકતાં ત્રાજવે
પલ્લું દુઃખતણું અડે જમિનને જાતું સુખોનું નભે— ૨૩

આપે દુઃખજ સર્વ દૃશ્યવિષયો આરંભ અંતે સુધી
[1]પામ્યા આગળ દુઃખ દુઃખવચમાં અંતેય દુઃખો વળી
પ્રત્યક્ષેજ રિબાવતા વિષય સૌ ત્યાં શી સુખોની તૃષા
[2]બીજાથી સુખ પામવા મનુષ્યની આશાજ સર્વે મૃષા.— ૨૪

પાડોશીપર કાપણી મુલતવી રાખી યદા ખેડુએ
ના તે સિદ્ધ થઈ ઘણુંક કરતાં બીજા ભરોસે રહ્યે
એ રીતે વિષયો થકી સુખતણી આશા ધરી બેસતાં
જો તે સર્વસમે અસિદ્ધજ રહે આશ્ચર્ય ના એહમાં.— ૨૫

ના કીધાં પરતંત્ર સૌ વિષયને કો રીતથી ઇશ્વિરે
પોતાનીજ કને અખંડ સુખનો ભંડાર પૂરો રહે
તે ભંડાર થકીજ પ્રાપ્ત કરવા આનંદ પોતાતણો
ના જાણ્યે જન ખોળતાં વિષયમાં માનીજ તેમાં રહ્યો.— ૨૬

દેખી લોક બધાજ નિત્ય મથતા અર્થોજ માટે જગે
નાનાઓ પણ તેમને અનુસરી ઝાલેજ તે માર્ગને
શું જાણે પરતંત્રતામય મહાદુઃખી ગ્રહ્યો રાહને
સીધો મારગ ઇશના શરણનો [3]નિર્ભીત તો અન્ય છે.— ૨૭
પ્હેલાંએ મુજ આવતા હૃદયમાં એવા વિચારો ઘણા
કે ઈશે સુખને ધર્યાં પરવશે એ યોગ્ય છે ના જરા

---

૧ વસ્તુ મળતા પેહેલાં. ૨ વિષયો દ્વારા સુખ પામવા મથતું જગત સુખ પામવાના પોતાના હેતુમાં રાતદિવસ અખંડ મથ્યાં કર્યાં છતાં નિષ્ફળ થયેલું અને ઉલટી દુઃખની બૂમો પાડતું સહુ કોઇ જુએ છે. ૩ ભયવિનાનો.

જો મારે સુખકાજ અન્ય જડ કે ચૈતન્યને સેવવું
તો તો હું પરતંત્ર કેવળ બન્યો [૧]બીજાકરે જીવવું.— ૨૮
તે વેળા પડતી ન કાંઈ ગમ જે મારાજ પોતા વિષે
સાચો પૂર્ણ સ્વતંત્ર પ્રેમ મળવા નિશ્ચે કરી શકય છે
[૨]પાણીમાં ભરી બાચકા જળતણો લેવા જતો ચંદ્રમા
તે તો ભાસજ હોઇ ચંદ્ર ખુદનો સાચો જ છે ના જરા.—૨૯
સાચો ચંદ્ર [૩]નિજાત્મસૌખ્ય રળતાં બાકી રહે ના જરા
જૂઠામાં ફસતાં ન તેમ રહતી દુઃખો તણી કો સીમા
જૂઠા પાછળ દોડવા પ્રથમથી રૂઢીજ હોવા થકી
કોએ ના ઉલટી ગણે રમત એ કુશ્કા જ ખાંડયા તણી.—૩૦
વેદાભ્યાસ જનોઈ ધારી કરવા ના હાલમાં ચાલ છે
ભાષા દેશવિદેશની જ ભણવા બેસાડતા બાળને
ત્યાં તે સૃષ્ટિવિલાસનીજ રચના કેરાં થતાં ભોમીયાં
પોતાનું સુખ વિશ્વ માંહિં મળવા મારેજ બાથોડિયાં.—૩૧
ભાષા હુન્નર ને ગણીત સમસ્યા વૃત્તાંત દેશો તણાં
વિદ્યાનું દઈ નામ એજ ભણુરે ભા ત્રાસ આપી ઘણો
વેઠાવી અતુલીત દુઃખ મગજે કુશ્કા ભરાવે શ્રમે
શાબાશી સહુપાસ જોઈ મળતી પ્રેમે ભણે સૌ શ્રમે.— ૩૨
ના આવે ઉપયોગમાં પણ કદી અંશે ભણ્યાનો જરા
ધર્મ જ્ઞાન વિરાગ ભક્તિ વિષયે સર્ખા ભણ્યા નાભણ્યા,

---

૧ બીજાના હાથમાં–મારું સુખ બીજાની મદદ વિના મને મળી શકે એમ ન હોય તો મારું જીવતર તે બીજાના કબજામાંજ ગયું, હું મારી મેળે સ્વતંત્ર રીતે સુખી રહી શકું એવું પછી રહ્યું નહીં. ૨ પાણીમાં પડેલું ચંદ્રનું પ્રતિબિંબ જેમ માત્ર દેખવા પુરતું છે પણ લેવા જતાં કાંઇ હાથ આવતું નથી તેમ ઇન્દ્રિયો અને વિષયોના સંબંધમાં જણાતું સુખ માત્ર અખંડ પરમાત્મસુખનો હાલતા ચિત્તમાં પડેલો ઝાંખો આભાસ છે, સાચું નથી. ૩ પોતાના આત્માની પરમાત્મા સાથે એકતા સાધ્યાથી જે સુખ પ્રગટે છે તે **सुखमात्यन्तिकं यत्तद् बुद्धिग्राह्य मतीन्द्रियम्** ॥ ઇન્દ્રિયોની પાર રહેલું માત્ર બુદ્ધિથી ગ્રહણ થઇ શકે એવું મોટામાં મોટું સુખ ॥ **भ. गी.** ॥

દેહોત્સર્ગ પછી રહે નિજકને તે માત્ર સાચું રળ્યા
ત્યાં વિદ્યા ધન સ્ત્રી ગૃહાદિ અરથો પામ્યા નપામ્યા ઠર્યા.—૩૩

સંધ્યા પૂજન રૂદ્ર આદિ નિતનાં કર્મો વિષે સત્યની
આપી છે બહુ ભાળ તોય નહિં છે જાણ્યા વિના કામની
મોઢે પોપટની પઠે કહીજતાં કયાંથી લહે મર્મને
બોલે આંક નિશાળીયા પણ નહીં જાણે કશા અર્થને.—૩૪

પ્હેરેલાં જ શરીર વસ્ત્ર સમ છે સેવે સ્વયં ચેતને
દેહ દ્વાર થકી ગ્રહાય વિષયો જીવો થકી સર્વ એ
છે ના કો વિષયો સુખો જ કરતા દુઃખોય તે ના કરે
માની લે [1]સહવાસ બોધ થકી સૌ અભ્યાસના અન્વયે.—૩૫

સંબંધો વિષયોતણા મનથકી વ્હાલા ગણી સૌ જનો
[2]પૂર્વાભ્યાસ થકી તણાય રળવા [3]સ્થૂલાર્થ દ્વારા સુખો
એ રીતે પરતંત્રતા નિજતણી આપેજ ઊભી કરે
હાની લાભ તણા મહાતપનની જ્વાળાજ વેઠયાં કરે.— ૩૬

પોતે જે બહુ ખોળિયાં બદલતો નાના પ્રકારે થતો
દેહો ફેર થતાં બધા મમતને જૂદા જુદા બાંધતો
[4]સંબંધે સુખદુઃખનાય સઘળા જે નિશ્ચયો સેવતો
તો તેમાં ન ખરૂં કશુંજ ઠરતું અભ્યાસથી માનતો.— ૩૭

સંબંધો નહિં જીવને શરિરના લાગુ પડે કો કશા
કાંકે દેહ ઘડી ઘડી પલટતા સંબંધ કોના ખરા

---

૧ જન્મથી જેવા સહવાસમાં ઉછરાય તથા જેવું જ્ઞાન પમાય તેવાજ સુખ દુઃખ સંબંધિ નિશ્ચયો સર્વના દૃઢ થાય છે. ૨ પાછલા જન્મ તથા આ જન્મના અભ્યાસથી. ૩ સ્થૂલ શરીર અને તેની સાથે સંબંધમાં આવી શકે એવા શબ્દાદિ પંચ વિષયો મારફત. ૪ સુખ દુઃખના નિશ્ચયો પ્રત્યેક શરીરમાં તેના તેના જુદા જુદા અભ્યાસ પ્રમાણે જુદા જુદા હોય છે, જે સંબંધમાં મનુષ્ય ઉછર્યો હોય તે લોકોના સુખદુઃખના નિશ્ચયોને તે સહવાસના યોગે પોતાના માની લે છે, વસ્તુતઃ સુખદુઃખની કોઇ સ્વતંત્ર વ્યવસ્થા નથી.

જીવોમાં નહિં ફેરફાર કહિયે દેહો ફર્યાથી થતો
કાંકે [1]ઈશ્વરઅંશ જીવ સ્વરૂપે ના [2]વિકૃતિ પામતો.— ૩૮

અજ્ઞાને સહુ વિશ્વ અંધજડતા ધારી વહે આંધળું
મોટે યત્ન ઉથામીને ઉકરડા જ્યાં ત્યાં સુખો ખોળતું
એ રીતે સુખ કારણે જગતના અર્થો વિષે આથડી
માને છે સુખદુઃખ સર્વજન તે સાચુંજ છે ના જરી.— ૩૯



## ૧૯ कलियुगनी स्त्रीनां सुख.

( માલિની વૃત્ત. )

ધન કળિયુગનારી ઊઘડ્યું ભાગ્ય તારૂં
હરિસમ થઇ તું તો દૃષ્ટિ ને સેવ્ય વારૂ
પુરૂષપદવિ આખી લેઇને તેંજ ધારી
નર બદલ જણાતી તુંજ [3]સ્વાતંત્ર્યવાળી.— ૧

પ્રથમ વર થવાને સર્વ કો નાજ ન્હાતા
બહુ નર તપ ભક્તિ યોગને માર્ગ જાતા
જિવન નિજ ગણાતું ધર્મ ને જ્ઞાન અર્થે
વિષય પતનહેતુ જાણીને સર્વ વર્જે.— ૨

[4]ગૃહયુત બનતા તે સ્ત્રીચિકિત્સા કરીને
કુળ ગુણ વય વિદ્યા રૂપને પારખીને
વધુમુખથીજ ન્હેલાં સત્ય લેતા પ્રતિજ્ઞા
દૃઢ પતિવ્રત પાળી ધારવા શુદ્ધ પ્રજ્ઞા.— ૩

વધુની નહીં પરીક્ષા આ સમે કોઇ માગે
ઉલટી અબુધ રોગી અંધ પંગુ ન ત્યાગે

---

૧ ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ॥ भ. गी. ॥ આ જીવલોકમાં જે જીવ થયેલો છે તે મારોજ અવિનાશી અંશ છે. ૨ વિકાર–જીવ શરીરો બદલ્યાં જતાં છતાં એવો ને એવોજ રહે છે તેના સ્વરૂપમાં કશો ફેર પડતો નથી. ૩ સ્વતંત્રતાવાળી. ૪ ગૃહસ્થાશ્રમી.

વિષયરતિ હણેલા પૂર્ષને લાજ નાવે
[1]અવિહિત કહી શાસ્ત્રે તોય ભાર્યા બનાવે.— ૪
પગટ રહી જણાતાં સ્વામીને ઘેર આવી
પતિ મન ગૃહ દ્રવ્યો મોહદાબે બથાવી
નિજ મરજી પ્રમાણે સર્વ તંત્રા ચલાવી
પતિજ જયમ વસાગ્યો નારિયે ઘેર લાવી.— ૫
શ્વશુરગત સગાંનો ભાવ તે નાજ પૂછે
રળી રળી અપમાનો દૂર સૌ થાય દુઃખે
પિયરગત સગાંને સ્થાન સંમાન આપી
પતિ નિજગૃહ લાવી છે રહી [2]ધૃષ્ટતાથી.— ૬
રતન સમ ગણીને પર્ણવા સર્વ ચાહે
લગન અરથ ઝાઝાં દ્રવ્ય દે છે બધાએ
જર ઘણુ કંઈ લે છે કન્યકાના પિતાઓ
મુરખ વર ભરે છે દ્રવ્ય ઓલોભીયાઓ.— ૭
વગરજ શ્રમ પલ્લે દ્રવ્યવાળી થયેલી
સહુજન મનમાની લાડિલી થૈ રહેલી
નર સકળ કનેથી વ્હાલ પામી રહેલી
વિણશ્રમ સહુ ભોગો ભોગવી છે રહેલી.— ૮
નહિ ભણતરત્રાસો લાત ઘોલો ન ખાવી
નહિજ મગજ દેવું ચાલણીશું બનાવી
અફળ મગજને ના વેઠવા બોજ ભારે
નહિ મતિ પટ લાગી નીચ સંસ્કાર ધારે.— ૯
નહિજ જર કમાવા નોકરી આદિ દુગ્ધા
વિવિધ અવસરો ને પોષણે નાજ ચિન્તા
ખળ પળશી કર્યાની નીચસેવા નહીં કો
ગુપત હૃદયદાહો આબરૂ અર્થ ના કો.— ૧૦

---

૧ મના કર્યા છતાં–ખોડવાળી કન્યાને ભાર્યા કરવાની શાસ્ત્રની મના છે તેણે કુંવારૂંજ જીવન ગાળવું જોઇયે. ૨ બહાદુરીથી–જાણે પરણીને ધણી સ્ત્રીને ઘેર જઇ રહ્યો હોય એમ સ્ત્રી પતિના ઘરમાં પોતાની સત્તા જમાવી દે છે.

મદભરી પ્રભુતાથી અંધ એવા જનોનાં
અવિનય હલકાઈ ક્રુરતાથી ભરેલાં
કુટિલ વચન ડોળા ક્રોધ ને માર વેઠી
નહિ જીવતર દુઃખી મૉજ લે ઘેર બેઠી.— ૧૧
જગમહિં જન દાતા શૂર કે ભક્ત પાકયે
સકળ જગ જનેતાકૃખને માન આપે
પતિ પણ પુરૂષાર્થી પાકતાં માન પામે
પિયરગૃહવડાઈ તેમ દે માન્યતાને.— ૧૨
પરકૃતશ્રમ કેરી આબરૂ એમ ધારે
વિણશ્રમ પરસાથે માત્ર સંબદ્ધતાએ
જગત તદનુસારે માન મોટાઇ આપે
નહિ હૃદગત સાચા મૂલ્યનો મેળ રાખે.— ૧૩
અહહ કળિયુગે શાં સ્ત્રીસુખોને વધાર્યાં
પુરૂષ જિવન આખાં દુઃખની લ્હાર લ્હાર્યાં
સકળ જિવન જાતું દુઃખ વેઠયાં કર્યામાં
અમૂલ તન ગળાતું માત્ર સ્ત્રીને ભર્યામાં.— ૧૪
[1]બચપણથી કમાવા દ્રવ્યની શક્તિ માટે
ભણતર મિશ ગાળે જીંદગી ત્રાસ ધાટે
ભણતર ઉંઝવાતાં દ્રવ્યનો કોઈ ધંધો
નિત પ્રતિ કરવામાં વેઠતા સખ્ત બંધો.— ૧૫

---

૧ धनार्जन विचिन्तनं हृदय रोपिताशा घनं । वृथा चरणशातनं खल कदर्य संसेवनं॥ सदाव्यसन शोचनं, प्रियवियोग दीनाननं। विहाय गृहमज्जनं व्रजति पुण्यवान्निर्जनम् ॥ भर्तृहरी. ॥

અર્થ—પુરૂષને ગૃહસ્થાશ્રમ આ સમયમાં કેવો દુઃખરૂપ છે—પ્રથમ ધન કમાવાની ચિન્તા કરવી, તેને માટે હૃદયમાં આશાઓનું મોટું વન ઉગાડવું, મિથ્યા પગદોડ કરવી, ખળ અને કંજુસોને પ્રેમથી સેવવા, નિરંતર કોઈ દુઃખના બળતાનો શોક જારીજ હોય, વ્હાલાં પ્રેમીઓના વિયોગથી ગરીબડાં મ્હો રહેતાં હોય, એવા ગૃહીપણાને છોડી પુણ્યવાન પુરૂષો અરણ્યમાં ચાલ્યા જાય છે.

નિત ગૃહકલહોની ચાલતી હાય હૈયે
[1]અવસર ખરચોનાં દુઃખ તો શાં જ કૈ'યે
અણુગમતુ તથાપી શુષ્ક ધારી ઉમંગો
સતત ગૃહતરીલાં તાણુતા મોહઅંધો.— ૧૬
પરમુલક રીવાજો કોઇ ધારી સુધારો
તરૂણીજનસુખોમાં સ્હાય થાવા વધારો
નર સરજિત માને સેવવા નારીરત્નો
હરિમુરતિ સમાને સેવતા ધારી યત્નો.— ૧૭
પ્રણયી મૃદુલ જાતી દેવતા મૂર્તિમંતી
લહી મનમહિં માને ધન્ય શ્રીપાદ વંદી
ગણી સહુ સ્મૃતિ શાસ્ત્રે ન્હાનીએ બુદ્ધિ જેની
ગુરૂજન સમ પૂજા માન્યતા ભક્તિ તેની.— ૧૮
મુગટ ચરણ, જોડા મસ્તકે, કોઈ ધારે
વિપરીતજ કર્યું તે યોગ્ય ના છે લગારે
સ્મૃતિમહિં કહી નારીશૂદ્રનો ધર્મ સેવા
તવ અહીં ખુદ સેવ્યો સ્હાય તેનીજ સેવા.— ૧૯
થઈજ હૃદયનેત્રો આંધળાં કામમોહે
કરી રમણીગુલામી જીંદગી ધન્ય જોવે
મદનકૃત વિલાસો વિભ્રમો પ્રીતિ જાણી
જીવસમ ગણી મોંઘી સેવતા પ્રેમ આણી.— ૨૦
પરમ પ્રભુજી ચર્ણો સેવવા મોક્ષ માટે
વિષયીજન ઠરાવ્યો સેવ્ય શ્રીપાદ સાટે
પ્રભુસહ દૃઢપ્રીતી શ્રેય અર્થે ન સાંધી
તરૂણીશરિર સાથે નર્કને અર્થ બાંધી.— ૨૧
અસલ સહુ દ્વિજાતિ [2]બ્રહ્મચર્યાવસાને
પરખી સગુણ વિદ્યા ચાતુરી કન્યકાને
વિધિવત પરણીને સાધતા અર્થ ચારે
ઉભય હરિ ભજીને મોક્ષનો માર્ગ ધારે.— ૨૨

૧ અવસરનાં ખરચ આવતાં દ્રવ્યની તાણુને લીધે તેને સીમા વિનાનું દુઃખ પડે છે તે જેને વીતે તેજ જાણે. ૨ બ્રહ્મચર્ય આશ્રમ પૂરો થાય ત્યારે.

૯૭ પતિવ્રતી સ્ત્રીયો તાપસીઓ જ્વલંતી
મરણ સુધીય પાળે ધર્મ જે નિષ્કલંકી
ધરી શિર પતિઆજ્ઞા પાળતી પ્રેમથી તે
પતિ પ્રભુ જ અનન્યે ભાવથી સેવતી તે.— ૨૩



## ૧૬ कळियुगनी स्त्री लाववाथी पुरुषने थतां दुःख.

( રાગ માઢ. )

માયા આવે મ્હાલવા ખાવા, રમવા ગાવા, લુંટવા લ્હાવા રે,
ઘોળી ઘોળી વીખડાં પાવા, [1]સુખ નસાવા, દુઃખડે છાવા રે.–ટેક.
અત્યંત જુલ્મી રૂઢીતણા બહુ વેઠાવે નિર્દય બંધ,
સ્પર્શરસે અતિ મોહ લગાડી પાડે વિષયને ફંદ.–માયાઆવે. ૧
દેખી મહા બ્રહ્મચર્યનિરોધી શુક્રબળે બળવાન
યુક્તિ પ્રયુક્તિથી પાડી દીધામાં માને નઠારી માન.–માયાઆવે. ૨
દહાડે બળદો કરી ફેરવેને રાતે કરે ભરથાર,
કામરૂ દેશની નારી જુઓને પ્રત્યક્ષ છે સૌ નાર.–માયાઆવે. ૩
કામતણાં જ્વલનોને શમાવા પ્રિય ગણે નરદેહ
કામવશે દીન આધીન થાતાં મૂર્ખ ગણે છે સ્નેહ.–માયાઆવે. ૪
ઇચ્છા પોતાની સિદ્ધ કરે છે ભોળવીને નિજનાથ
ઇચ્છા પતિની સિદ્ધ કર્યાની ગરજ નહીં તલભાર.–માયાઆવે. ૫
સ્વામી ચહે તે જો ન ગમે તો ઉડાવી દે તેહ વાત
મુંગી રહી કે બાલાં બતાવી ધાર્યું કરે હઠ સાથ.–માયાઆવે. ૬
પ્રીતિતણો નહીં છાંટો હૃદેમાં સ્વાર્થ તણીજ સગાઈ
કેવળ મતલબ આપ વિચારે સામાતણી નહીં રાઈ.–માયાઆવે ૭
વ્હાલ બતાવી કૃત્રિમ છળથી મોહી લીયે ભરથાર
પ્રેમભ્રમે તે ભોળો ઠગાઈ ઇચ્છા પૂરે તતકાળ.– માયાઆવે. ૮
નિર્દયને કપટી જ ઘણી નહિં લેશ દયા મનમાંહ્ય
કેવળ સ્વાર્થથી પાશ પ્રસારી સ્વામી કરે વશમાંહ્ય.–માયાઆવે. ૯

---

૧ સુખનો નાશ કરવા માટે–પુરૂષને આખી જીંદગી ગુલામગિરીમાંજ પૂરી કરવી પડે એવી સ્થિતિમાં તેને લાવી મૂકવા માટે.

મૂર્ખપણાની ના જ સીમા કંઈ એમ છતાં જન ચ્હાય
ખોડભરી ગુણહીણુ સ્ત્રીથી પણ લગ્ન કરી મકલાય.—માયાઆવે. ૧૦
બુદ્ધિયુતા નર ચેતીજજો ને ના કરશો વિશ્વાસ
જૂઠાં સવાસલાં પ્રેમ ન જાણો સ્વાર્થ સાધ્યાનો પ્રયાસ.—માયાઆવે. ૧૧
[1]નાશ પામ્યા કુળધર્મ અધર્મે ભૃષ્ટ થઈ સહુ નાર
પ્રગટાવે પેટથકી વર્ણસંકર ત્યાગ્યા શિયળ શણગાર.—માયાઆવે. ૧૨
[2]શી ખોટ સ્ત્રીને કુળ બગડતે નરનેજ અસહ્ય હાણ
ટેક તજયા જ્યાં નારીજનોએ પડતીએ કીધાં પ્રયાણ.—માયાઆવે. ૧૩
ગેબ થયાં કુળઉચ્ચપણાં ને હલકાપણાં દૃષ્ટ થાય
ધર્મબળો સહુ ઊડી ગયાં ને અધર્મ ત્યાં વરતાય.—માયાઆવે. ૧૪
સ્ત્રી ભૃષ્ટ થાતે આર્યભૂમીનું ઉડી ગયું સહુ નૂર
નિસ્તેજ ભાંઠી ભટ પડીગઈ અસ્ત થયાં બળ શૂર.—માયાઆવે. ૧૫



## ૧૭ દુઃખી કુંવારાઓનો ઉદ્ધારક ઉપાય.

( શિખરિણી વૃત્ત. )

કુંવારાઓ સર્વે પરમહિત આ વાત શુણજો
શુણીને તે ન્યાયે વરતન તમારૂં દૃઢવજો
મહા દુઃખો કેરાં અસહ બળતાંથી ઉગરશો
ખરી શાન્તિ પામી અધમ રતિતૃષ્ણાથી બચશો.—૧
જિવ્યા સાટે વ્હીલે મુખ પરમ સંતુષ્ટ બનશો
ધર્યા સાટે જ્ઞાતીજનગરજ સ્વાતંત્ર્ય રળશો

---

**૧ अधर्माभिभवात्कृष्ण प्रदुष्यन्ति कुलस्त्रियः। स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः ॥ भ. गी. १–४१ ॥**

હે કૃષ્ણ ! કુળમાં અધર્મ પ્રવર્તતાં પ્રથમ તે અધર્મ કુળની સ્ત્રિયોને ભૃષ્ટ કરે છે, અને સ્ત્રીયો ભૃષ્ટ થવાથી વર્ણસંકર પ્રજા પ્રગટ થાય છે. ૨ કુળ પુરૂષનું હોવાથી ખરી ખોટ તેનેજ છે કેમકે ઉંચાંકુળ વર્ણસંકર પ્રજાથી હલકાં થઇ જતાં નાનમ સ્ત્રીને નહીં પણ પુરૂષનેજ આવે છે.

બન્યા સાટે જાતે [1]નિજહનનકર્તા ઉધરશો
વદ્યા સાટે દુઃખે "**નરજનમ**" સાફલ્ય કરશો.—૨
ખરાપ્રેમી સાથી અરથ ચહતાં લગ્ન કરવા
નહીં તેવી કાંઈ સવડ પુરવા ખોટ અહિંયાં
બધાં લગ્નો કાંકે જડસમજથી માત્ર બનતાં
ન ધર્માર્થે મૈત્રી વરવધુ બને સ્વાર્થ પુરતાં.— ૩
પતીના ધર્મો ને દૃઢ પતિવ્રતો અસ્ત બનિયાં
સતી થાવા જેવા પ્રબળ પતિપ્રેમો વિરમિયા
અનન્યે કે સખ્યે નહિ જ કદિ દાસ્યે વધૂ રહે
પરાયાની પેઠે પ્રથક રહી મિત્રાઈ ગણુવે.— ૪
[2]જહાં ધર્મો કેરી મનુષ્ય જબરી ટેક ધરતાં
મહાદૈવી પ્રેમે રસિત હૃદયો દંપતીતણું
તને વાચા ચિત્તે હૃદયથી મહા ઐકય રસમાં
ખરાપ્રેમે ઝાળ્યાં પુનિત પતિપત્ની નિવસતાં.— ૫
તહાં શાસ્ત્રાજ્ઞાઓ અતિક્રમી જનો ભ્રષ્ટ બનતાં
રૂઢીબંધે ઉંધા પડીજઈ વ્યવસ્થા બગડતાં
અધર્માચારો એ સમયમહિમાથી પ્રવિશતાં
હરિ ઇચ્છાથી છે ભરતભુમીઆર્યો વિપતમાં.— ૬
ત્યજી વેદાજ્ઞાને [3]રવિવરસના બ્રહ્મચરણે
ત્યજી વેદો શાસ્ત્રો ભણુતર ભણે સ્થૂલભરણે
ત્યજી યજ્ઞો કર્મો જપ તપ વ્રતો ભક્તિ પ્રભુનાં
ભળ્યા આજે આર્યો યવનસહવાસે યવનમાં.— ૭
નરોને ગર્ભાષ્ટે ઉપનયન સ્ત્રીને લગન છે.
[4]ઉભે વિદ્યા માટે નહિ ફકત આચારસર છે

---

૧ નિર્માલ્ય ગૃહસ્થાશ્રમમાં પચી રહી અજ્ઞાનવૃદ્ધિ કરી જન્મમરણ કાયમ રાખવું એ આત્માનું હનન છે. **उद्धरेदात्मनात्मानं नात्मानमवसा-दयेत् । भ. गी. ॥** પોતાના આત્માનો પોતાના આત્મબળથીજ ઉદ્ધાર કરવો પણ આત્માનો નાશ (નિપાત) ન કરવો. ૨ જે પવિત્ર આર્યભૂમીમાં. ૩ ૩ બારવરસના. ૪ પુરૂષો અને સ્ત્રિયો બન્નેના ગર્ભથી આઠમે વર્ષે કરવામાં આવતા ઉપનયન અને લગ્ન નામના સંસ્કારો.

[1]સ્ત્રિયોના છે સ્વામી જગતભરમાં એકજ ગુરૂ
થતી શિષ્યા નારી લગન પછી વિદ્યા કરી શિરૂ.— ૮
પતીપત્નીભાવો પ્રથમ ગુરૂશિષ્યાવત થતા
વધી પ્રેમો થાતી સમયવહતાં ઐક્યરસતા
સ્મૃતીઆજ્ઞા પાળી ઉભય ચરતાં ધર્મપથમાં
ખરી ટેકો ધારી પતિવ્રત અને પત્નીવ્રતમાં.— ૯
સમો તે ના હાવે વિપરિત રિવાજો થઈ ગયા
જને વેચી ધર્મો વિષયઅરથે જીવન ધર્યાં
રૂઢીઓ જ્ઞાતીની સહુ તદનુસારે થઇ રહી
ગયાં ધર્મો પ્રેમો શિયળ પ્રભુતા લજ્જિત થઈ.— ૧૦
ગૃહાવસ્થા માટે [2]પ્રથમસ્થિતિઅંતે પરણવા
જતાં માગે પલ્લું શ્વશુર નિજકન્યાધન થવા
ન હોતાં તે પાસે ઋણુ શિર કરાવી પણુ લઈ
શિરૂમાંથી નાખે જડ વધુહૃદે ભેદવિષની.— ૧૧
નહીં દ્રવ્યાદીની સુપ્રતસમ વિશ્વાસ વરનો
કહે શાસ્ત્રો તેને યદપિ વધૂના ઈશ્વર સમો
પરાયો એ રીતે ગણુવિ પતિ [3]આત્મત્વજ હણ્યું
કરી રાખ્યું સ્ત્રીનું જનકજનનીમાં નિજપણું.— ૧૨
ગણે કન્યા આથી પતિધનગૃહાદિ પતિતણું
પિતાહસ્તે રાખ્યું પ્રથકધન તે માત્ર નિજનું
ન અર્પ્યે કન્યાનાં તન મન ધનો સ્વામીપદમાં
પરાયાં લેખે છે સ્વજન પણુ તે સૌ પતિતણાં.— ૧૩
દઈ દાને કન્યા કુલિનવરને બ્રાહ્મવિધિએ
ન સ્વામીસેવામાં ધરી જન લડાવે નિજગૃહે
રજઃપ્રાપ્તી યોગે [4]અવશ થઇ સાંપે પતિકરે
ન ચાલ્યે તે આવી વિણુમન રહે છે વર કને.— ૧૪

---

૧ **पतिरेकोगुरुः स्त्रीणाम्** સ્ત્રિયોનો ગુરૂ પતિ એકલોજ થઇ શકે છે આથી છોકરીઓને નિશાળમાં ભણાવવી કેવળ શાસ્ત્રથી વિરૂદ્ધ છે. ૨ બ્રહ્મચર્ય આશ્રમના અંતમાં. ૩ પતિને પોતાનો માણસ ગણવાપણું. ૪ લાચાર થઇને.

પિતામાતા ભ્રાતા ભગિનીજન વ્હાલાં પરિત્યજી
પરાયાંની સાથે નહિજ ગમતું ભિન્ન મનથી
મહાકષ્ટે કાઢી દિનરજની છાનું વિલપતાં
ઘણે કાળે શામે હૃદય છુટકો ના નિરખતાં.— ૧૫
દિનો જાતાં વાધ્યે પરિચય પતિથી વિષયમાં
થતાં ઝાંખાં કીર્ણો મદનકૃત સ્વાર્થી પ્રણયનાં
પ્રજાના સંબંધે, પ્રભુ ડરથી, માનાર્થ જનમાં,
મળીચાલે નારી પતિથી ન ખરેપ્રેમ મનમાં.— ૧૬
પ્રતિજ્ઞાઓ લગ્ને કૃત અફળ સર્વેજ બનતી
રૂઢીન્યાયો કાંકે સ્મૃતિપર પ્રવર્તે સજડથી
ધરી મર્યાદાઓ પ્રણય બદલે મૂકીજ ત્રપા[1]
ગણાવે પત્નીને નિજ પરમપૂજ્યે અધમતા[2].— ૧૭
કર્યે સ્વામી સેવા પ્રગટ, ગણતાં સૌ શરમ ત્યાં
ભણ્યે વિદ્યા બેસી પતિસમિપ, નિર્લજ્જ ગણતાં
સ્તવ્યે પૂજ્યે વંદ્યે પતિ, સખત ચેષ્ટા જન કરે
[3]તરૂછાયા થાતાં, વરવધૂ અમર્યાદજ ઠરે.— ૧૮
થકી હેતુ આવા સવડ નહિં છે આ વખતમાં
કદી સાચા ભાર્યાપ્રણયસુખની જન્મ ભરમાં
રહીને એકાકી તજી મનુષ્યપ્રીતી તણી તૃષા
પ્રભુમાં ઘો વાળી મન અમર સાથીજ વરવા.— ૧૯
[4]જુગુપ્સા કે લજ્જા નહિં જ મરિયાદા તહિં નડે
વધ્યાંજાતી પ્રીતી નહિં છુપવવી ત્યાં કંઈ પડે
વિયોગોના તાપો ગુપત વળી દાહો ન દમતા
ઘટે ના પ્રીતી ત્યાં સહુ [5]કરણતેજો ય શમતાં— ૨૦

---

૧ લજ્જા–શરમ. ૨ હલકાપણું–પોતાના પરમપૂજ્ય દેવ ગુરૂને મનુષ્ય પ્રેમથી વારંવાર નિરખવા ઇચ્છે છે, તેથી પતિને દેખતાંજ તેનાં દર્શન ન થઇ જાય માટે વસ્ત્રનો પડદો કરી દેવો એથી પતિનું દર્શન જાણે અયોગ્ય હોય એમ પતિમાં અધમતાનો ભાસ થાય છે. ૩ ઝાડ અને છાયા જેમ કદિ જૂદાં પડતાં નથી તેમ સર્વત્ર સાથે રહેતાં. ૪ વેઠાય નહિં એવી નિંદ્ય શરમ, ૫ સર્વ ઇન્દ્રિયોના બળો.

[1]હણાતા ચોબાજુ, [2]પીડિત, જડ, સ્નેહોથી બચવા
બધાં સંસારોનાં ધુરવહનથી મુક્ત બનવા
હૃદે ઊંડા ઘાઓ અકથદુખનાથી ઉગરવા
ત્યજી ઇચ્છા સ્ત્રીની ખસુસ ચહવું ઇશિવરવા.— ૨૧
સુખે પીવા પ્રીતીરસ [3]તરૂણીઆસકિત ધરતાં
શકે ના પૂરી તે અરથ સહુ [4]અન્યાશ્રય વિના
કહીં પ્રીતી ને કયાં શરિરમનનો યોગ ચલવ્યો
[5]દ્વિધા વ્હેંચાવાથી સકળ સુખનો ખેલ બગડયો.—૨૨
ન અન્યાશ્રે કેરો ખપ પ્રભુ પરે પ્રીતિ ધરતાં
બને [6]યોગક્ષેમો સહુ હરિપ્રતાપે સહજમાં
ત્રણે-પ્રીતી, આશ્રે, પ્રિય અરથનાં કર્મ, મળતાં
થતી પૂરેપૂરી પ્રભુસહ મહા ઐકય રસતા.— ૨૩
ન ભીતી લોકોની નડતર કરે ભક્ત બનતાં
ન કામાદિ પ્રેતો પુનિતહૃદયે દૃષ્ટિ કરતાં
ન રોગાદિ ત્રાસો શરિરઅભિમાનો વિગલતાં[7]
મળે સાચી શાન્તી [8]પ્રથકપણુતા ધ્વાન્ત ટળતાં.—૨૪
પ્રભુ વ્યાપ્યા સંધે પણ સ્થિરહૃદે ગ્રાહ્ય બનતા
જવું તે માટે ત્યાં અમર હરિથી લગ્ન કરવા
ન કંટાળી ધીમે સકળ ચિતવૃત્તી શમવતાં
ક્રમેથી અભ્યાસે પ્રગટ પ્રભુ થાતા હૃદયમાં.— ૨૫

---

૧ ચારે પાસથી ફૂટ ખાસડુ થતા, કેમકે પ્રેમને અનુમોદન નથી, ઉલટો સંતાડી રાખવો પડે છે. ૨ દુઃખી પ્રેમથી. ૩ સ્ત્રીમાં મનની લગની લાગવી તે. ૪ બીજાનો આશ્રય-મદદ. ૫ જેની સાથે મનની લગની હોય તેનોજ આશ્રય અને તેનીજ સાથે યોગ એટલે સહવાસ અને સંબંધ કર્યાથી અનન્ય ભક્તિ થાય છે. પણ સ્ત્રીનો આશ્રય કર્યાથી તે સર્વ જોઇતું પૂરૂં કરી શકતી નથી માટે આશ્રય અને યોગ બીજાના કરવા પડે છે તેથી સ્ત્રીમાં પ્રીતિ જોડવાથી ઉભય ભ્રષ્ટ થઈ સર્વ બગડે છે. ૬ જોઇતા પદાર્થની પ્રાપ્તિ અને પ્રાપ્તનું રક્ષણ. ૭ ગળી જતાં. ૮ જુદાઇનું અંધારૂં,—પરમાત્માથી પોતાનું જુદાપણું એજ અજ્ઞાનનું અંધારૂં છે બીજું નથી.

પ્રભુ દર્શાતામાં, દુરિત દુખ મૃત્યુ ભય ટળે
મહા પ્રીતી તૃપ્તી પરમ બનતી શાન્તિ જ હૃદે
મનુષ્યાનંદોની કશીજ ગણુતી સિન્ધુ ઉલટે
ગળી નામો રૂપો હરિજ હરિ સંધે થઇ રહે.— ૨૬

ચહે કો સ્ત્રીસાથી યદિ વિષય અર્થેજ વરવા
પશૂબુદ્ધી તેની નહિં મનુષ્યમાં યોગ્ય ગણુવા
ચહે જે ખેલોમાં તન મન મતી તેજ હણુવા
નથી સંજ્ઞા તેને અતિમુરખની એ બસ થવા.— ૨૭

બધાં તત્ત્વો મધ્યે વિરજબળ છે સાર તનમાં
જમાતાં તે મૂર્ધે અવિકૃત, બધાં તેજ વધતાં
ઉમંગો ઉત્સાહો સુખ નિડરતા ધૈર્ય દૃઢતા
બધાં ત્યાં પોષાઇ બનીરહતી આનંદમયતા.— ૨૮

થતાં સ્ત્રીસંસર્ગો સકળ બળ તત્કાળ હઠતાં
નસોના સૌ બંધો શિથિલ થઈ સામર્થ્ય ઘટતાં
જઈ સૌ ઉત્સાહો દિલગિરી ઉદાસી નિરસતા
છવાતાં, સૌ સ્થાને સુખ ટળી બને દુઃખમયતા.—૨૯

શિરે ગર્મી વાધી મગજ બળહીણું થઇ જતું
પછી નેત્રોકેરૂં ક્રમ ક્રમ જતું તેજ ઘટતું
થતી બુદ્ધી જાડી, નહિ ગ્રહીશકે સૂક્ષ્મ મરમો
વધે છે વિક્ષેપો સતતજ વહે વૃત્તિસ્ફુરણો[1].— ૩૦

ઘટીને છાતીની ઝુમ, તન થતી ક્ષીણુબળતા
દુખે માથું, થાતા કમર બરડે ફાટ ચસકા
પડે કાન્તી ફીકી, હચમચીજઈ દાંત ખરતા
થતા વાળો ધોળા, ઘડપણુ જણાવે સમિપતા.— ૩૧

નહીં ઝેરે ભેળ્યાં કદિય જન મિષ્ટાન્ન જમશે
મહાસેવા [2]દેવીબલિઅરથ પામી ન ગમશે

૧ વિચારોની લ્હાર. ૨. દેવીના બળિદાનમાં આપવાના ભોગ તરીકેની.

મઝાહેતાં ચુંટયે નહિં ખસ દરાજ્ને જન ચહે
બળોના વિધ્વંસી કયમ રતિવિલાસો શુભ લહે.— ૩૨
છ રોગો કામાદી વિષઝરણુ છે સૂક્ષ્મતનુનાં
[1]લહાતાં પ્રસ્વેદે પ્રથક વિષ એ સ્પષ્ટ જુજવાં
બધા એ છે વ્યાધી મનવિષમતાથી જનમતા
વિષો કાંકે દેહે સજડ [2]પ્રતિઆઘાત કરતાં.— ૩૩
ઝરે છે મ્હોમાંથી રસ મુખવિષે ગ્રાસ પડતાં
તથા સુંઘ્યે નાકે તપખિર યથા લીંટ ગળતાં
જુલાબો લીધાથી ઘડી ઘડી દિશાહાજત થતી
તથા સ્ત્રીસંસર્ગે સ્મરતણી રહે જ્વાળ બળતી.— ૩૪
મનોભૂ હોવાથી મદન મનમાંથી ઉપજતો
વિચારો સ્ત્રીસંગે થઈ પછી સ્મરાવેશ બનતો
હૃદે કલ્પ્યા સ્વાદો મન [3]ત્વરવતું સ્થૂળ કરવા
ચહે છે સ્ત્રી ત્યારે નર રતિકૃતે સાધન થવા.— ૩૫
બનાવે છે મૂર્ખા મદન સઘળું જ્ઞાન ભુલવી
પડે સ્ત્રીને પાગે પુરૂષ મહતા માન વિસરી
ભુલી વિદ્વત્તાને મુરખતરૂણીને કરગરે
મુકી પદ્વી થાતો અતિવ હલકો કામિની કને.— ૩૬
રહી સ્ત્રીસંસર્ગે, મનન કરી શૃંગાર કવિતા
વધારી આવેશો સ્મરગત ભખી પોષક દવા,
ચહે છે જે નિત્યે નિજ શરિરની રોગમયતા
તહાં મૂર્ખાઈની કંઈપણ જણાતી નહિં સીમા— ૩૭

૧ કામ ક્રોધ મદ લોભ મોહ અને શોક એ ૭ મનના રોગો છે, તૃષ્ણા સુખકૃપણતા આદિકથી મનનું સમતોલપણું ભાગી જતાં એ પ્રગટે છે, તે દરેક પોતપોતાનાં ખાસઝેર શરીરમાં ઝરાવે છે, જે રસાયણશાસ્ત્રી પરસેવાનું પ્રથક્કરણ કરી જુદાં જુદાં જાણી શકે છે. ૨ સામો ધક્કો—ઝેરોને કાઢી મૂકવા શરીર ધક્કો મારે છે પણ તેનાથી વધારે બળવાળો સામો ધક્કો ઝેરો કરે છે તેથી શરીરરક્ષક વ્યવસ્થાનું ત્યાં ચાલતું નથી અને રોગો ફાટી નીકળે છે. ૩ તાલાવેલી કરાવે છે.

કહે કો ના જાણ્યે સ્મરજ્વરઝન સ્વાભાવિક તને
નહીં ચાલે કોને વિણુ કંઈ [1]પ્રતીકારજ કર્યે
મનોવ્યાધિ એ છે નહિ ઉરમી છે એ શરિરનો
વધાર્યે વાધે ને વિરતિ વધતાં બંધજ થતો.— ૩૮

ઝુરે સ્વામીઅર્થે યદિ તરૂણી તે યોગ્યજ દિસે
સમો કાંકે આવે ગરભધરણો તે તનવિષે
સમો તેવો ના છે નરતનુ વિષે કોઈ ઋતુનો
રહ્યા છે નૈષ્ઠિકયે જનમભર ઝાઝા ઋષિજનો.— ૩૯

"ચળ્યે બિન્દુ મૃત્યું અચળ રહતાં છે અમરતા"
પ્રશંકા એ સૂત્રે પુરૂષ રાતંએ લુબ્ધ કરતા
કહે રોકી રાખ્યે અધિક નિચયો શુક્રરસના
થતા ગાંડાઈ ને ચિતભ્રમ સમા વ્યાધિ તનમાં.— ૪૦

[2]કરી કર્મેન્દ્રીને કબજ, મન સ્રીચિંતન કરે
બની કામાવેશો, શિરમહિં જમ્યાં શુક્ર પિગળે
સ્રવી નીચે, કામે વિકૃત થઇને રોગ કરતાં
સ્રવ્યાં દેહે ઝેરો સ્મરકૃત, બને પોષક તહીં.— ૪૧

રહે અષ્ટાંગોથી સજડ જન નિષ્ઠાયુત થઈ
શિરે જામ્યાં શુક્રો ક્રમ ક્રમ જતાં ઓજસ બની
બળો સૌને પોષી અતિવ મતિને સૂક્ષ્મ બનવે
બન્યો સૌખે નિત્યે વિણુવિષય આનંદ સઘળે.— ૪૨

---

૧ ઈલાજ. ૨ कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् । इन्द्रियार्थान् विमूढात्मा मिथ्याचारः सउच्यते ॥ भ. गी. ३ ६ ॥

અર્થ—કર્મેન્દ્રિયોને કબજે કરીને એટલે બહારથી વિષયોનો ત્યાગ કરીને મનથી જે વિષયોનું સ્મરણ કરતો રહે છે તે મૂર્ખ પુરૂષ ઢાંગી કહેવાય છે. કેમકે વિષયસ્મરણથી ध्यायतो विषयान पुंसः—૦ એ નિયમ પ્રમાણે સુખરૂપણનાં ઉપજતાં વિષયો સાથે માનસસંગ થાય છે અને તેથી મનની સમતોલતા ભાગી જઈ કામાદિક જવલનો પ્રગટી આવે છે, અને તેથી સર્વ અનર્થપરંપરા ઉપજે છે.

ન કો સ્વપ્ને [1]ક્રેડી જનની ભગિનીથી કદિ કરે
અગમ્યા તે કાંકે ગણી હૃદય નિઃશંકજ પણે
ગણે જે સર્વેને જનની ભગિની સત્યજ હૃદે
ન જાગતે સ્વપ્ને હૃદય રતિકાંક્ષા કદિ બને.— ૪૩

ગણે છે સ્ત્રીકાંક્ષી રમણીવિણ દુઃખો નિત મને
ગણે શ્રેયઃકાંક્ષી અતિસુખ સદા નૈષ્ઠિકપણે
રતીલુબ્ધે આંકી વિષયરસની કિમ્મત મહા
મુમુક્ષુએ આંકી [2]અવિકૃત દઢયે બિન્દુ શુભતા.—૪૪

ન દુઃખો કૌમારે, નહિજ સુખ સ્ત્રીસંગવતને
મને માનેલી છે સ્થિતિ સુખમયી દુઃખમય એ
[3]સમાણી બન્નેમાં અનુકુળ પ્રતીકૂળ સમજી
અસંતોષે જીવે મુરખ નિત અપ્રાપ્ત તલસી.— ૪૫

સમે જે જેને છે સ્થિતિ સહુ રીતે શ્રેષ્ઠતમ જે
સદા આવે તે તે ઉચિત અતિ જે ઈશનજરે
[4]ન જાણી શા માટે, નહિજ તક દુઃખે ગુમવવી
સુખો શોધી તેનાં બહુજ કિમતી તે બનવવી.— ૪૬

ન હેતું દુઃખોનો કદિ અતિદયાળુ પ્રભુહૃદે
સુખોને ના શોધી ઉલટમતિ ત્યાં દુઃખજ જુએ
ગ્રહી અજ્ઞાનીની સમજ, ઉલટું દૈવ સમજી
મહા લાભો પામ્યા બદલ જન લે હાણજ રળી.—૪૭

તજી મુક્તીહેતૂ વિષયવિષની લાલચ ધર્યે
ન ધર્મોની ટેકો અડગપણથી ધારણ કર્યે

૧ રમત. ૨ વિકાર વિનાના વીર્યની જમાવટ થવામાં. ૩ કૌમારની કે ગૃહીની બન્ને સ્થિતિયો નિશ્ચયમાં સુખરૂપ હોવાથી સરખીજ છે છતાં દુઃખી ગૃહી કુમાર અવસ્થા સુખી ગણે છે અને દુઃખી કુંવારા ગૃહસ્થી સ્થિતિ સુખી સમજે છે એ તેમની ભૂલ છે. ૪ અજ્ઞાનીહૃદયની ઈચ્છાથી વિરૂદ્ધ સ્થિતિ હોય તેથી તેને કદાપિ પ્રતિકૂળ ન ગણવી કેમકે ઈશ્વરની સર્વજ્ઞદષ્ટિથી તે ત્યાં યોગ્ય ગણાઈ તો તેને અત્યંત યોગ્ય ગણી તેનો બનતો લાભ લઇ લેવાને ચૂકવું નહીં.

પ્રભૂ પ્રત્યે શ્રદ્ધા શુભકર તણી સર્વ વિસયે
સુખો માટે ફાંફાં અવર સ્થળ મારી દુખ રળે.— ૪૮
દિસે આર્યાવર્તે [1]જનિમૃતિહરા મોક્ષભુમિકા
રળાવે છે શાસ્ત્રો વિષય તજવી ઇશ્વરકૃપા
અસંગીકર્મોને કરવિ, ફળ બ્રહ્માર્પણ દઈ
મુમુક્ષુત્વે લાવી પ્રભુ દરશવી દે પ્રભુ કરી.— ૪૯
બિજાદેશી શાસ્ત્રો વિષય અરથે કર્મ કરવી
સુખો દુઃખો આપી જનમમૃતિના બંધ દઢવી
રળાવે સુરોને ફકત મનની [2]નીતિ દઢતા
પ્રભૂભક્તિ સ્વાર્થી દુષિતકૃતિને માત્ર ક્ષમવા.— ૫૦
ધરીને મોક્ષાર્થે જનમ પુનિતા આર્યભુમિમાં
નહીં ખોવી આવી તક રહી દ્વિજાતી શરિરમાં
કરી ભક્તીમાર્ગે અસહ પુરૂષાર્થો પ્રભુ પ્રતી
[3]મહામાયાચક્રે થકી ઉગરવું કોટિ કળથી.— ૫૧
મળી જન્મો જન્મે વિષય સઘળા નષ્ટ બનતા
ફરી પાછા બાકી, નહિજ કદિ તૃપ્તી બનવતા
બહૂ પ્રીતી તેમાં ધરી જન વૃથા ચક્ર ભ્રમતા
મહાપુણ્યે આવ્યું મનુષ્યતન એળે ગુમવતા.— ૫૨
દઢાવીને બુદ્ધિ સજડનિયમી બ્રહ્મચરણે
પ્રતાપી તેઓના અતિ વિરલ દષ્ટાંત થઈને
ઉલંઘી મર્યાદા વિષયવિષની, નિસ્પૃહ બની
તરી જાવો પામી ગુરૂમતિ મહામોહજલધી.[4]— ૫૩

---

૧ જન્મ મરણનો ફેર ટાળનારી. ૨ આ આર્યાવર્તજ મોક્ષભૂમિકા છે એમ આથીજ સિદ્ધ થાય છે કે બીજા સર્વ દેશોમાં માત્ર સજડ નીતિ પાળવી અને પાપો માફ કરે એ સ્વાર્થ માટે ઇશ્વરની સ્તુતિ કરવી એવોજ શાસ્ત્રસિદ્ધાન્ત હોય છે. ૩ જન્મ અને મરણ જન્મ અને મરણ એમ પરમાત્માની ભક્તિથી મોક્ષ ન થાય ત્યાં સુધી કરોડો કલ્પ સુધી ચાલ્યાંજ કરે છે ૪ મહા મોહરૂપી જળથી ભરેલો સંસાર.

સ્પૃહા—આશા—તૃષ્ણા—જ્વલન—ભડકા—દુઃખમયતા
ક્રમે ઈચ્છામાંથી વિરહ વધતાં ક્લેશ વધતા
રહી જે આધારે વધીજઈ હૃદે તાપ દમતા
તજ્યે તે ઇચ્છાને તુરત સઘળા ક્લેશ શમતા.— ૫૪
તજીને નિઃશેષે હૃદયગત ઈચ્છા તરૂણીની
વિચારે ના તેનો કદિય કરવો કૌતુક ધરી
શમાવી સૌ તૃષ્ણા જડવિષય ભોગો તરફની
હણી નાંખો શત્રુ સ્મર અતિ હૃદે નિર્દય બની.—૫૫
[1]કહ્યો છે જ્ઞાનીનો મદન નિતનો વૈરી પ્રભુએ
રહે ના કો જ્ઞાનો સ્મરકૃત જહાં આગ પ્રજળે
રજેથી ઢંકાયું દરપણ યથા બિંબ ન ગ્રહે
હણાયેલું કામે હૃદય ત્યમ કો જ્ઞાન ન ધરે.— ૫૬



## ૧૮ दुःखी विधवाओनो उद्धारक उपाय.

( છપ્પય છંદ. )

વિધવા થાતાં નાર બાળકી યુવતી વૃદ્ધા
ઓછીવય અનુસાર ક્લેશ જન ધારે બહુધા
રડયા કુટયા ઉપરાંત વિવિધ પાળે વળી ખાણાં
તજે માંગલિક કામ [2]ક્લિષ્ટ બનવે શુભટાણાં
દુખિયારી કહાડે જીંદગી દુઃખ પડયું સમજી હૃદે
ઘરનાં સૌ હિણભાગી વદી દાઝયા ઉપર ડામ દે.— ૧
નથી ખરૂં તલભાર દુઃખ આ આભ સમાણું
કર્યો કાગનો વાઘ દુઃખ મિથ્યા ઉભરાણું
અજ્ઞાની મળી સર્વ સત્ય ઉલટું સમજાવ્યું
અણસમજ્યે અજ્ઞાન સત્ય સરખું સજડાવ્યું

---

૧ आवृतं ज्ञान मेतेन ज्ञानिनो नित्यवैरिणा । कामरूपेण कौन्तेय दुष्पूरेणानलेन च ॥ भ. गी. ३. ३९ ॥ જ્ઞાનીના નિત્યના વૈરી એવા કામરૂપી દુષ્પૂર અગ્નિએ જ્ઞાનને ઢાંકી નાંખ્યું છે. ૨ ક્લેશથી ભરેલાં.

પણ ભૂલ કરે છે સર્વકો નથી દુઃખ કલેશો જરી
વિષયીને મન મ્હોકાણુ છે જ્ઞાનીમન મંગલઘડી.— ૨

થયો શુદ્ધ સન્યાસ જુઓ વિધવાઆશ્રમમાં
તજી કેશ શૃંગાર ભસ્મ ધારી સહુ તનમાં
[1]શુકલાંબર ધરી અંગ વિષય સહુને પરિત્યાગી
તજી ધન તનથી રાગ હૃદય બનગ્યું વિતરાગી[2]
કરી અનન્ય ભક્તી ઈશિની અલંઘ્ય ભવસિંધુ તરે
નિજમાં પ્રભુનાં દર્શન કરી દુર્લભ મોક્ષગતી રળે.— ૩

અવસર છે બહુ સ્તુત્ય ગણ્યું તદપી દુઃખ ભારી
વિષય ભોગની હાણ કરે હૃદયે ઘા કારી
વિષયીને વૈરાગ્ય કાળ સરખો જોઈ લાગે
ભયથી થથરે કાય હૃદય બળતું બહુ આગે
તજી સર્વ ધૈર્ય કંગાલ થઈ રડે ધ્રૂસકે ગાઢથી
મિથ્યાનો મોહ વિયોગીને ભરે દુઃખના ભારથી.— ૪

પાછળ જન્મો મધ્ય વિષય ભોગવિયા ઝાઝા
તૃપ્તી તોએ નથી છેજ વલવલાટ તાજા
તે સુખનાં નહિં સ્મરણ, છે ન ભોગવિયાં જાણે
મૂઢ થયેલું ચિત્ત તૅય વિષયો ભણી તાણે
સંતોષ કદી થાતો નથી ભોગતૃષા વધતી રહે
માટે બુદ્ધિમત મન થકી તજવા યોગ્ય વિષય લહે— ૫

મન છોડે નહિં વિષય [3]પ્રથમ બાહુરથી તજવા
ભૂસાતાં અભ્યાસ, વીસરે મન તે ભજવા

૧ ધોળું વસ્ત્ર. ૨ સંસારમાં પ્રીતિ વિનાનું વૈરાગ્યવાન. ૩ **तस्मात्त्वमिन्द्रियाण्यादौ नियम्य भरतर्षभ। पाप्मानं प्रजहिह्येनं ज्ञानविज्ञाननाशनम्॥ भ. गी. ३. ४१॥**

**અર્થ**—એ કામ ઇન્દ્રિયો અને મન બુદ્ધિમાં રહે છે માટે હે અર્જુન! તું પ્રથમ ઇન્દ્રિયોને વશ કરીને એ જ્ઞાન અને વિજ્ઞાનનો નાશ કરનારા પાપી કામને મારી નાંખ.

તજી ગયા સૌ વિષય યદા ઈશ્વર ઈચ્છાથી
ગણુવી તેથી શ્રેયહાણુ વિધવાએ, શાથી !
વિષયાર્થે નહિં પણ પતિતણા મરણતણો જો કલેશ છે
કાયમ છે સ્વામી સ્વર્ગમાં નષ્ટ થયો તે વેશ છે.— ૬
નહિં મરનારો કોઇ દેહ તો વસ્ત્ર સમો છે
વસ્ત્ર ઉતારી અન્ય ધારતાં મરે ન પોતે
ઉદક પિંડ લેનાર પુરૂષ છે અભંગ આપે
તજ્યુ સ્થૂળતન જેમ કાંચળી ત્યાગી સાપે
મરશે કો છે જડ કાંચળી સાપ જેમનો તેમ છે
સંબંધમાત્ર છૂટો પડયે મરણ કેમ પામે રજે.— ૭
નહિં મુડદાંનું લગ્ન લગ્ન છે [1]ચેતનદ્વયનું
દેહમાત્ર નહિં યોગ ઐકય છે જીવ ઉભયનું
પતિવ્રતા પતિલોક પામિ પતિસંગ રહે છે
તજતાં ધરતાં દેહ પ્રેમી નહીં જોડ ત્યજે છે
પરદેશગમન સમ મધ્યના દિવસ સ્મરણસુખમાં વહી
સાચાંપ્રેમી જે દંપતી મળે પુનઃ નિશ્ચે કહીં.— ૮
[2]ઋતુઆશૌચ, સગર્ભપણાં, અણધાર્યા પ્રસવો,
ઉછેરવાં સહુ બાળ, સિન્ધુ ભવનો કયમ તરવો ?
અન્ન વસ્ત્ર ગૃહ દ્રવ્ય પ્રજા અરથે નિજમાટે
નિપાવવાં કયમ સકળ, આપ અબળા નિજ જાતે?
ત્યાં જરૂર ન ચાલે એહવી પુરૂષસહાય તણી રહે
જયમ વેલ ચઢે આધારથી ચઢે સ્ત્રી સદા નરબળે.— ૯
લગ્નહેતુ છે એહ ધર્મ ને મોક્ષ જ માટે
નહિજ વિષયને અર્થ શાસ્ત્ર બ્રહ્મચર્ય સ્થાપે
નિત્યકર્મ ને યજ્ઞ વેદ અભ્યાસ સજોડે
ટળી લગ્નથી શૂદ્ર, થાય સ્ત્રી દ્વિજ પતિ જોડે
સત્કર્મબળે પાતિક દહી ધરે પુણ્ય પુરૂષાર્થને
બહુ ઉગ્ર ધર્મટેકોવડે રળે મોક્ષ અધિકારને.— ૧૦

૧ બે ચેતન જીવાત્માનું. ૨ વેગળું બેસવું તે.

દેહધર્મવ્યવહાર સર્વ કરતાં રહી સાથે
ધર્મઅર્થ લહી લગ્ન સ્વામીસેવાજ ઉપાસે
પતિભક્તી દૃઢ ધરી પ્રેમ-રહેણે મન સાંધે
પતિ પ્રભુમાં નહિં ભેદ જાણી [1]આત્માર્પણ સાધે
કરી અનન્ય ભક્તી એ રીતે ભવસાગર સહજે તરે
નહિં અન્યમાર્ગ સ્ત્રીશરિરમાં પતિ શમતાં સાથે શમે.—૧૧

સતી થવાનો ચાલ રાજ્યથી બંધ કર્યાથી,
પતિભક્તીમાં શિથિલ સકળ સ્ત્રીવર્ગ થયાથી,
ધર્મટેક અસ્ખલિત જન્મભર નહિંજ નભ્યાથી,
દિવ્યપ્રેમ પતિલોક ઈચ્છતો નહિં પ્રગટયાથી,
નહિં આજ સતીપદ યોગ્યતા અધિક સ્ત્રીસમૂહે વસે
માટે વિધવાઆશ્રમતણી અગત્ય આ સમયે રહે.— ૧૨

સત્ય પ્રેમ વિણ અન્ય [2]કૃતકસંબંધ ન સાચો
માત પિતા પતિ પુત્ર સર્વનો વ્હાલજ કાચો
દેહ તજી દે જીવ ધરે બીજો જઈ ક્યાંહે
ઘડી ઘડી પલટે સગાં સત્યસગપણ નહિં ક્યાંએ
મ્હોવું કે રોવું કોણને મુસાફરીસંબંધ છે
સ્ટેશન આવ્યે ઉતરી જવું રહ્યાલગી સહુ ફંદ છે.— ૧૩

પતિપત્ની સંબંધ એમ કૃત્રિમ સહુ જાણો
કર્મ પ્રમાણે ગતી પામતો જીવ અજાણ્યો
પુણ્ય તુંબડે તરે પાપ પથરે સહુ ડૂબે
ક્ષુદ્ર પ્રેમસંબંધ દેહ તજતાં સહુ ભૂલે
સહુ દેહ વિષે જૂદા પતિ કાયમપતિ ત્યાં કો રહ્યો
સંબંધ સર્વ કલ્પેલ છે જીવ કોણ કોનો થયો.— ૧૪

સમુદ્ર મધ્યે વહ્યાં જતાં થઈ કાષ્ઠ સજોડે
વહી સાથ કંઈકાળ ભિન્ન પડતાં જળઘોડે

---

૧ તન મન ધન પ્રાણ અને જીવ સુદ્ધાં અર્પણ કરી દેવા તે. ૨ કલ્પિત સંબંધ.

સહુ સંયોગ વિયોગ પ્રાણિયોના એ ન્યાયે
[1]ભ્રમણ તણો નહિં પાર સત્ય નહિં સગાઈ કયાંહે
સહુને તરવું નિજ આપથી, ભ્રમણ ટળ્યાવિણ ના તરે
વિણજ્ઞાન ભ્રમણ છૂટે નહીં, જ્ઞાન ન ત્યાગવિના ઠરે.—૧૫
માટે શાસ્ત્ર પ્રમાણ ત્યાગ વિધવાને આપે
પૂર્ણ ચાહી કલ્યાણ સર્વસન્યાસજ સ્થાપે
મૃગજળ સમ સહુ વિશ્વ ભોગ સહુ સ્વપ્ન સમાણા
મિથ્યામાં નહિં સત્ય, જાણી સપડાય ન શાણા
સહુ વિનાશી મધ્યે [2]અમર જે [3]સત્યપ્રાપ્ય સહુ જીવનું
તે કર્મ ભક્તિ વિજ્ઞાનથી પામી બંધ રહિત થવું.— ૧૬
વિધવાલગ્ન પ્રચાર થવા મુરખા કોઈ ચાહે
[4]વિષયરાગહત ચિત્ત [5]ભોગનિગ્રહ ન સહાયે
યૌવનનો ઉપયોગ ગણી ભોગોને માટે
પતંગવત જઇ બળે ભોગ દીપકમહિં જાતે
પડી વિષયજ્વાળ ઉપદેશતા ઝંપલાવવા અન્યને
વ્યસની જ્યમ વ્યસન વધારવા અફિણ મદ્ય પાડે ગળે.—૧૭
રાજ્યકાર શ્રીજીતમુલકના અત્ર થવાથી
વિષમાત્રનું [6]પ્રાપ્યપણું તેમણે ગણ્યાથી
માયાકેરી ભભકમધ્ય અંજાઇ ગયેલા
મૂર્ખ ચ્હાય અનુકરણ વર્ધવા વિષના વેલા
બહુજન્મ રાગ વિષયે ધરી અતૃપ્ત આજલગી રહ્યા
અતિદુઃખ ત્રાસ ભય ક્લેશને સહન કર્યા જઇ ના ડગ્યા.—૧૮
નહિં તૃષ્ણા અળપાય જાય વધતી ભોગોથી
રાગબંધ સજડાય અર્થઇન્દ્રિય યોગોથી
પુનઃ જન્મ ને મરણ પુનઃ રોગાદિક ત્રાસો
વિષયઅપ્રાપ્તિ, યત્ન, વિઘ્ન, ભય, વિયોગ, નાશો,

૧ ચોરાસી લક્ષ યોનિના ફેરમાં અનંતવાર ફર્યાં કરવારૂપી ચક્રભ્રમણ. ૨ અવિનાશી પરમાત્મા. ૩ સાચી પામવાયોગ્ય વસ્તુ. ૪ વિષયોની પ્રાપ્તિ વડે ચિત્ત જેમનું હણાયેલું છે એવા. ૫ ભોગનો અટકાવ. ૬ પામવાયોગ્યપણું

વિધ વિધ પીડનનાં દુઃખને સહી કોટિ જન્મો વડે
હજિએ નત્ર છોડે ખ્યાલને મોહતિમિરભુરકી ભ્રમે.—૧૯
ભ્રમથી માન્યો વ્હાલ સ્થૂળ વિષયોપર મૂઢે
સુખ પ્રાપ્તીનો યોગ જેહ આધીન ન મૂળે
અર્થ, ઇન્દ્રિયો, દેહ, થકી સુખ નાજ નિકળતું
આત્માનું સુખરૂપ થતાં સ્થિરચિત્ત પ્રગટતું
પણ દેહ દ્વારથી પ્રગટતાં વ્હાલ દેહ ઊપર ધર્યો
જયમ ભોગ દ્રવ્યથી ઉપજતાં પ્રેમ દ્રવ્ય સાથે કર્યો.—૨૦
દેહ ઉપર નહીં સ્નેહ કામીઓ ભૂલ કરો છો
કાંકે [1]શવપર સ્નેહ કોઈ ના રજે ધરો છો
વ્હાલમૂળ આત્મતા પ્રેમ આત્માપર થાતો
સાધનરૂપી દેહ તેહ અમથોજ ગણાતો
જે પર બહુ પ્રેમ લળીજતો [2]કેન્દ્ર પ્રીતિનું જે ઠરે
તે [3]જીવભૂત આત્મા અમર નહિજ તેહ જન્મે મરે.—૨૧
જીવપણું વાસનાબંધથી બન્યું રહે છે
ગણી વિશ્વને સત્ય ભોગઆનંદ ચહે છે
ઘોરદુઃખ નહિં ગણી અલ્પસુખ જમાં કરે છે
જયમ અતિમાર ન ગણી સ્પર્શરસ પશુ ગણે છે
એ મૂર્ખપણું અજ્ઞાન છે જન્મમરણ ચલવ્યાં કરે
કાયમ રાખી નિજ ભિન્નતા નાજ કદી પ્રભુમાં ભળે.—૨૨
સહુને નિજનિજ અલગ બંધ અજ્ઞાન તણો છે
કર્મ ભક્તિ વૈરાગ્ય જ્ઞાન બળ નષ્ટ થવો છે
સહ અભ્યાસી સર્વદંપતી મોક્ષપથિક છે
જોડ ભંગ જયાં થાય જરૂર ધૈર્યની અધિક છે
કામાદિક ષટ શત્રુ થકી રહિ અસ્પૃષ્ટ બચે સદા
વૈરાગ્યશસ્ત્ર ધારણ કરી યતિપંથેજ વહે તદા.— ૨૩
વિધવાને નિજગૃહે ઉચ્ચઆશ્રમની જાણી
મોક્ષમાર્ગની પથિક સર્વન્યાસેજ પ્રમાણી

---

૧ મુડદા ઉપર. ૨ મધ્યબિંદુ–પ્રીતિનું સર્વસ્વ. ૩ જીવરૂપ થઈ રહેલો.

ત્યાગી સમ વ્યવહાર રાખવો વિધવા સંગે
બતાડવું [1]સદભાગ્ય વખાણી ત્યાગ ઉમંગે
સંસારીની પંક્તી થકી ઉચ્ચ વંદ્ય તેને ગણી
સન્યાસી સમ આદર દઈ [2]ક્ષુદ્રભાવ દેવો હણી.— ૨૪
ભક્તિ જ્ઞાન વૈરાગ્ય વિના કરવી નહિં વાતો
[3]કાંકે શ્રવણવિચાર ભાત્ર હૃદયે તે છાતો
સંસારી સ્ત્રી પુરૂષ જતાં વિધવાની પાસે
નાજ ઉચરવો શબ્દ કોઈ વ્યવહારીક વાતે
પરમાત્મશરણ દૃઢભક્તિને ધર્યે થતા કલ્યાણને
વદતાં સ્તવવું સદભાગ્યને રળે જેહ એ લ્હાણને.— ૨૫
પૂર્વસ્ત્રિયોનાં જ્ઞાનભક્તિ દૃષ્ટાંતો આપી
વધારવો ઉત્સાહ સાધને પ્રમાદ કાપી
સર્વ પ્રકારે સત્રડ આપવી ભવજળ તરવા
સંત સમાગમ વિષે પ્રેરવી જ્ઞાન સમજવા
સત્સંગ મહાત્મ્ય જણાવવું ગુરૂ ગોવિંદ સમાનતા
ગુરૂચરણે પ્રેમ ધરાવીને સેવાધર્મ બતાવવા.— ૨૬
સત્સંગે અળપાય સર્વ અજ્ઞાન વિચારો
માટે નહિં વારવું કર્યે સત્સંગ વધારો
કોટિ જન્મનાં પાપ સંત બાળી દે પળમાં
ભેદ ભ્રાન્તિને હણે જ્ઞાનબોધે ઝટ કળમાં
ત્યાં શંકાઆડચ ન નાંખવી સંતગુરૂ સેવા ધર્યે
ઉલટું મેળવવા સંતને કરવી મદદ યથા બન્યે.— ૨૭
અલ્પદુઃખ સહુ અન્ય દુઃખ આ અસહ્ય ભારે
વિધવાને નિજસગાં સંતસંગતથી વારે

---

૧ અમે સંસારમાં પચેલાં કલ્યાણના માર્ગમાં કાંઇ પ્રયાણ કરી શકતાં નથી અને તમે પ્રભુનાં જન થયાં માટે તમે ભાગ્યવાન છો એવી રીતે. ૨ રાંડી-રાંડપણાને હલકટ ભાવ. ૩ સાંભળેલા ઉપર થયેલો વિચાર તેવા ભાવની છાપ હૃદયમાં બેસાડે છે.

શુભેચ્છકો કહેવાઇ અશુભ કરતાં તે કેવાં
ભવતારક જે વ્હાણુ બેસવા નવ દે તેમાં
અટકાવાને વિષયીપણું અલભ્યજ્ઞાન વિમુખ કરે
શિવરૂપ નિરંજન સંતમાં વિષય તણી શંકા ધરે.— ૨૮
મૂકી ખુલ્લાં દ્વાર, મારતા ખાળે ડુંચા
[1]ભક્તિ જ્ઞાન નવ ગણી જુએ આચારજ બુંઠા
વિષયી ગૃહીયો પાસ શુણાવે વિષયી વાતો
ઉખાડીને વૈરાગ્ય કરે શૃંગારજ તાતો
પુષ્ટી મળતી વ્યભિચારને ઉલટી સંત વિમુખપણે
માટે સંગત સાધુ તણી અગત્યની સુજ્ઞો ગણે.— ૨૯
વિષય પથમાં વહે જેહ વિધવાઓ આજે
સહુ કરૂણાને પાત્ર અજાણ્યે આવે વાજે
સંસારી સ્ત્રી પુરૂષ તણો સહવાસ થવામાં
કુસંગથી પ્રગટાય દુષ્ટ વાસના હૃદામાં
વિષયોનાં નિત્ય વખાણને શ્રવણ કર્યે વિષયી કને
ક્રમથી વૈરાગ્ય ભુસાઇને મન [2]લોલુપ વળતું બને.— ૩૦
સંતસમાગમ રામબાણ છે ઉપાય એનો
તજી [3]ગૃહીનો સંગ એજ કરવો સહુ પ્હેલો
સાપ કાંચળી પઠે મોહ ઉતરી મિથ્યાથી
ઉલટે પ્રભુમાં પ્રેમ ચિત્ત હરિચરણ ઠર્યાથી
નિત જ્ઞાનબોધ હરિભજનમાં લીન રહે હરિપદ વિષે
ગુરૂ સંત હરિ કિરપા થતાં ભવસાગર [4]ગોપદ દિસે.—૩૧

---

૧ ભક્તિ અને જ્ઞાન જ્યાં નથી ત્યાં એકલા બુંઠા આચાર પાળ્યાથી શું વળવાનું છે ? માટે જેનાથી કલ્યાણ થવાનું છે એવાં ભક્તિ અને જ્ઞાનને જ મુખ્યત્વે કરીને જોવાં જોઇયે, દેહધર્મની વાત બીજે નંબરે છે. ૨ લાલચુ.

૩ ગૃહસ્થાશ્રમી સ્ત્રી પુરૂષોનો—સંસારીઓના સંસર્ગથીજ વિધવાઓને કલંકને પાત્ર થવાનો સમય આવે છે માટે તેમનો સંગ બિલકુલ તજી દેવો.
૪ ગાયના પગલામાં પાણીનું ખાબડું ભરાયું હોય એવો.—શ્રી સંતગુરૂ મહારાજની કૃપાથી બીજાંને દુસ્તર છે અને માંહેથી કોટિ કલ્પ સુધી નીકળાય એવું નથી એવો ભવસાગર મુમુક્ષુને સેલથી તરી જવાય એવો થઇ જાય છે.

અચિન્ત્ય ચિન્તન તજે અકાર્ય સ્મરણ સહુ રોધે
[1]અધ્યાસે પ્રગટેલ સ્ફુરણ વિરમાવે બોધે
સમસ્ત દૃશ્યવિચાર હણે [2]વૈરાગ્યકૃપાણે
પૂર્વસ્મરણ મન મધ્ય ઊઠતાં તુરત વિલાવે
સંકલ્પ સર્વ શમવી હૃદે નિશ્ચલ મન ક્રમથી કરે
પરમાત્મપદેજ વિલાવતાં અભેદ્ય બંધ તુરત ગળે.— ૩૨

## ૧૦. પતિવ્રત.

( શિખરિણી વૃત્ત. )

વધૂના જે ધર્મો પતિવ્રત કહેવાય સઘળે
શુણે છે સૌ નામે પણ ન જરી જાણે અનુભવે
ઘણાં તો ના જાણે પતિવ્રત થકી શું સમજવું
કરાયે શું જેથી પતિવ્રત પળાયું જ ગણવું.— ૧
મનુષ્યો આઝાં તો શિયળવ્રતને કૂહે પતિવ્રત
પળાયું જો કોથી શિયળ થઈ કૂહેવાય પુનિત
વ્રતો એ બેમાં કૈં ફરક ન રહ્યો આ સમયમાં
નથી શ્રદ્ધા કોની પતિવ્રત તણા દિવ્ય બળમાં.— ૨
વ્યભીચારે વૃત્તી કદિ પણ નહીં તે શિયળ છે
[3]પતિપ્રાયા રેવું પતિવ્રત તણો એ નિયમ છે.
કળી આ કાળામાં શિયળ પણ પાળે ન રમણી
મહા આ દુઃસાધ્ય વ્રતતણી તહાં તે કશી કથા.— ૩
મહાસત્તાઓ જે અસલ સતીઓ પ્રાપ્ત કરતી
ગઇ સૌ લોપાઇ સ્મરણવિષયે માત્રજ રહી
મને શબ્દે કાયે [4]અવિહિત કદી તે ન કરતી
સ્રીયોને તે સત્યે થતી મહદસિદ્ધી વચનની.— ૪
તપસ્વીઓ મોટા અતિ મહત યોગીન્દ્રજન જે
ઘણાકાળે પામે અતિશ્રમથી ઐશ્વર્યબળને

૧ દૃઢ અભ્યાસ બળથી. ૨ વૈરાગ્યરૂપી તલવારથી. ૩ પતિ પરાયણ—પતિમય.
૪ શાસ્ત્રની આજ્ઞા વિરૂદ્ધ.

અનન્યે ભાવેથી પતિની નવધા ભક્તિ કરતે
બહુ થોડા કાળે મળતુ બળ તે નારીજનને.— ૫
મળે છે શાથી એ અતુલબળ સ્ત્રીને પતિવ્રતે
અજાણ્યાં હોવાથી પતિવ્રત થકી, કોઇ ન કળે
પતીભક્તી કેરૂં વ્રત ન સરખું અન્ય વ્રતના
[1]યમાદીને સાધે અવર વ્રત આ તો હરિકૃપા.— ૬
ભજે જેવી રીતે ભગતજન મૂર્તિ હરિતણી
પતીમૂર્તિ સ્ત્રીએ પ્રગટહરિને જાણી યજવી
પ્રભૂ પોતે તેના પ્રગટપતિરૂપે અવતરી
કૃપા કીધી સેવા ગ્રહણ કરવા દાસીજનની.— ૭
પતીમાં કો કાળે નથીજ કંઇએ દોષ વસતો
જણાયે સ્ત્રીને કો તદપિ ગુણ તેનેય ગણવો
બધીએ આજ્ઞાઓ પતિતણી ચઢાવી શિરપરે
ન [2]યોગ્યાયોગ્યત્વે કદિ મન વિચારે જરિકએ.— ૮
કદાપી શાસ્ત્રાજ્ઞા થકી પતિ વિરોધીકૃતિ કહે
તદા તેણી વેળા તુરત કરવું તેજ ચહીને
ન પૃચ્છા કો કાળે કરવી "કયમ આવું પતિ કહ્યું"
પતિ બોલ્યા તે તો જગપતિજ બોલ્યા સમજવું.— ૯
કહું સંક્ષેપેથી સ્વરૂપ પતિસેવા વિધિતણું
કુલીનાસ્ત્રી તેને સમજિ વ્રત માંડે સ્વપતિનું
નડે જે મર્યાદા વ્રતવિષયમાં તે પરિત્યજી
મુકી સર્વે બાધો નિડર મનથી ભક્તિ કરવી.— ૧૦
કદી લજ્જા આણી મન ન કરવું [3]સંકુચિત ત્યાં
ભલે જોતાં સર્વે નિજ [4]અનવધી ભક્તિ પતિમાં
ભલે ચેષ્ટાઓ કો મુરખજન વાતો પણ કરે
જરા ના સંકોચી મન પતિવ્રતા નિર્ભય રહે.— ૧૧

---

૧ બીજાં વ્રત યમ નિયમને સિદ્ધ કરાવવામાં મદદગાર થાય છે. ૨ વ્યાજબી ગેરવ્યાજબીપણાના સંબંધમાં. ૩ બીકેલું. ૪ અપાર ભક્તિ.

બધા લજ્જા આદી ડરકણુ વિકારો મનતણુા
તજીને નિઃશેષે લદબદ થવું ભક્તિરસમાં
બધી સેવા નિત્યે શરમ તજી હસ્તેજ કરવી
ન લેવી કો કાળે ગૃહમનુષ્ય કે નોકર થકી.— ૧૨
ગણીને સ્વામીને મનથી જીવનાધાર નિજના
સદા પ્રાણોથીએ અધિકતર વ્હાલા સમજવા
સમર્પી તેઓને હૃદયથકી સર્વસ્વ નિજનું
સદા સાચાપ્રેમે સ્વપતિપરિચર્યારત થવું.— ૧૩
ઉઠી શૈયામાંથી છઘડી રજની શેષ રહતાં
પદો વંદી પ્રેમે દરશન કરીને પતિતણાં
સ્તુતી ગાવી પ્રીતે જગપતિજ પોતે પતિ લહી
પછી સાષ્ટાંગેથી નમન કરવું ભક્ત મતિથી.— ૧૪
અટોપી શૌચાદી સકળ વ્યવહારો શરિરના
થવું સ્વામી કેરા પરિચરણમાં હાજર તદા
બહૂ પ્રેમે [1]શોળે વિહિત ઉપચારો યજનના
કરી પૂરેપૂરા ક્રમથી અનુસારે સમયના.— ૧૫
સજી સર્વે સાજો જરૂર પડતો નિત્યકૃતિમાં
પછી આજ્ઞા માગી નજર કરવી પાકકૃતિમાં
બહૂ સંભાળીને વખતસર તે સિદ્ધ કરવું
ઘણા હર્ષે સ્વામી સમિપ જઇ નૈવેદ્ય ધરવું.— ૧૬
જમાડી સ્વામીને અવર સહુને ભોજન દઇ
વિશુદ્ધીને માટે વિવિધ મુખવાસો સમરપી
કરેલું સ્વામીને અરપણ સુનૈવેદ્ય જમવું
પછી સેવા અર્થે પતિચરણમાં હાજર થવું.— ૧૭

૧ ષોડશોપચાર પૂજા–**आसनं स्वागतं पाद्यं अर्घ्यमाचमनीयकं । मधुपर्काचमस्नानं वसना भरणानिच्च ॥ गंधपुष्पे धूपदीपौ नैवेद्यं वंदनंतथा ॥** ૧ આસન, ૨ સન્માન, ૩ પાદ્ય, ૪ અર્ઘ્ય ૫ આચમનનું પાણી, ૬ મધુપર્ક, ૭ આચમન, ૮ સ્નાન, ૯ વસ્ત્ર, ૧૦ ઘરેણાં ૧૧ ગંધ, ૧૨ પુષ્પો, ૧૩ ધૂપ, ૧૪ દીપ, ૧૫ નૈવેદ્ય, ૧૬ વંદન. એ સોળ પૂજાના ઉપચારો છે.

કદાપી કો સેવા પતિ ન ચહતા હોય નિજની
તદા તે સેવાને નહિજ કરવી આગ્રહ કરી
પતીને જે વ્હાલું ગણીજ નિજ વ્હાલું મનથકી
સદા તેને ચ્હાવું બહુજ ગમવીને હૃદયથી.— ૧૮

અભિપ્રાયો જે જે પતિહૃદયના તેજ નિજના
ગણી કો હોયે જો વિપરિત મતો દૂર કરવા
પતીથી કો રીતે મત કદિજ જૂદો મન વિષે
ન છાનો એ રાખી હૃદય કરવું ભિન્ન જરિએ.— ૧૯
બની [1]સ્વામીપ્રાયા હૃદયહૃદયો એક કરવાં
ન કોઈ ભેદોને કદિજ મનમાં રાખી રહવા
પતી તે હું ને હું પતિજ જરીએ અંતર નહીં
લહી એવું ચિત્તે પતિમય થવું ઐક્ય સમજી.— ૨૦

મહાપ્રેમે તેનું હૃદય પતિરૂપે થઇ રહે
ખરી પ્રીતી રૂહેણે રસિત મન ત્યાં અર્પણ બને
અહંતા સુદ્ધાં તે પતિમહિં નિવેદીત બનતી
મહા પ્રેમોદ્‍ગારો [2]અતિવપ્રણયાવિષ્ટ વદતી.— ૨૧
પતી અર્થે જન્મી પતિજ અરથે દેહ ધરિયો
પતીસેવા અર્થે જીવિત લગીનો કાલ કરિયો
પતી અર્થે જીવું પતિ જયમ ચહે તેમજ વહું
મરૂં તેના અર્થે પતિજ ધન છે સત્ય મુજનું.— ૨૨
પતી તો છે વ્હાલા અતિશય મુને પ્રાણથકી એ
પતી આત્મા મારા પતિ જિવનઆધાર કહિયે
પતી પોતે વિષ્ણુ પતિશિવ ગણાધીશ પતિ છે
પતી સાક્ષાદ્‍ બ્રહ્મન્ સભર ચિતિ આનંદ ઘન છે.— ૨૩

ભરાતું આનંદે હૃદય મુખ ન્યાળી પતિતણું
કરાતું ઉત્સાહે [3]પ્રણયરસમાં કાર્ય બમણું

૧ સ્વાગીપરાયણ. ૨ ઘણા પ્રેમના આવેશમાં આવી જઇને. ૩ પ્રેમ-રસની લેહેજતમાં.

ફુલાતું હૈયું:આ સ્મરી ગુણ કૃતિ પ્રીતિ પતિનાં
[૧]લજાતું તે દૃષ્ટિ પતિની નિજની એક મળતાં.— ૨૪
પતીમાં છે સાચી સબળ મુજ આસક્તિ મનની
નહીં [૨]અન્યાશ્રે છે સકળ મુજ છે આશ્રય પતિ
રહું છું નિત્યે હું પતિસહ મહાઐકય રચતી
મહાપ્રેમો કેરા અસહ ઉભરામાં નિમજતી.— ૨૫
બધા દેહાધ્યાસો પતિપ્રણયમાં લુપ્ત બનતાં
સ્વભાવેથી થાતી સહુ તનક્રિયા વિસ્મરણમાં
ન જાણું હું કયારે કઇ તનક્રિયા કયાં કયમ થઈ
તથાપી તે થાતી નિયમસર ને [૩]અસ્ખલનથી.— ૨૬
જતા સ્વપ્નો જેવા પતિસ્મરણમાં રાત્રી દિવસો
છકીજાતો ચાલે ભરપટ નિશો પ્રેમરસનો
મહા આનંદોમાં અમૃતમય સૌ જીવન બન્યું
કૃપા સ્વામીનીથી સફળજ થયું દેહ ધરવું.— ૨૭
સદા એવી રીતે સતત [૪]નવધા ભક્તિ કરતાં
અનન્યે ભાવેથી રહી સજડ [૫]સંલગ્ન પતિમાં
પ્રભાવે ભક્તીના ઉદય થતી "સાચી સમજ" ત્યાં
બધુંએ જાણીને પતિજ પતિ શામે સ્વપતિમાં.— ૨૮
લહાતાં સાચું તે સ્વરૂપ પતિનું [૬]અવ્યય [૭]વિભુ
જતો ઊડી સંધો દ્વિતીયભ્રમ એકત્વ બનતું
લહેવા જે યોગી અમરહરિ અભ્યાસ કરતા
લહાતું હેલામાં સ્વરૂપ પ્રભુનું તેજ પતિમાં.— ૨૯
મહાઐકયે બાળી પતિસહ શરીરો, [૮]ત્રિદિવમાં
ગયેલી છે આર્યા પતિવ્રતબળે સ્વામીસહમાં

૧ પતિની અને મારી નજર એક થતાં હ્રદય શરમાય છે. ૨ બીજો આશ્રય–માણસ કે દેવનો આશ્રય. ૩ ભૂલચૂક પડ્યા વગર ૪ ગુણોનું શ્રવણ, કીર્તન, સ્મરણ, ચરણ સેવા, પૂજા, પ્રણામો, દાસી ભાવ, મિત્રભાવ, અર્પણ થઈ જવું તે, એમ ભક્તિના નવ પ્રકાર છે. ૫ જોડાયેલાં. ૬ અવિનાશી. ૭ વ્યાપક. ૮ સ્વર્ગમાં.

કઈ તેથી આગે પતિસહ ગઈ [૧]બ્રહ્મસ્થળમાં
વળી [૨]બ્રહ્મીભૂતા થઈગઈ કઇં અન્ય વિરલા.— ૩૦
સ્ત્રિયોએ કાઢ્યું છે ભરતભુમીનું નામ જબરૂં
વ્રતો ભારે ધારી તપચરણ કીધુંજ અઘરૂં
મહાસત્યો પાળી પુનિત કરી છે આર્યભુમિને
ચઢાવી આકાશે પતિવ્રત તણી ધર્મધ્વજને.— ૩૧
ઉલંઘી મર્યાદા નિજવ્રતથી સામર્થ્યબળની
જણાવી છે સંઘે અતિઅતુલ મોટાઇ વ્રતની
ગજાવ્યો છે ડંકો અચળમહિમાનો જગતમાં
વિદેશે કીધી છે જગતઇતિહાસે અમરતા.— ૩૨
ચુડાલા સાવિત્રી જનકતનયા દ્રૌપદીસતી
વિગેરે ઝાઝી છે પતિવ્રતતણી જે ધુરધરી[૩]
ગણાતી લોકોમાં [૪]વિમતિઅબળા તે તપબળે
સેવારે ઊઠીને સ્મરણ કરવા યોગ્ય થઈ છે.— ૩૩
અહો શાં ભારે છે પતિવ્રત પ્રતાપો પ્રબળતા !
ગ્રહી જેને પામે તરૂણીજન સ્હેજે અમરતા
ધરી ભારે ટેકો વ્રતતણી રચ્યાં દિવ્યબળને
પ્રણામું છું આર્યા ! [૫]મુદિતહૃદયે ધન્ય તમને.— ૩૪



## २० पातिव्रता प्रेमस्तवन.

( પદ—હરિભજન થકી છોટા હોય તે સહુથી મોટા થાય-એ લય )

હે પતિ પરમેશ! પૂરણ પુણ્ય થકી હું તમને પામી.
પ્રભુ આપ વરી, જન્મ સકળ મુજ સફળ થયો છે સ્વામી.-ટેક.

છો દીનતણા પ્રભુજી દાતા, શરણાગત જનના છો ત્રાતા,
મુજ રંકતણા પાલક [૬]ધાતા.- હે પતિ પરમેશ— ૧

સદગુરૂ છો પ્રભુ મુજ શિષ્ય તણા, ભર્તા મુજ દીન અબળ જનના,
છો [૭]જ્ઞેયધ્યેય મુજ ભકત તણા- હે પતિ પરમેશ— ૨

---

૧ બ્રહ્મલોકમાં. ૨ સ્વયં બ્રહ્મસ્વરૂપે. ૩ પતિવ્રતમાં આગેવાન. ૪ હા-નીએ બુદ્ધિવાળી સ્ત્રી જાતિ. ૫ આનંદિત હૃદયથી. ૬ આશ્રય આપનાર. ૭ જાણવા યોગ્ય અને ધ્યાન કરવા યોગ્ય.

ગુણ આપતણા હું શું વરણું, કયાં મેરૂ આપ કયાં હું તરણું,
મનમાંજ સમજી આનંદ લહું.- હે પતિ પરમેશ— ૩

વ્યવહાર જ્ઞાન મુજને અરપ્યું, છે નીતિશાસ્ત્ર શિખવ્યું સઘળું,
વૈદ્યક પણ ઘટતું ઉપદેશ્યું.- હે પતિ પરમેશ— ૪

જે ભગિની સુતા વધૂ માત તણા, ગુરૂ કનિષ્ટ જન પ્રતિ ધર્મ હું ના,
તે સર્વ યથાવત મુજ જણવ્યા.- હે પતિ પરમેશ— ૫

પરમેશ્વર એક બધે ગણુવ્યા, મુજમાં પતિમાં સહુમાં જણવ્યા,
હૃદયે લહવા મારગ શણવ્યા.- હે પતિ પરમેશ— ૬

એ વગર જ્ઞાન આપ્યું મુજને, નિત શાસ્ત્ર પુરાણ બોધ દઈને,
બહુ શ્લોક વાત ટુચકા કહીને.- હે પતિ પરમેશ— ૭

જો ચૂક થાય સમયે મુજની, પ્રભુ દાખવતા તે તૂર્ત તહીં
એ વિધ વ્હેતી સન્માર્ગ કરી.- હે પતિ પરમેશ—. ૮

બદલો શો આનો થાય હુંથી, ઉપકાર વાળવા શકત નથી,
છું કિંકરી આપ ચરણરજની.- હે પતિ પરમેશ.— ૯

શી ભાગ્યશાળી હું છું જગમાં, કરૂં કંઈ વખાણ મુજ સુકૃતનાં,
જે દૈવીસુખ મુજ પ્રાપ્ત ઈહાં.- હે પતિ પરમેશ— ૧૦

કંઈ ઢોળ ફોડ થાયે મુજથી, કદિ અજાણતાં કે ગફલતથી,
પણ શબ્દ કહ્યા નથી ઉચ્ચ જરી.- હે પતિ પરમેશ— ૧૧

ઉલટું [1]આશ્વાસન કરી મુજને, કહે ભૂલ મનુષ્ય થકીજ બને,
હાવે પછી કરજે કાળજીને.- હે પતિ પરમેશ— ૧૨

સત્સંગ આપનાથી મનના, દુરગુણ સહુ લય પામ્યા મુજના,
સદગુણ હૃદયે દૃઢ જામી ગયા.- હે પતિ પરમેશ— ૧૩

દુઃખરૂપ ભવસાગરને પ્રભુએ, સુખરૂપ કરીદેખાડયો નજરે,
સહુ દુઃખ માત્ર અજ્ઞાન જ દે.- હે પતિ પરમેશ— ૧૪

નમી નમી વર યાચું છું એવો, મુજ નયન સમીપ સદા રહેજો,
પ્રેમામૃત મુજ નિતનિત દેજો.- હે પતિ પરમેશ— ૧૫

૧ દીલાસો આપીને-સાન્ત્વન કરીને.

દાસીજન આપ તણી થઈને, રહું જન્મ જન્મ ઇચ્છા મુજને,
કરવા તે પૂર્ણ સમર્થ તમે- હે પતિ પરમેશ— ૧૬
નિત અખંડ આપપદે રહીને, અળગાં ન થવું જ પડે કદિયે,
એવું પદ અક્ષય દ્યોજ મુને.- હે પતિ પરમેશ— ૧૭



## २१ श्री [1]प्राणलाल माहात्म्य कथन.

( દોહરા. )

શિવસ્વરૂપમાં થઈ ગયા, દુનિયાંમાં નરરત્ન
**પ્રાણુલાલ** નામે પુરૂષ, મહુધા નામે વત્ન.— ૧

**હીરાલાલ**ના સુત હતા, જ્ઞાતી નાગર જાણુ
વડનગરાની કોમમાં, મજમુન્દાર પ્રમાણુ.— ૨

ઉગે ઘણા બહુ આથમે, મહાવિશ્વ મોઝાર
પંડિત પૂર્ણ પરાક્રમી, જ્ઞાન ગુણોનાં જહાજ.— ૩

ગુણિજન વિણ કો નજરમાં, કિંમત નહીં જરાય
અમૂલ્ય હીરો હોય તે, ઝવેરીથી પરખાય.— ૪

અનેક હીરા જગ વિષે, ઉપજીને અળપાય,
પરખ વિના ખુદ રત્ન પણુ, કાચમૂલ્યમાં જાય.— ૫

સાત્વિક ઘણા સુશીલ તે, નિર્મળપ્રેમ સમેત
વિના સ્વાર્થ પણુ સૌ પરે, સમાન જેનું હેત.— ૬

ઉદારતાની હદ નહીં, દીલ ભારે દરિયાવ
સત્ય ધર્મ ધારી સદા, પૂર્ણ ઈશ્વરી ભાવ.— ૭

---

૧ **મજમુન્દાર પ્રાણુલાલ હીરાલાલ** સંવત ૧૮૯૧ ના પોસ માસની કૃષ્ણુ પંચમી ને વાર રવિ એ **શ્રી અંબાજી** નામનાં માતુશ્રીના ઉદરથી પ્રગટ થયા અને ૬૭ વરસનું પુણ્ય જીવન ગાળી સંવત ૧૯૫૮ ના પોસ માસની કૃષ્ણુ પંચમી એ વિદેહ થયા. તેમના સહવાસમાં આવેલા સર્વ સજ્જનોને તેમના ઉજ્વળ સદ્‌ગુણો અને ગંભીર જ્ઞાનવિચારની માહીતી છે. તેમને સર્વ કોઇ મહાત્માજ ગણુતા. તેમના સ્વરૂપનું સત્ય ચિત્ર આ કાવ્ય આપે છે.

દેહ વિષે મમતા નહીં, ધરતા દૃઢ વૈરાગ્ય
સદા આત્મસુરતા વિષે, [1]દૃષ્ટ થતા મહાભાગ[2].— ૮
કર્મયોગ સહ જાણતા, જ્ઞાનસમજની રીત
સંયમ કેરી પ્રક્રિયા, વર્ણવતા ક્રમ રીત.— ૯
નિયમ બધા સ્વરશાસ્ત્રના, હતા તેમને જાણ
સૂર્ય ચંદ્ર ને તત્ત્વનાં, જોતા સર્વ પ્રમાણ— ૧૦
જોઈ સર્વ સ્વર તત્ત્વને, કરતા સઘળાં કામ
પણ ના ફેરવતા સ્વરો, [3]સરખું ગણી તમામ— ૧૧
નિવૃત્તીના સમયમાં, જ્ઞાન સૂક્ષ્મ ગંભીર
મને ઘણું શિખવાડતા, ધરી હૃદય બહુ પ્રીત.— ૧૨
હૃદય તેમના આંકડા, સ્પષ્ટ રહ્યા કોરાઈ
દુનિયાં માટે ટુંકમાં, વદવા યોગ્ય જણાય.— ૧૩
કહ્યું આપણે આતમા, નહીં આપણે જીવ
દેહ ઈન્દ્રિયો જગત તે, જૂઠું છે જ સદૈવ.— ૧૪
[4]સહુઘટ આતમ એક છે, [5]પંચતત્ત્વ પણ એક
મનબુદ્ધી પણ એક છે, સ્વભાવ સુરત અનેક.— ૧૫
નહીં આપણે પંથ કો, એકજ દેવ બધેજ
[6]વાડા અજ ઘેટાં તણા, સિંહ વાઘ નહીં છેજ.— ૧૬
આત્મા [7]ચીની હરિ ભજી, ઉદ્યમ કરીને ખાય
વાળ નહીં વાંકો કદા, કોથી કરી શકાય.— ૧૭

---

૧ દેખવામાં આવતા-હમેશાં અંગવસ્ત્રથી પગ બાંધી ઢીંચણમાં કોણીઓ મૂકી મીચેલાં નેત્રથી ધ્યાનસ્થ જોવામાં આવતા. ૨ ભારે માહાત્મ્યવાળા. ૩ પ્રારબ્ધિથી આવતાં સુખ દુઃખ ભોગવી છૂટવાં, અનાયાસે ઉપાયો આવી મળે તે કરવા, પણ તેમને ફેરવવાના ખાસ પ્રયત્નમાં રોકાવાની જરૂર નથી કેમકે તેઓ પોતાની મેળેજ આવે જાય છે, બોલાવ્યે આવે નહીં અને કાઢયે જાય નહીં એવાં તેઓ છે એમ તેમનો નિશ્ચય હતો. ૪ સર્વે શરીરોમાં. ૫ પૃથ્વી–જળ–અગ્નિ–વાયુ અને આકાશ એ પાંચ તત્ત્વોનું આ સંપૂર્ણ જગત રચાયું છે. ૬ ઘેટાં બકરાંનાજ વાડા હોઇ શકે છે વાઘ સિંહના ક્યાંહિં વાડા નથી.–પરમાત્મા સર્વ અનંતકોટિ સૃષ્ટિયોનો એકજ છે તો પછી નામ અને રૂપ ગુણના ફેરથી તેમને જુદા ગણાવી ઢોંગીઓ પંથ ચલાવી રહ્યા છે તે કેવળ ધતીંગ છે એ સ્પષ્ટજ છે. ૭ ઓળખી.

કયાં ખોળે હર બારણે, હર છે અંતર માંહ્ય
[1]મોહ મમતની આડ્યથી, સૂઝે નહીં જરાય.— ૧૮
કરોળીયાના તાર સમ, એકતાર મન થાય
[2]લક્ષસુરત છૂટે નહીં, દર્શન ઈશ પમાય.— ૧૯
અંતરવૃત્તી વાળીને, વિચાર કરીને શાન્ત
શિવ જોવા હૃદયે સદા, બેસી દ્દઢ એકાન્ત.— ૨૦
પ્રગટ થતાં દર્શન તદા, [3]ભવભાવટ ટળી જાય
હેડ બેડી ને કોયડો, સૌ [4]નિજહસ્તક થાય.— ૨૧
સર્વ બને પ્રારબ્ધથી, મનુષ્ય કર્યું નવ થાય
પથ્થર એક પુજાય ને, અન્ય લાત નિત ખાય.— ૨૨
એકજ વગ છે ઈશ્વરી, હાલ ખુશામત એજ
માણસને કગર્યા થકી, માગ્યું નહીં મળેજ.— ૨૩
કોઇ ન મોટો જગતમાં, મોટો એક મહેશ
તેનું આપ્યું સર્વ લે, રાજા રંક સમેત.— ૨૪
માત ઉદરથી ઉપજતાં, સ્તનમાં દૂધ ભરાય
પૂરણ એક પ્રભૂ કરે, અન્ય થકી નહિં થાય.— ૨૫
ધર્મથીજ સુખ ઊપજે, દુઃખ અધર્મે થાય
નમસ્કારથી નમન ને, લાત ગાળથી ખાય.— ૨૬
દયા દાન તજિએ નહીં, ભજીએ પૂરણબ્રહ્મ
કોઇ દિવસ કિરપા કરે, ટળે જન્મને મર્ણ.— ૨૭
મહતપણું તજિએ નહીં, ઉંચા ગુણ ગંભીર
મહાકષ્ટમાં રહી સદા, સાવધ ધરવી ધીર.— ૨૮
ચંદન ગુંણ સુગંધનો, બળ્યે ન છોડે નેક
મોટાજન ઉમદા ગુણો, મર્યે તજે નહિં ટેક.— ૨૯

---

૧ વિષયો ઉપરનો મોહ મનને હ્રદયમાં સ્થિર થવા દેતો નથી, અને મમતાથી મોહ કાયમ રહે છે, મોહથી મમતા અને મમતાથી મોહ એમ એ ચક્રિકા અથવા કુંડળવાળો છે, તેથી અજ્ઞાન બન્યુંજ રહે છે. ૨ પરમાત્મામાં વૃત્તિની સ્થિર ધારણા. ૩ સંસારનું અનંત ભટકણ. ૪ પોતાના હાથમાં.

સંતસંગ અમૃત સદા, ઝેર કુસંગ સદાય
સુગંધ પુષ્પ સમીપમાં, કુગંધ નર્ક વસાય.— ૩૦
કરે કુસંગત શ્વાનની, બન્ને વાતે દુઃખ
ખીજે તો બચકું ભરે, રીઝયે ચાટે મૂખ.— ૩૧
માટે સંગત સંતની, કરવા યોગ્ય ગણાય
કૃપા થતાં અજ્ઞાનને, ટાળી દે પળમાંહ્ય.— ૩૨
પરસે પારસ લોહને, સદ્ય કરેજ સુવર્ણ
સંત હોય જ્ઞાની મહત, બનાવી દે નિજવર્ણ[1].— ૩૩
નિષ્કલંક રહી ચાલવું, ચાર દિવસની સેલ
જમીન ઘર ધન માણસો, કોનાં નહીં બનેજ.— ૩૪
ક્ષમા મહા ભૂષણ જગે, સહવા સૌ અપરાધ
પરમેશ્વર કોટિક સહે, માણસ કોણજ માત્ર.— ૩૫
થનાર આગળ જ્ઞાની પણ, ભૂલ કરેજ નિદાન
ભવિષ્યસમ બુદ્ધી તણું, ફરતું જાય સુકાન.[2]— ૩૬
પૂરણ ધારી ચિત્તમાં, સર્વ વિષે સંતોષ
જે બનતું તે સર્વમાં, કોને ન ગણો દોષ.— ૩૭
કોઈ દુઃખ દેતું નથી, કર્મ દુઃખ દેનાર
વાવીને લણવું સદા, શું જ સપાડું પાડ.— ૩૮
સુખ દુઃખો કરમો થકી, અનેક આવે જાય
[3]આત્મા અસંગ ચીનતાં, પરસે નહીં જરાય.— ૩૯
ભવિષ્યને ફરવા તણા, પુષ્કળ છેજ ઉપાય
પણ તેમાં વળગ્યા થકી, ભક્તીભાવ ભુલાય.— ૪૦

૧ પોતાના સ્વરૂપે. ૨ ઘડીયાળના કાંટાની પેઠે થનાર ભાવિ પ્રમાણેજ બુદ્ધિ થઈ રહે છે અને તેથીજ બુદ્ધિમાન પણ ભૂલ કરતા નજર આવે છે. ૩ **तत्त्ववित्तुमहाबाहो गुणकर्म विभागयोः । गुणागुणेषु वर्तन्त इति मत्वा न सज्जते ॥ भगी. ३–२८ ॥** યથાર્થ સત્યને જાણનાર તો ગુણો ગુણો સાથે મળ્યાથી ગુણોથી ક્રિયાઓ પ્રગટે છે એમ જાણી તે ક્રિયાઓ અને તેમનાં ફળોમાં વળગતો નથી પણ નિર્લેપ રહે છે.

માટે ચિત્ત ધરી સદા, [1]આત્મ ઉપાસન માંહ્ય
સંસારે વહવું સદા, ધર્મશાસ્ત્ર આજ્ઞાય.— ૪૧
અનેક એ વિધ વચનથી દે ઉપદેશ સદાય
ઈશ્વરની કરૂણા થકી, મુજ હૃદયે રહી જાય.— ૪૨
ઉપકારો બહુ એમના, મુખથી નહીં કહાય
અપાર જળ સાગરતણું, લોટામાં ન સમાય.— ૪૩
ચિન્તામણિ પૂજન સદા, કરતા ભાવ સમેત
શિવ વિષ્ણુ સહુ નામથી, ઈશ્વર ગણુતા એક.— ૪૪
જ્યોતિર્લિંગજ બાણ છે, એજ હૃદયમાં રૂપ
પ્રથમ પૂજિએ બ્હારથી, કરી આરતી ધૂપ.— ૪૫
ધ્યાન હૃદયમાં ધારતાં, શ્રદ્ધા પ્રેમ સમેત
પૂજન ધ્યાન પ્રતાપથી, દર્શન દેજ મહેશ.— ૪૬
હું મનમાં નિત ધારતો, તાત જ સંત જણાય
લોક સંતને ખોળવા, ફરતા ફરે સદાય.— ૪૭
છતાં અમૂલ્ય ગણે નહીં, મૂરખ રત્ન અમૂલ્ય
પ્હાડ કંદરો વિવરમાં, જોતા ફરે જરૂર.— ૪૮
કલ્પવૃક્ષ પાસે તજી, દૂર ખોળવા જાય
સ્વભાવ માણુસ જાતિનો, એમજ રહ્યો સદાય.— ૪૯
પક્ષપાતથી કહું નહીં, ઈશ્વરનાં ય વખાણ
નજરે દેખ્યું તેજ કહું, સત્ય ટેક મુજ જાણ.— ૫૦
કડવો શબ્દ મુખે નહીં, મરતાને નહીં મેર
વેઠીલે દુઃખ આપણે, બીજાને ન કહે જ.— ૫૧
જાતેજ કામ આપણું, સર્વ કરી લે હાથ
કોઈ કાળ બોલે નહીં, આજ્ઞાની નહિં વાત.— ૫૨
સ્વયં કોઈ નિજ પ્રેમથી, લેઇ કરે જો કામ
પ્રસન્ન આપ બની હૃદે, ઈચ્છે મન કલ્યાણ.— ૫૩

---

૧ આત્માની ઉપાસનામાં–ભગવદ્ ગીતાના છઠ્ઠા અધ્યાયમાં આત્મયોગ કેમ કરવો તે બતાવેલુ છે.

મૂર્ખપણાથી પ્રથમ હું, કહ્યા વિના લઈ કામ
નિજ મેળે કરતો નહીં, કરતો કહ્યે તમામ.— ૫૪

સમજ આવતાં સંતની, થયો ઘણો પ્રભાવ
પણ પાછળ વળતું નથી, થયું ટળે નહિં સાવ.— ૫૫

નહીં તેમના મન વિષે, કોઈ પ્રકાર અભાવ
કર્યા તણો ન કર્યા તણો, નહીં ભિન્નતા ભાવ.— ૫૬

એવા સંતો જગતમાં, વિરલા છેજ થનાર
પણ રત્નો નિજનાં નહીં, જાણે વિશ્વ ગમાર.— ૫૭

કેવળ સાત્વિક ભાવથી, રહે દ્વંદ્વ વિરહીત[1]
દૈવી સંપતથી હ્રદે, પૂર્ણ રહે દિનનીશ.— ૫૮

[2]કામ વિના અવિવેક નહીં, ક્રોધ વિના અવમાન
લોભ વિના નહિં કૃપણતા, મદવિણ ના અભિમાન.—૫૯

મોહ વિના વિભ્રમ નહીં, શોક વિના અફસોસ
રાગ વિના તૃષ્ણા નહીં, દ્વેષ વિના નહીં રોશ.— ૬૦

દુનિયાં આગળ [3]ષડ્રિપુ, સાધુ આગળ ગાય
અધીન થઈ ચરણે રહે, આજ્ઞામાંજ સદાય.— ૬૧

એવા અગાધ ગુણ થકી, ભર્યા તોય નિરમાન
અપ્રસિદ્ધ વસતા સદા, ભસ્મછન્ન અંગાર.— ૬૨

ગૃહાશ્રમે શંકર તણો, મૂર્તિમંત અવતાર
જ્વલંત તપ સાધી ગયા, અખંડ પદ નિરધાર.— ૬૩

---

૧ સુખદુઃખ રાગદ્વેષ આદિક જોડકાંથી અવિકળપણે—નિરંતર આત્મસુરતામાં રહ્યાથી તેમને સુખદુઃખાદિક લાગતાં નહીં. ૨ તેમનામાં કામ નહિં હોવાથી અવિવેક નહોતો કેમકે અવિવેકનું સ્થાન કામ છે, તેઓ અકામી હોવાથી યોગ્યાયોગ્યના ચોકસ સાવધપણાથી વર્તતા. એજ પ્રમાણે ક્રોધ લોભ વિગેરેનું સમજવું. ૩ કામ આદિક અસાવધ અને લાલચુડી દુનિયાંને વિવેકભ્રષ્ટ કરી શકે છે પણ સાધુનાં તેઓ દાસ થઇ રહ્યાં હોય છે કેમકે સાધુઓ મનને વશ વર્તાવવાવાળા છે.

મહિમા તે શિવરૂપનો, અમર રહ્યો જગમાંહ
કર્યાં પ્રગટ સહુ આગળે, અહવા ગુણ મનમાંહ.— ૬૪
નમન કરીને હૃદયથી, ધરૂં ચરણમાં શીશ
[1]ગુપ્તસમા પણ પ્રગટ છો, દેજો મુજ આશીષ.— ૬૫



## ૨૨ સાંપ્રતકાળમાં થયેલી આર્યભૂમીની દુર્દશા માટે કરવામાં આવતો શોક.

( માલિની વૃત્ત. )

બહુ ગરિબ બિચારી હિંદ આ શું થયું રે!
અતિવ અસહ તારૂં નૂર તે કયાં ગયું રે!
કહીં જતીરહી તારી હાય! મોટી વડાઈ
[2]યવન મુલક બીજા-માં મહા શ્રેષ્ઠતાઈ.— ૧
કહિં તુજ નરનારીનાં મહારૂપ પેલાં
ત્રિભુવન મનહારી દિવ્યતાથી ભરેલાં
પુનિત હૃદયવાળી દિવ્ય પેલી સતીઓ
અતિશય દ્રઢટેકી ધર્મધૂરધરીઓ.— ૨
અડગ અનમિ શુરા રાજપુત્રો કહાં છો
પરમશુચિ તપસ્વી બ્રાહ્મણો હા! કહાં તે
કહિં વળી અળપાયા ધર્મના સ્તંભ વીરો
અતિવ મહત પેલા બુદ્ધિમંતો ચતૂરો.— ૩
વિષમ નિરખી આવી દીનતા હિંદ તારી
હૃદય દ્રવીજઇને નેત્ર વ્હે નીર ભારી

૧ ઉપરના ધારણ કરેલા માયારચિત સ્થૂળ સૂક્ષ્માદિક કોષો નિવૃત્ત થઇ જવાથી સ્થૂળનેત્રોને ગુપ્ત સરખા છો પણ જ્ઞાનનેત્રોને સદાકાળ પ્રગટ છો. ૨ બીજા ચીન ઇરાન અફગાનીસ્તાન વિગેરે મુસલમાની તથા ખ્રીસ્તી ધર્મ પાળનારા યવન દેશોનાં હિન્દુસ્થાનની પ્રથમ ઘણીજ મોટાઈ હતી, મુસાફરો હિન્દુસ્થાનની સધનતાનાં વખાણ કરતા તેથી કોઇ કોઇ યવન રાજાઓ દેશ જોવા અને કોઈ દ્રવ્ય લુંટવાના મિશથી અહીં આવતા.

જુલમિ વિધિ તને આ શું સુઝયું હાય ભાઈ!
[1]દીધી અતિ ગરવી તેં હિંદને લાઘવાઇ.— ૪
શ્રવણુ થતી જહાં ત્યાં વેદની ગર્જનાઓ
સ્થળ સ્થળ પિમળાતા યજ્ઞના દિવ્ય ધૂમો
જહિં તહિં જન કહેતાં દેવની વારતાઓ
વળી અતિ દૃઢ ટેકી ધર્મિયોની કથાઓ.— ૫
તપમય ધનવાળા દૃષ્ટ થાતા દ્વિજો સૌ
અતિવ મહત જ્ઞાની યોગિયો દીસતા જ્હો
સદગુણુપર પ્રીતી સર્વને નિત્ય ભારે
જન નિજ ધરમોથી પ્રાણુને તર્ણું ધારે.— ૬
જતી રહી સહુ શોભા દિવ્યતા દેશમાંથી
સમય ફરીગયો ને દીનતા આવી બેઠી
કૃપણુ હૃદયનાં ને નીચતાથી ભરેલાં
કળિમય થઈ બેઠાં બાળથી વૃદ્ધ સુદ્ધાં.— ૭
નથીજ નથી ભળાતાં ધર્મકેરાં બળો કો
પ્રથક પડીગયાછે છેક સૌ આર્યલોકો
બહુ બહુ મતપંથો સંપ્રદાયો બનીને
[2]અજસમ જન ઘેર્યા [3]ક્ષુદ્રવાડા કરીને.— ૮
પરમપુરૂષ એવા વેદને એક છોડી
અતિશય નિજ જૂના શાસ્રના માર્ગ તોડી
જન જયમ નિજ ફાવ્યું તેમ રૂઢી બનાવી
[4]બહિરમુખ થયા છે વેદધર્મી કહાવી.— ૯
સુકુળતણી મહત્તા ઉચ્ચતા લાયકાઇ
દિલતણી દરિયાવી સદ્દગુણોની બડાઈ
નિજ પદવિ પ્રમાણે ચુસ્તતા શીલતામાં
કહિં ન નજર આવે ચોદિશે ભાળતામાં.— ૧૦

---

૧ આવી દુનીયાંમાં અપૂર્વ મોટાઇવાળી આર્યભૂમીની તેં નાનમ પાડી દીધી–હલકાઈ પાડી દીધી. ૨ બકરાંની પેઠે. ૩ નાના નાના પંથના વાડા કરીને. ૪ વેદશાસ્ત્રોથી સ્થાપિત સનાતન ધર્મમાર્ગથી ભ્રષ્ટ થયા છે.

અતિ રમણિયરૂપે ટાપટીપો વિનાએ
સદ્દગુણ ચતુરાઈ જન્મતાં આવતાં જે
બહુ વસન ઘરેણે રૂપ તે આવતાં ના
ભણતર બહુ ધાર્યે ના ગુણો આવતા ક્યાં.— ૧૧
ઉપવિત લઇ કો ના પાળતા બ્રહ્મચર્યો
[1]નિગમ બદલ ભાષા યાવની થાય વેદો
તપ બદલ તપેલાં કાળજાં લેસનોથી
યજન બદલ બીડી થાય છે હોમઅગ્નિ.— ૧૨
બળબળતી પરિક્ષાની ધરી આગ હૈયે
અફળશ્રમ સ્વરૂપી ઊઠતી જ્વાળ કુંડે[2]
દિનદિન બળિદાનો ત્રાસ ને ધાક કેરાં
દઈ [3]પ્રથમઅવસ્થા આર્યવર્ષો ગળાતાં.— ૧૩
વગરજ ઉપયોગી બોજરૂપી સ્મૃતીને
બહુ બહુ વિષયોથી વ્યર્થ ડ્હોળી મતીને
મગજબળ ગુમાવી ના રળી સત્યજ્ઞાનો
અસહ્રશ્રમથી ધંધો પામતા [4]શૂદ્રતાનો.— ૧૪
[5]પ્રથમ દ્વિતીય ભેગી છે ઘણાની અવસ્થા
મતિબળ રચવાનું શુક્રને હેઈ રસ્તા
ખડખડ હસવું ને ફાકવો લોટ સાથે
ઉભય બગડતાં ને ના સરે અર્થ એકે.— ૧૫
અનુકરણ કરીને અન્ય [6]એકાકિયો એ
સુખ લહી નિજસત્ત્વો ફેંક્તા આડરસ્તે
નહિ પ્રથમ ન બીજી કોઈ તેની અવસ્થા
પશુ સમ થઈ એવી આર્યમાં અવ્યવસ્થા.— ૧૬

---

૧ બ્રહ્મચર્યાશ્રમમાં વેદ ભણવાને બદલે સર્વ કોઇ પુત્રને યવનભાષા ભણાવે છે. ૨ હૈયારૂપી કુંડમાં. ૩ બ્રહ્મચર્ય અવસ્થાનાં. ૪ નોકરી એ શૂદ્રનો ધંધો છે બ્રાહ્મણ આદિ દ્વિજાતિનો નથી. ૫ પરણેલા છતાં શાળામાં વિદ્યાભ્યાસ કરતા હોય એવાઓને બ્રહ્મચર્ય અને ગૃહસ્થાશ્રમ બન્ને ભેગા છે. ૬ કુંવારાઓ.

તહિં વળી અધુરામાં રાજ્ય સત્તાજ એવી
નહિ ગણી વરણો કે આશ્રમો, શાસ્ત્ર-નીતી
અસુર યવન શૂદ્રો બ્રાહ્મણો એક હારે
ભણતર સરખું ને ઉદ્યમો એ સમાને.— ૧૭
જગતવિષય સંધા સર્વને છે ભણાવે
વિષય થકી સુખોને પામવાનાં જણાવે
સુખ સ્વરૂપજ સંઘે ઈશ વ્યાપી રહેલા
સકળપતિ છતાં એ લક્ષ્યે ત્યાં ધરે ના.— ૧૮
ચણતર મહિં પાયે પૂરવાથીજ રેતી
ભવન ઉપર બાંધી ના શકાતુંજ કોથી
પ્રથમ બગડતામાં આશ્રમો અન્ય નીચે
ધડડડ પડિયા છે નામ માત્રેજ જીવે.— ૧૯
અફળ નિરૂપયોગી સૌ ગૃહસ્થાશ્રમો છે
નહિ કદિ પુરૂષાર્થો થાય છે સિદ્ધ કોએ
સકળજ પતિપત્ની દિવ્યપ્રીતી વિનાનાં
[1]વિષયજ નિત શોધે ભાસના મોહવાળાં.— ૨૦
બહુ બહુજ ઘરેણાં મૂલ્યવાળાં ચહે છે
વસન સરસ ઊંચાં ભવ્ય સૌને ગમે છે
ગૃહ બહુજ વિશાળાં જ્ઞાતિમાં માન મોટું
ધનબળ અધિકારો ઇચ્છતાં એહ [2]ખોટું.— ૨૧
પરમ પ્રભુ ગણ્યા છે માત્ર બુદ્ધાવતારે
નહિ કંઇપણ બોલે પાપને નાજ વારે
મગજ મહિંજ ખૂણે ઈશ માની પરોક્ષે
વિણ ધડક કરે છે પાપનાં કાર્ય જોતે.— ૨૨
નહિજ નજર ચોરી જાય સર્વજ્ઞ જેની
સહુ સ્થળ મહિં નિત્યે હાજરી સિદ્ધ જેની

---

૧ વિષયીપણાથી સર્વ અર્થ બગડે છે અને સંસારતું ધુંસરૂં દિનપ્રતિદિન વધારે વધારે ભારે થતું હોવાથી ધર્મ અર્થ કામ કે મોક્ષમાંનું એક પણ સિદ્ધ કરી શકાતું નથી. ૨ મિથ્યાભૂત-અજ્ઞાનથીજ પામવા યોગ્ય ગણેલું.

વગર વિદિત શું છે ગુપ્ત તે ઈશનાથી?
[1]અવિહિત ધણી જોતે જાગતે થાય શાથી?— ૨૩

જહિં તહિં નરનારી નાસ્તિકો છે બધાંએ
કયમ નહિંતર પાપો દેખતાં ઈશ થાયે
શિવ શિવ હરિ વિષ્ણુ રામ કૃષ્ણાદિ નામો
નિત નિત વદતાં એ પાપનાં થાય કામો.— ૨૪

નથી નથી જન કોઈ માનતા મૂર્તિપૂજા
યદપિ નિજગૃહે સૌ રાખતા દેવપૂજા
અતિ અતિ મહિમાથી સર્વ વ્યાપીત્વ વાળા
પ્રભુજ નહિં ગણ્યા ત્યાં મૂર્તિની કોણ માઝા.— ૨૫

બહુસ્થળ મુખિયાજી ઈશની સેવનામાં
પ્રતિદિન રહતાં છે દ્રવ્યની કામનામાં
[2]ફક્ત અવર પ્રેમી ભક્તનો ત્રાસ ધારી
[3]હરિપ્રતિકૃતિ સેવે નોકરીને વિચારી.-- ૨૬

અદલ વડિલ ન્યાયાધીશ પ્રાતઃસમામાં
મુનિવ્રત ધરી બેઠો લાલજી સેવનામાં
નિજ [4]કરઅધિકારી આવિયો પૂછવા ત્યાં
કરવી કઈ સજા છે કેસ આ કાલનામાં.— ૨૭

મુનિવ્રત નહિં બોલે પોથીની દોરી લૈને
ભરવી દઈજ તેને કંઠમાં લાલજીને
ઉભયકર હલાવ્યા ટીંગળાવી હવામાં
સમજણ દઈ દીધી ફાંસીની મૌનતામાં.— ૨૮

જડપણ કહિં સૂધી મંદિરે જાય લોકો
ઉપર બહુ જણાવે ઇશમાં ભાવ મોટો

૧ ઇશ્વરની આજ્ઞા વિરૂદ્ધ. ૨ બીજા મૂર્તિને સાક્ષાત્ પ્રભુ માનનારા પ્રેમીભકતો તેને નોકરીમાંથી કહાડી ન મૂકે માટે. ૩ ઇશ્વરની મૂર્તિને. ૪ હાથ નીચેનો અધિકારી.

કૃત મન તન કેરાં દેખતાં કાગ કેરાં
તદપિ નિજ જણાવે હંસની પંક્તિયોમાં.— ૨૯

નહિ જન કદિ સીધામાર્ગનો ન્યાય પામે
સકળ પ્રગટ બેઠા લોભને ધારી સામે
જર જિવનકમાઈ ધર્મ તેમાં ન આવે
ફકત જઈજ દેરે ધર્મનું નામ ફાવે.— ૩૦

અસિલજન ઘરાકો લુંટતા પેઢીવાળા
અવર અવરરીતે તોડતા સત્યધારા[1]
સ્થળ સ્થળ ખળતા ને દીસતા દાવપેચો
ગરિબજન લુંટાયે જ્યાં તહાંથી બિચારો.— ૩૧

બહુજ વધીપડયાછે સર્વ કામાદિ દોષો
નજર જ નવ આવે જ્ઞાન, વૈરાગ્ય, તોષો,
[2]નિરભિમતિ, [3]વિતૃષ્ણા, બ્રહ્મચર્યો, વિવેકો,
અતિદૃઢ વ્રતવંતો, થાય છે દૃષ્ટ ના કો.— ૩૨

વિષયહદ તજ્યાથી [4]દેહસંપત્તિ જાતાં
સુલભ થઇ પડ્યું છે દાક્તરોને કમાતાં
અબળ તન થયાથી જોસ ઉશ્કેરનારાં
વ્યસન વધી પડયાં છે આર્યદેહે નઠારાં.— ૩૩

થકી બહુ ઇતિહાસો જાણવા ઉગ્રશાખો
બહુ બહુ વધિયાં છે પેપરો માસપત્રો
રમત ગમત વાદ્યે નાટકો ને તમાસા
અઢળક નિતપ્રત્યે દ્રવ્ય દીસે કમાતા.— ૩૪

કસબણ વ્યભિચારો કામના વાવટા છે
ખચખચી રહી કોર્ટો ક્રોધના દાખલા છે

---

૧ સત્યની અખંડતા—અખંડ સત્ય એકધાર બન્યુ રહેવાને બદલે સર્વે કળિમય થઇને ક્ષણે ક્ષણે સત્યનીધારાને તોડી નાંખે છે. ૨ અભિમાન રહિતપણું. ૩ તૃષ્ણારહિતપણું. ૪ દેહની નિરોગિતા, બળ, ઉત્સાહ અને જડતા રહિતપણું. તે દેહસંપત્તિ છે.

નિતપ્રતિ હડકાયા કૂતરા પેઠ લોકો
અતિવરધિત લોભે પાડતા દ્રવ્યપોકો.— ૩૫

ડસડસી લઢવાને ધૃષ્ટતાથી લડાઈ
મદદકર વકીલો થાય છે ભાટ ત્યાંહીં
વકિલ મુનિમ કોર્ટો નોકરો આદિનાથી
સહુ તરફ ખવાઈ થાય છે ખૂબ ખાખી.— ૩૬

કંઈ ઘર થકી લાવી રોટલો બે બિલાડી
ગઈ નિકટ કરાવા ન્યાય તે વાંદરાની
ઘણિક વખત તોળી જ્યાં નમે ત્યાંથી ખાઈ
મજુરી બદલ લીધું જે બચ્યું માંહ્ય કાંઇ.— ૩૭

ત્યમ કરી સરકારે ખેંચવા દ્રવ્ય રીતો
અરજિપર જવાબે સ્ટાંપ ને કોર્ટફીઓ
સમન નકલ ભથ્થાં આદિ પ્રોસેસ ફીઓ
વકિલ મુનિમ લાંચો ખાઇને પૂર્ણ કીધો.— ૩૮

મદ પણ બહુ વાધ્યો શુષ્ક નિર્માલ્ય ભુંસો[1]
મગજ મહિં ભર્યાનો રાખતા ગર્વ ઉંચો
પણ બહુ થઈ બીએ એલબી એલ એમે[2]
છળ કપટ અધર્મો ત્યાગતા નાજ કેમે.— ૩૯

મતિ જડ કરી મોહે વર્ધવા સ્થૂળશોભા
જિવનભર ગુલામી વેઠતા દ્રવ્યઓભા
[3]જડવિણુ સુખહેતુ દુઃખ કો આમ વ્હોરે
ફક્ત દુખ પમાતું ને રહ્યાં સૂખ કોરે.— ૪૦

---

૧ છાલાંનો ભૂકો—નકામી વસ્તુ. ૨ યુનીવર્સિટીની ડીગ્રીઓ મળી એટલું ભણ્યા પણ જડ અંધ અજ્ઞાનથી જેવાને તેવાજ ભરેલા રહ્યા અને તેથી ધર્મભ્રષ્ટ અને નાસ્તિક બન્યા કેમકે આ ભણતર કાદવથી ખરડાયેલાને કાદવથી ધોવાના પ્રયત્ન જેવું નિષ્ફળ છે. ૩ સુખના હેતુથી—સુખ પામવા માટે જીંદગીભરની ગુલામીનું દુઃખ માથે લેવું એ મહામૂર્ખનુંજ કામ છે કેમકે ફળ તો હેતુથી ઉલટું થયું.

ચરરર ચરરર છાતી હેતુઓની બળે છે
અરરર અરરર વાણી મ્હોથકી નીકળે છે
થઇ સહુ હતભાગી ઢીંચણો ભાગી બેઠા
ઉદય સમય કેરા ભાવિની વાટ જોતા.— ૪૧

હરિ હરિ કળિયૂગે લાત ઝાઝી લગાવી
અસલ ભરતભૂમી આમ ભોંઠી પડાવી
સુખ સુખ અળપાઈ દુઃખ દુઃખો ભરાયાં
અસહ વિપત આંસુ આર્યનેત્રે છવાયાં.— ૪૨

જુલમ જુલમ ત્રાસો, ધાક બ્હીકો ભરેલાં
મરણ સમ થયાં છે જીવનો આર્ય કેરાં
નહિં નિરખી શકાયે ફેરવી ના શકાયે
ફક્ત નયન મીંચી વેઠતાં તાગ થાયે.— ૪૩

હરખ હરખ ચિત્તે પ્રેમપ્રેમો જહાં ત્યાં
હૃદય ઉમળકાઓ ભેટવા દોડતા જ્યાં
બહુજ હૃદય વ્હાલો જ્યાં વિના ઓળખાણે
[1]પ્રણયરહિત ભૂમી શુષ્ક તે આજ ટાણે.— ૪૪

અતિથિ નિરખી દૂરે બારણું લોક માંડે
લગન જમણવારે દ્રવ્ય ખોબે ઉરાડે
દરશન ગુરૂસ્વારી આવતાં ના જવાયે
નિજ પુરઅધિકારી પૂજતા પુષ્પહારે.— ૪૫

સકળ જગત સ્વાર્થે રાયથી રંક ઘેર્યું
ફકત શરિરઅર્થો સાધવા ચિત્ત પ્રેર્યું
પણ નિજ અવિનાશી જીવકલ્યાણ અર્થે
કંઇ નહિં કરતા કો માત્ર દ્રવ્યોજ અર્જે[2].— ૪૬

---

૧ સર્વ કોઇ ધર્મભ્રષ્ટ અને નાસ્તિક થઇ ગયાથી સત્ય આત્મીય પ્રેમ કે જે હેતુવિના હૃદયમાંથી ભારે ઉમળકા સાથે ઉછળી આવી સામાના ઉપર વરસી જતો હતો તે હૃદયમાંથી સુકાઈ ગયો તેથી સર્વના પ્રેમ લુખા અને સ્વાર્થી થઈ ગયા. ૨ કમાય છે.

વિવિધ જનમ અંતે મર્ત્ય માનુષ્ય દેહે
પ્રભુપદ મળવાની પામી સામગ્રિયોને[1]
મુરખ સહુજ જાણ્યો લાગ આવ્યો ગુમાવે
તજી દઈ [2]પકવાનો [3]રોજની ઘેંશ ખાવે.— ૪૭

અવર સકળદેહે આંધળી અજ્ઞતા છે
ફકત મનુષ્યદેહે જ્ઞાનની યોગ્યતા છે
નથી નથી કંઈ સાચો બ્હાર આનંદ દ્રશ્યે
જળશશિસમ છાંયો ભાસતો સ્થૂળ વિશ્વે.— ૪૮

દ્વિજતન ગણતીમાં આવતું નાજ કોઈ
[4]સ્વરગમણિ સમું તે મૂલવે જેમ કોડી
[5]અધિકૃતિ નિગમોની ના રહે કો હિસાબે
મગજ ઉઘડતાંમાં બોધ નિર્માલ્ય આપે.— ૪૯

અરધ ઉમર સૂધી રાજ્યભાષા ભણે છે
અવર અરધ બોજો નોકરીનો વહે છે
વિધવિધ વ્યવહારે દુઃખ ને વિઘ્ન જૂદાં
થઈજ નિરૂપયોગી સેવતા વેદ ખૂણા.— ૫૦

સહુ વરણ ગણાતાં રાજ્યથી એકહારે
જનસહુ અવિવેકે એકતાબુદ્ધિ ધારે
સમપદ મળવાથી શૂદ્ર ને બ્રહ્મ સાથે
તજી દ્વિજપરિચર્યા સેવ્ય તે થાય સાટે.— ૫૧

શિર શ્રવણ ગળાનાં કેડ ને પાદ કેરાં
સકળ સમ ઘરેણાં ફેર છે યોગ્યતામાં

---

૧ મોક્ષભૂમિકા એવી આર્યભૂમિમાં જન્મ, દ્વિજાતિ શરીર, અને સનાતન વેદધર્મનું અનુસરણ એ ઈશ્વરના પદને પામવામાં સહાયભૂત સામગ્રીઓ છે. ૨ પરમાત્મપદનું આત્યન્તિક સુખ. ૩ વિષયોદ્વારા મળતા સુખઝબકા. ૪ **उत्पत्तिरेव विप्रस्य मूर्तिं धर्मस्यशाश्वती । सहि धर्मार्थ मुत्पन्नो ब्रह्म भूयाय कल्पते ॥ मनुस्मृ. १ ९८ ॥** બ્રાહ્મણ શરીરની ઉત્પત્તિ એ સનાતન ધર્મની શરીરધારી મૂર્તિ છે, ધર્મનેજ માટે તેનો જન્મ છે અને તે ધર્મવડે તે બ્રહ્મસ્વરૂપ થવાને સમર્થ થાય છે. ૫ વેદ ભણવાનો અધિકાર.

નહિ શિરમણિ પાગે સાંકળાં નાજ માથે
કદિપણુ ઘટતાં છે શોભતાં યોગ્યતાએ.— ૫૨
[1]સુરભિ જુઈ ગુલાબો મોગરા માલતીઓ
નિતનિત કરી સેવા પાળવાયોગ્ય તેઓ
બહુ વિધ ખરસાણી થોરીયા વાડમાટે
ફરીવળી ચહુપાસે જાળવી બાગ રાખે.— ૫૩
દ્વિજ ભરતભુમીના રત્નના છોડ જાણો
[2]પરિવૃત થઇ તેને સેવતી અન્યવર્ણો
અસહ તપબળેથી સિદ્ધસામર્થ્યવાળા
થઇ દ્વિજ બનતા સૌ ધર્મ ને જ્ઞાન દાતા.— ૫૪
સવડ સહુ મળ્યેથી તાપસો તેજવંતા
અતિદૃઢ પુરૂષાર્થે યોગિયો સિદ્ધિમંતા
[3]પરમપદસ્વરૂપે જ્ઞાનિયો સંત મોટા
નિજ નિજ ગતિઅન્વે પૂજ્યતાયુક્ત હોતા.— ૫૫
સફળ સકળ મંત્રો વેદકેરા ભણાતા
ફળવત વિધિયજ્ઞે સિદ્ધકાર્યો કરાતાં
પ્રકૃતિનિયમ સંધા પૂર્ણ તાબે કરતા
નહિજ કદિ પ્રજામાં ઈતિદુઃખો ભળાતાં.— ૫૬
[4]અમુલક નિજરત્નો બ્રાહ્મણો ના ઉછેરી
નૃપ વિણદરકારે ખાય છે ખોટ કેવી
સહુવરણ તણી જે ઉન્નતી લાભકારી
દ્વિજબળ કરમાતાં મૂળગી ના થનારી.— ૫૭

---

૧ સુગંધિદાર. ૨ આગળપાછળ ફરીવળીને–ક્ષત્રિય વૈસ્ય અને શૂદ્ર ત્રણે વર્ણો બ્રાહ્મણને ઈશ્વરબુદ્ધિથી સેવતી અને તેજ પ્રમાણે ફળને પણ લણતી. ૩ પરમાત્મા સ્વરૂપે. ૪ **वैशेष्यात्प्रकृति श्रेष्ठ्या न्नियमस्य च धारणात् । संस्कारस्य विशेषाच्च वर्णानां ब्राह्मणः प्रभुः ॥ मनु १० ३ ॥** ઉત્તમ જન્મસ્થાનથી, સ્વભાવસિદ્ધ શ્રેષ્ઠ એવી સાત્વિક પ્રકૃતિથી, વેદાધ્યયન તપ યોગાદિ તથા આશ્રમગત નિયમો ધારવાથી, સંસ્કારો પૂરેપૂરા કરવામાં આવે છે તેથી ઇત્યાદિક કારણોથી સર્વ વર્ણોમાં બ્રાહ્મણ ઈશ્વર છે.

સુર સહુ ધરતીના નાક સો વર્ણ કેરૂં
મરી મરી ઉછરે છે મૂલ્ય ના કાંઇ તેનું
[1]ગુરૂ સકળજનોના સ્તુત્ય ને પૂજ્ય બ્રહ્મા
જહિં તહિં કરતા તે મ્લેચ્છની સેવનાઓ.— ૫૮
કયમકરી ઉછરાતા બ્રાહ્મણો પૂર્વકાળે
અતિબળ રળી જેથી દેશદારિદ્રય કાઢે
વિપત વિષહુમલ્લા મંત્રયત્નોથી રોકે
સુખ સુખ દ્વિજછાંયે સોપ્રજા જે વિલોકે.— ૫૯
અતુલિત બળ પામી થાય નિર્ભીત સર્વે
નિજ નિરમિતધર્મે સત્યથી લોક મંડે
પ્રબળ તપબળોથી બ્રાહ્મણો વિઘ્ન ભક્ષે
[2]યદુપતિ ગિરિઓથે ગોપને જેમ રક્ષે.— ૬૦
સહુનૃપ નિજરાજ્યે પાળવા શુદ્ધ બ્રહ્મા
ફળજળયુત રાખે તાપસી ભૂમિકાઓ
દ્વિજ અનુકુળ સ્થાને આશ્રમોને રચીને
ખપપુર ભુમી રાખે અન્નકાજે નજીકે.— ૬૧
નહિં કર ભરવાનો કો હતો બ્રાહ્મણોને
હજિ કંઇ તિરથોમાં ચાલ ચાલૂ રહ્યો તે
યજન અરથ દેતા દાનમાં ભૂપ ગાયો
મફત તપવનોમાં તે ચરે પુણ્યચારો.— ૬૨
મહત યજનકાર્યો રાજ્યથી નિત્ય ચાલે
વરણુ તહિં કરાતું સેંકડો બ્રાહ્મણોને
ત્રણુ ષટ દશ વર્ષો ચાલતા યજ્ઞ મોટા
દ્વિજ સહુ યતિધર્મો પાળતા ભક્તિસોતા.— ૬૩
યદિ સહુ ગૃહધર્મી તોય યજ્ઞોમિશેથી
વિણુશ્રમજ પળાતા યોગધર્મો મઝેથી
દઢયમયુત યોગી બાર કો વર્ષ જ્યાદે
સ્થળ સ્થળજ હજારો બ્રાહ્મણો ત્યાં વિરાજે.— ૬૪

---

૧ वर्णानां ब्राह्मणोगुरुः ॥ સર્વ વર્ણોના બ્રાહ્મણ ગુરૂ છે. ૨ શ્રીકૃષ્ણ.

ઋષિ દરશન માટે બોધ અર્થે નૃપો તે
સમય સમય જાતા બ્રાહ્મણો પાસ પોતે
શિર ચરણુ ધરીને માગતા કોઇ આજ્ઞા
તુરત સવડ થાતી બ્રહ્મ જો કાંઈ ચ્હાતા.— ૬૫
અવર ફરજ ન્હોતી બ્રાહ્મણોને બજાવા
ભગીરથશ્રમ લેતા જ્ઞાન યોગો કમાવા
નૃપ સકળ પ્રકારે બ્રાહ્મણો ગાય સેવા
કરી હિત નિજકેરૂં ને પ્રજાનું ય લેતા.— ૬૬
સવડ નહિં મળ્યાથી પેટ માથે પડયાથી
બહુ બહુ વ્યવહારી માગણીઓ વધ્યાથી
યતિજન સમ સાદી જીંદગીને તજ્યાથી
ફરજ પડી દ્વિજોને સેવનાઓ કર્યાની.— ૬૭
સવડ વગર ના કો સાધિયું કોઇકાળે
સવડ મળીજતાંમાં સર્વકો સાધીપાડે
નહિંજ કદિય તોષે અલ્પશકતી થકી કો
પણુ સહુ નજ ચાલ્યે છે બનેલા દરિદ્રો. ૬૮
મુકી કુમકુમ કેરો ધારવો ચંદ્ર ભાલે
અબુધ પણુ ન ચાલ્યે મેંશનો ચંદ્ર ધારે
ત્યમ બહુ મહિમાથી [1]સ્તુત્ય ને પૂજ્ય બ્રહ્મો
[2]વિધિહત નિરૂપાયે ધારતા [3]શૂદ્ર કર્મો.— ૬૯
[4]ક્ષતઅવન વિસારી વીરતા સર્વ ખોઇ
વણિકસમ બન્યા છે ક્ષત્રિયો સર્વ કોઈ
ધન યુવતી સુખોમાં દેહભોગે ફસાઈ
ગરિબ થઇ વહે છે શૂદ્રતાધર્મ ચાહી.— ૭૦

---

૧ **अविद्वांश्चैवविद्वांश्च ब्राह्मणो दैवतं महत्। प्रणीतश्चाप्रणीतश्च यथाऽग्नि दैवतं महत् ॥ मनु. ९. ३१७ ॥** ભણેલો હોય કે વગર ભણેલો હોય પણુ બ્રાહ્મણુ મોટો દેવ છે, જેમ મંત્રથી પવિત્ર કરેલો અને મંત્ર સંસ્કાર-વિનાનો હોય પણુ અગ્નિ મોટો દેવતા છે તેમ. ૨ પ્રારબ્ધે હણેલા. ૩ નોકરીઓ. ૪ ભયથી સંરક્ષણુ કરવાનું પોતાનું કામ.

અતિશય ધનલોભે ધર્મને વૈશ્ય હારે
હરિભય ન ગણીને છેતરે ગ્રાહકોને
ફક્ત દરશકાળે મંદિરે દેવ જાણે
અવર સ્થળ અધર્મો [1]કાર્ય છે પેટભ્હાને.— ૭૧
ત્રિવરણ પરિચર્યા ત્યાગીને શૂદ્ર સર્વે
સમપદ અધિકારે પૂર્ણ છે ખૂબ ગર્વે
નિજમરજી પ્રમાણે ફેરવી કૂળધંધા
અનુસરી પરધર્મો વેદધર્મો ઉલંધ્યા.— ૭૨
નિજનિજ પતિસેવા છોડીને સ્ત્રીજનો સૌ
પતિવ્રત તપ ત્યાગી ભ્રષ્ટધર્મી બન્યાં સૌ
અબળજ પ્રગટાવે તેજંહોણી પ્રજાને
સહુમળી અળપાવી આર્યની દિવ્યતાને.— ૭૩

( દોહરો ).

સ્વર્ગ આર્યભૂમી તણો અસ્ત થયો એ રીત
શુષ્ક [2]તેજહત ભાસતી જતું રહ્યું સહુ વિત્ત.— ૭૪

( ત્રોટક છંદ ).

શીલતાઈ ગઇ રમણીરસમાં, કુલિનાઇ ગઈ ધનલાલચમાં
અમિરાઈ ગઇ હલકાપણુમાં, પ્રભુતાઇ ગઈ ખળતાપણુમાં.—૭૫
હરિભક્તિ ગઈ ઠગતાપણુમાં, વિદુષાઇ ગઈ બકવાપણુમાં
ચતુરાઇ ગઈ [3]જીવતાપણુમાં, સુઘરાઇ ગઈ [4]અહયાપણુમાં.—૭૬
ધરમીત્વ ગયું યમભંગીપણે, કરમીત્વ ગયું ઉદરંભરણે
મરમીત્વ ગયું [5]મતિહીણુપણે, અનમીત્વ ગયું હતવીર્યપણે.—૭૭
દ્રઢટેક ગઇ [6]જડસંગતિએ, સહુસત્ય ગયું મન લોભગ્રસ્યે
દ્રઢપ્રેમ ગયા ખળતા કપટે, દ્રઢનેમ ગયા કુળધર્મ ઘટયે.—૭૮



૧ કરવા યોગ્ય છે એમ માને છે. ૨ ઝાંખા પડી ગયેલા તેજવાળી. ૩ જીવપણું ઉલટું દ્રઢ કરતા જાય છે તો ચતુરાઈ ક્યાં છે ? ૪ બેશરમાપણામાં—નિરંકુશ સ્વછંદી વર્તનમાં. ૫ બ્રહ્મચર્યના અભાવથી જડબુદ્ધિ થઇ ગયાથી મર્મ સમજવાની શક્તિ ( sensibility of principle ) નાશ પામી. ૬ અજ્ઞાનીઓની સોબતથી ધર્મબળ નાશ પામ્યાથી.

## ૨૬ વાદવિવાદ શમન.

( રાગ. ગરબી–પૂનમ ચાંદની ખીલી પૂરી અહીં રે–એ લય ).

સૌની [1]પ્રવૃત્તી, વાદવિવાદે છે રમી રે
ચર્ચે [2]સાક્ષરો, વિવિધ વિષયપર વાદ
સાંપ્રતકાળે ચાલ્યો વાવડ એવો દીસતો રે.— ટેક.
સમજે જ્ઞાનાંધો, વાદતણો હક સર્વમાં રે
જાણે પોતાની, શક્તીનું ન પ્રમાણ
જેમાં તેમાં મત પોતાનો જાહર દાખવે રે.— સૌની-૧

**સાખી**—ગૂઢવિષય તાત્પર્યને, ગ્રહણ કર્યું લહી મન
ગુણદોષો કલ્પી વદે, નિજમતનો કંઇ તંત
બુદ્ધી ના પ્હોંચ્યેથી [3]આપ્તવચન જૂઠાં ગણે રે
સમજ્યો પોતે જાણી પૂર્ણપણે એ વાત
જ્યાંથી ત્યાંથી નિજમતનાંજ પ્રમાણો મેળવે રે.— સૌની-૨

**સાખી**—માર્ગ મહાજનનો કહ્યો, છે સુખરૂપ સદાય
પણ તેમાં જે સ્ખલન છે, દુખરૂપ તેજ ભળાય
ના છે સાચો જૂઠો કોઇ મતાંતર આખરે રે
સર્વે એકજ કળથી નિપજ્યા બીજપ્રમાણ
જૂદા જૂદા સહવાસે જુજવું મત દાખવે રે.— સૌની-૩

**સાખી**—સર્વ મતો સાચા દિસે ઇશ્વર એક બધેજ
નામ રૂપ જૂદાં બધે તેમાં ભૂલ ન છેજ
નામો રૂપોના ઇતિહાસો ભિન્નજ સત્ય છે રે
સર્વે ઇશ્વરને જ નમે પ્રીતે કરજોડ
નિજને ગમતાં બળ વિદ્યા ગુણ હરિનાં ગાયછે રે.– સૌની-૪

**સાખી**—નામ રૂપ જૂદાં અને પરબ્રહ્મ પ્રભુ એક
એતો પોતે વેદ ને શાસ્ત્રો નિત્ય કહેજ
[4]ગુણની સામગ્રી સૌ કાર્યતણે અનુસાર છે રે

---

૧ મનનું વલણ. ૨ વિદ્વાનો. ૩ વેદશાસ્ત્ર અને મહાત્માઓનાં વચન. ૪ પરમાત્માએ અવતાર ધારણ કરી જેવાં કાર્યો કર્યાં હોય તે પ્રમાણે તેમના ગુણોનાં ગાન ભક્તો કરે છે.

જેવાં કર્તવ્યો તેવાંજ બળો ગુણ રૂપ
જૂદે જૂદે નામ સ્વરૂપે હરિ તેનાજ તે રે.— સૌની-૫

**સાખી**—અનંતકોટિક લોકમાં અનંતકોટિક રૂપ
અવતારો લે સર્વમાં હરિ ત્યાં ત્યાં તે રૂપ
ભાષા રીત રિવાજ અધર્મ ધર્મ મત જૂજવા રે
સૌને પોતપોતાનાં [1]આપ્તજ વચન પ્રમાણ
સર્વે ભક્તો એકજ ઈશતણું પદ મેળવે રે.— સૌની-૬

**સાખી**—પ્રભુ અણુરૂપ [2]અલિંગ છે સર્વવ્યાપ્ત સહુજાણ[3]
ભક્તિ કરે તે પામતા વાદી રહે અજાણ
જ્ઞાની દેખેછે નિજઆત્મા સર્વજ રૂપથી રે
ખાલી ઠામ નથીજ જહાં નહિં આત્મારામ
તેના દિવ્યપ્રકાશે જગત પ્રકાશી સૌ રહ્યું રે.— સૌની-૭

**સાખી**—પ્રાણિમાત્રના હૃદયમાં વ્યાપક જે ભગવાન
તેમાં ભેદ ઘટે નહીં એકજ હોય મહાન
જૂદા જૂદા જીવતણા પરમાત્મા એક છે રે
કાંકે સર્વજ સૃષ્ટી એક માળીનો બાગ
[4]માળી આપે ઝાડવિષે રહીનેજ ઉછેરતો રે.— સૌની-૮

**સાખી**—ભૂતમાત્રમાં વસીરહ્યો સત્યચિદાનંદ રૂપ
[5]સૂત્ર સમાન સળંગ છે [6]પ્રતિબિંબે બહુ રૂપ
એવો વાદવિવાદ વગરનો ઈશ્વર એક છે રે
તેનાં નામરૂપની લડે જનો લડવાડ
નિંદી વંદી એકજ દેવ ધર્મતડ પાડિયાં રે.— સૌની-૯

---

૧ આપ્તવચન એટલે પ્રમાણભૂત ગ્રંથોનાં વચન. ૨ ગુણો ધર્મો આદિ કોઇ લક્ષણો રહિત–કેમકે જે દેશમાં જેવાં લક્ષણો તે ધારણ કરે છે ત્યાં ત્યાં તેવે રૂપે તે ભજાય છે. ૩ સર્વજ્ઞ. ૪ **ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति । भ्रामयन्सर्व भूतानि यन्त्रारूढानि मायया ॥ भ. गी. १८. ६१ ॥** શ્રી કૃષ્ણ કહે છે હે અર્જુન ઈશ્વર સર્વ ભૂતોના હૃદયમાં રહીને માયાએ યંત્રોના રૂપમાં ગોઠવેલાં સર્વ ભૂતોને ચલાવે છે. ૫ **मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥ भ. गी. ॥** સૂત્રમાં મણિયોની પેઠે આ સર્વ મારામાં ( પરમાત્મામાં ) પરોવાઈ રહેલું છે. ૬ જળપાત્રોમાં જુદા જુદા સૂર્ય દેખાય તેમ બુદ્ધિ બુદ્ધિ પ્રતિ જૂદા રૂપે પરમાત્મા દેખાય છે.

**સાખી**—સત્યધર્મ ને જ્ઞાનની રહી જાગૃતી તેજ
પંથ કોઈપણ ત્યાં સુધી થવા ન પામ્યો છે જ
ધર્મજ્ઞાન શિથિલ થાતાં મતિમાં ભ્રમ પેસિયા રે
દેખી લાગ, માન જર લોભી ઠગવિદ્વાન
ગુંથી કરોળીયાસમ જાળો સૂક્ષ્મ પાથરી રે.— સૌની–૧૦
**સાખી**—એ જણુની લડવાડમાં ત્રીજા કેરૂં કામ
પંથકારને ફાવિયું ઘેર્યા લોક તમામ
વાડા બાંધ્યા સૌએ ભિન્ન ભિન્ન કૃતિ આપણા રે
ના તે પોતાનું જ કરી શકિયા કલ્યાણ
કયાંથી શિષ્યજનોને કર્મભારથી તારશે રે.— સૌની–૧૧
**સાખી**—ઘુંચવાઈ સહુકો મરે પડે નહીંજ ઉકેલ
ઝીંટે જ્યાં ત્યાં ઝાંખરૂં પંથ ગ્રહે કોઇ એક
મનની શંકાઓ મનમાંજ રહી નહીં શામતી રે
રાખે પંથ તણાં [1]મન્તવ્યે શ્રદ્ધા અંધ
જ્યાં ત્યાં ચલવે લૂખી જ્ઞાન ભક્તિ વિણુ ભક્તતા રે.–સૌની–૧૨
**સાખી**—વેદ સનાતન ધર્મ તે અનાદિસિદ્ધ જ જાણ
એજ સત્યને આશ્રયે ઝૂઝે જૂઠય તમામ
છોડી મત તકરારો પ્રભુને ભજતા તે તરે રે
લગની લાગે સાચાપ્રેમ તણી પ્રભુમાંહ્ય
એવા બિરલા ભક્ત પ્રભૂની ઝાંખી પામતા રે.—સૌની–૧૩
**સાખી**—ચાલ્યો આવે પંથ જે પિતા થકી ઘરમાંહ્ય
તે ખોટો ન ગણી શકે રૂંધાયું મન ત્યાંહ્ય
બલ્કે ખોટું છે કહેવું ન ગમે તેને રજે રે
એવી [2]અંધગોલાંગુલન્યાય તણી છે રીત
સાચા સિદ્ધાન્તો જાણી ન ધરે આચારમાં રે.—સૌની–૧૪

---

૧ માનવાના નિશ્ચયોમાં. ૨ આંધળા માણસને પોતાને ઘેર પ્હોચાડવા માટે ઠગે બળદને પુંછડે બાઝવા કહ્યું તેથી તે કુટાઇ મુઓ અને ઘર કદાપિ આવ્યું નહીં. તેમ અજ્ઞાનીઓ આંધળા, પંથવાળા ગુરૂઓ ઠગ, કંઠી ટીલાં પૂજા અને બઝાડેલા આગ્રહો તે બળદનું પુંછડું, અને પોતાનું સત્યસ્વરૂપ ચીનવું તે ઘરની પ્રાપ્તિ છે.

સાખી—પિતા પિતામહ સ્તુતિ કરી અભિનંદિત જે પંથ
તે તજવા સામર્થ્ય ના દાબ પડીજ રહંત
લાંબા કાળ થકી ચાલેલ રિવાજો ના ફરે રે
સાહસ કરવાની ચાલે નહિં જરિયે હામ
તેથી રામરામ છેલ્લા ન કરી શકતો રજે રે.—સૌની-૧૫

સાખી—એમ છતાં તજી વાદને સત્ય પ્રભુ લહી એક
સર્વત્રે સમતા ગણી વહે ધર્મને ટેક
નિંદે વંદે નહિં પ્રભુનાં નામો ને રૂપ સૌ રે
સઘળે આત્મપ્રેમથી એકપણું લહી મન
સાચા પ્રેમે પ્રભુભક્તી કરતા ભવ તે તરે રે.— સૌની-૧૬



## ૨૪ વસંતવિહાર.

( શાર્દૂલવિક્રીડિત વૃત્ત. )

આવી શુભ્ર વસંત અમૃતમયી રાત્રી દિસે ચાંદની
સૂગંધીયુત મંદમંદ લહરી ધીમીધિમી આવતી
નાનારંગવડે વિચિત્ર રચિયાં ચોપાસ જ્યાં ચિત્ર છે
ઈન્દુકીર્ણથી રાજતી ગગનમાં એવી અગાસી દિસે.— ૧

મધ્યે આસન બે રૂડાં કનકનાં દેખાય સાથે ધર્યાં
નાના ચિત્રવિચિત્ર કરિગિરીથી પૂરાં દિસે છે ભર્યાં
પીઠે બેસણીયે જડી મુખમલ પ્રસ્તર્ણની ગાદિયો
તેની મધ્ય વિરાજમાન દિસતાં બે દંપતી પ્રેમિયો.— ૨

ઝીણાં કોમળ સ્વચ્છ શુકલ વસનો ઓપે તને પૂર્ષને
નારીને તન રક્ત પીત હરિત શ્રાણી સ્તને મસ્તકે
મુક્તાના મણિ હેમના [૧]રજતના શૃંગાર બન્ને જણે
કર્ણે કંઠવિષે પદે નિજ ધર્યા યોગ્યત્વઅન્વે દિસે.— ૩

૧ રૂપાના.

ઇન્દુની બહુ શાન્ત નિર્મળ અને રૂપે રસેલી પ્રભા
ગોરાં સૌમ્ય સુઘાટિલાં વદનને [1]હારિત્વ આપે મહા
નીચેના અતિરમ્ય બાગમહિંથી નાના ખિલ્યાં પુષ્પની
મીઠી શીત સુગંધ આવી મનને તૃપ્તી મહા અર્પતી.— ૪
અંગોએ કૃત લેપ ચંદન તણા જે ગંધને આપતા
પુષ્પોકેરી સુગંધ સાથ મળીને [2]આમોદ વર્ષે મહા
પુષ્પોના વળી હાર ગુચ્છ ગજરા ધારેલ બન્નો તને
વર્ષાવી અતિ ઉગ્રતાયુત કરે આમોદની બ્હેંકને.— ૫
ઈન્દુ પુષ્પ વસંત વાયુલહરી એકાન્તની ગોઠડી
રાત્રી યૌવન રૂપ ને રસિકતા દાંપત્યના પ્રેમની
ભેગાં આ સઘળાં મળ્યાં પછી રહે બાકી કશું કામને
અંગો અંગજ વ્યાપવા સ્મર તદા માંડયો ધિમેથી ક્રમે.–૬
દેખીને જય નિશ્ચયાત્મક અને ઉંચા ફળે યુક્ત ત્યાં
ધીમેથી નિજ અસ્ત્ર સજ્જ કરવા માંડયું અનંગે તહાં
સાંધી ચાપપરે અમોઘ નિજનું જે બાણ સંમોહન[3]
ખેંચી કર્ણ સુધી ઘણા બળથકી છોડયું સ્મરે તે ક્ષણ.—૭
સામા સામિ અખંડ દૃષ્ટિ કરતાં વાધ્યો નિશો કામનો
પ્રેમાનંદ નિમગ્ન અંતર થયાં શુદ્ધીવિહીનાં મનો
સર્વત્રે થઇ પ્રેમ પ્રેમ બનિયાં સાક્ષાત શ્રી પ્રેમજ
સૃષ્ટી શૂન્ય જણાઇ તે ઉભયને ભૂલ્યાં બધાં દુઃખજ.— ૮



૧ મનોહરપણું. ૨ સુગંધિ. ૩ કામદેવના બાણનું નામ.

॥ ॐ श्री गणेशायनमः ॥

# ॥ श्री चुनीलाल हृदयसुधा काव्य ॥

## ॥ श्री प्रासंगीक उद्गार आस्वादन ४ थुं. ॥

### १ मनतुं नठोरपणुं.

(રાગ-ગઝલ-પછી મદન કુસુમ ધનુષ વ્યર્થ ધારીને ફરે-એ લય.)

હવે શું કરિએ મન વિપરીત કૃતિ જાણીને કરે
જાણીને કરે જડમતિ ખાવ્યું ના ખળે.— હવે શું કરિએ.-ટેક.
બહુ સમજી સમજી શાસ્ત્રવચન પાણીમાં ધરે
નહિં કૃતિવિષે નિજ શાણપણ ઉતારતું અરે.— હવે શું-૧
જન અવરને ઉપદેશસમય શિષ્ટ બની રહે
પણ આત્મકૃતિસમે સમજણ પાણી સૌ ભરે.— હવે શું-૨
બહુ સિદ્ધ પ્રથમ થઇ કસોટીમાં ફસકીજાય એ
(એમ) છળ કરી અભિમાનીને નિજક્રમથી પાડી દે.—હવે શું-૩
હરિસ્મરણમાં પણ દશ્યસ્મરણ લાવતું અરે!
કશી જરૂર વિણ ચિતાર કંઇક મધ્ય ભરવીદે.— હવે શું-૪
સુખ વિષયમાં ગણી દશ્ય ભણિજ ફરી ફરી ધસે
નહિ તૃપ્ત બનતું કોઈ વખત ભભડતું રહે.— હવે શું-૫
બહુ વ્યાધિ આદિ દુઃખઅસહ પામતું ભલે
પણ પુનઃ ભોગપ્રાપ્તિ વખત મુરખ એનુંએ.— હવે શું-૬
સુખ હરિતણું અપાર સમજી તોય ના ગ્રહે
નિજ વિષયપ્રવણ વૃત્તિયો વિલાવવી પડે.— વે શું-૭
નથી જનમભરમાં વિષયબહિર કાઢિયું શિરે
પછી કિમત કશીજ અમિતસુખની હોય અબુધને.— હવે શું-૮

નિજ [1]ભુંડસુખ વિષેજ સતત રચીપચી રહે
નહિં નીકળાય એવી સજડ સાંકળો જડે.— હવે શું-૯
વ્યવહારમાં રહી શું કરાય વદતું એમ એ
કદિએ ન પ્રબળયત્ન સ્વરૂપસુખ પ્રતી કરે.— હવે શું-૧૦
નિત દ્રશ્યજગતનીજ જડ ઉપાસના કરે
સઘળાજ પ્રહર ધૂળધમસમાંજ ગુમવી દે.— હવે શું-૧૧
બહુ જાપ આદિ સખતમજુરીકેદમાં ધર્યે
નહિ અમુક સમય સુધી ઉઠાય સજડ વશ કર્યે.— હવે શું-૧૨
બહુસખત તપતણું ન હું અધિકારી એ કહે
ક્રમક્રમે ચઢીશ એકદમ નહીં બને.— હવે શું-૧૩
કયમ નહીં-કહીજ કર ચઢાવતાં શિરે
અડધ પડધ બજવિ હળવું સટકી જાય એ.— હવે શું-૧૪
અરજ પરમ ઈશ કદમ આપવી ઘટે
સબળબળ પ્રતાપ વિણુ ન માનશેજ એ.— હવે શું-૧૫
પરમકરૂણુ ઈશ સકળ અધિપતિ પ્રભો
શરણુગત ગરીબજન ઉગારતા વિભો.— હવે શું-૧૬
સર્વહૃદયગત અનંત વ્યાપ્તમાન છો
અતિવમહત અગમ છે મહાત્મ્ય અતુલ તો.— હવે શું-૧૭
જગનિયમન શુદ્ધન્યાય થકીજ છો કરો
ચરણુરજ જિનાબમાંહિં [2]ભૃત્યજન અમો.— હવે શું-૧૮
અતિદયાળ લહિજ અરજ સમિપ લાવિયો
અષ્ટઅંગ નમન કરીજ હસ્ત જોડતો.— હવે શું-૧૯
નફ્ટ મન પરેજ છે ફરિયાદ મુજ વિભો
ના કહેલ શ્રીમુખે કરેજ જુલમ શો !!!— હવે શું-૨૦
નહિંજ આપવગર અન્ય કોઈને ગણે
અરજ હૃદય લેઈ સખત રોકવું ઘટે.— હવે શું-૨૧

---

૧ કાદવમાં રહીને માછલાં ઉપર નિર્વાહ કરના પગભાગેલા ભુંડને પુરૂષોત્તમ માસનું તપ થવાથી સ્વર્ગમાં લઇ જવા આવેલા વિમાનને કાદવમાં રહેવાનું સુખ વધારે પસંદ કરી તેણે પાછું વાળ્યું. ૨ સેવકજન.

માતતાત સકળ આપ અન્ય નહિં મુને
આપ ધણી છતેજ મુજ વીતાડતું અરે.— હવે શું-૨૨
ચરણુ સ્મરણુ આપ ત્યાગી બહિર ના ભમે
સખત હુકમ આજથીજ થઇજવો ઘટે.— હવે શું-૨૩
પૂર્ણ છે ભરોસો પ્રભુજી આપનો મુને
સજડ બંદોબસ્ત નકીજ થઇજશે હવે.— હવે શું-૨૪
આપશ્રી સહાય સર્વ ભક્તને કરો
[1]નવિનદાખલ માંહિં ગણુતી મારીએ ગણો.— હવે શું-૨૫

## ૨ ચંચળ મનને તાડન.

(છપય છંદ).

બેશ શાન્ત થઇ મૂર્ખ આમ શું કૂદ્યાં કરતો
વળગે જ્યાં ત્યાં જઈ [2]અડપલાજીવા સરખો
રાત દિવસ ઉધમાત ઉંઘમાં પણુ નહિં શમતો
મુકાવતામાં એક અન્ય તત્કાળ પકડતો
બહુ ચંચળ ચકલાં કાગડા વાંદર વ્યંતરથી વધ્યો
હાર્યા સહુ ચંચળતા વિષે ભૂતથકી ભુંડો બન્યો.— ૧
શું સમજે છે અરે પવન શું મગજ ન માતો
તારા મનને કેમ કાપીએ ઘાસજ આતો
નફ્ટ બન્યો છું ઘણો નથી ખીજયે લજવાતો
નકી [3]ચોદસુંરત્ન માગતો તુંજ જણાતો
તારા મનને નહિં મારશે ખીજી બોલી રહી જશે
પણુ વલે કરૂં જો તાહારી ખબર તને ત્યારે થશે.— ૨
મારા સરખો નહીં અન્ય ભુંડો તું ગણુજે
પાપીનો તો કાળ મને નક્કીજ સમજજે
નિર્દય થાતાં દૈત્યપરે પાતિક નવ લાગે
જીવીને તે નિત્ય સર્વને દુઃખજ આપે

---

૧ નવા સાધકો મુમુક્ષુઓ અને ભકતો આપશ્રીના "નિજજનમાં" દાખલ થતા હશે તેમાં મને પણુ ગણી પક્ષબળવાળો સનાથ કરો. ૨ એક બહુજ અટકચાળો "જીવો" એ નામનો છોકરો. ૩ માર-શિક્ષા.

નાંખી બેડી કરપદ વિષે [1]મુશ્કેટાટજ બાંધિને
અંધારા કારાગૃહવિષે કેદ ભોગવાવું તને.— ૩
હવે માફ નહિં થાય ભલે તું કરગર ઝાઝું
રોઈ રોઈ આંસુએ ન્હવા પણ ફોકટ બાધું
દુર્જન ઊપર દયા કરે તે આપ ઠગાશે
દુર્જનને નહિં દયા ફરી તે લાગ તકાસે
પૃથ્વીરાજાએ [2]મ્લેચ્છને સાત વખત છૂટો કર્યો
પણ એક વખત છોડયો નહીં પૃથ્વીને તુરકે હણ્યો.— ૪
હુકમ કરૂં છું મ્હાય તેહ કાને સાંભળજે
આજ થકી સસ્પેન્ડ જગાથી તુને કર્યો છે
સર્ટીફીકટ શુદ્ધચાલનું આગળ ધરશે
ત્યારે હાવે કામકર્યાને લાયક ઠરશે
દેખાડયે પૂરણ પારખું પૂર્ણઅધીનપણા વિષે
રાખ્યામાં તુજને આવશે યોગ્યકામ ઊપર હવે.— ૫
ગુરૂમંત્રનો જાપ કર્યાકરવો દરમ્યાને
રાતદિવસ સહુકાળ જાગતાં ઉંઘ્યામાંહે
કારણનું નહિં કામ ધૂન્ય સંતત દૃઢ કરવી
પ્રમાદ ત્યાગી એજ સખતઆજ્ઞા શિર ધરવી
પાપોનો સર્વ પ્રલય થઈ મળ વિક્ષેપ બધા જશે
ગંભીર સ્થૈર્ય પ્રગટી હૃદે [3]અંતર્મુખતા વાધશે.— ૬

## ३ दैवनी प्रतिकुळता.

( શાર્દૂલવિક્રીડિત વૃત્ત. )

રે! રે! શું કરિએ નસીબ ડગલાં બે બે અગાડી ભરે
આશાઓ વિરમાવવી સહુ પડે લાચાર થૈ અંતરે
યત્નો જે બહુઘોર દુઃખ સહીને કીધેલ મિથ્યા થતા
આવે હાય! અપથ્યકાળ ઊલટો ઝાઝી ખવાયે ખતા.— ૧

---

૧ સજ્જડ બંધથી બાંધીને. ૨ શાહબુદ્દીન ઘોરીને. ચિત્તનો અંતરાત્મામાં થયેલા નિરોધ.

ના ચાલે કંઈ કેટલુંય કરતાં હ્યાં આપણું કાંઇએ
બૂમોની પણ દાદને શ્રવણમાં લેતું નથી કોઇએ
દુઃખો ઊપર દુઃખના શિરપરે આવી પડે ડુંગરો
સૂઝે ના સહવીજ કેમ કરીને દુઃસહ્ય આ આપદો.— ૨

જીવ્યું કેમજ જાય આમ કરતાં શીરીત દુઃખો સહે
આવા દુઃખદ જીવવાજ કરતાં મૃત્યૂય સારૂં અરે!
છોડીને તન ગર્ભમાંહિં વસવું પાછું પડે છો ભલે
તો એ આ સહુ દુઃખભાર અહિંયાં મૂકાઈ જાશે ખરે.—૩

મેરૂશાં ગુરૂદુઃખ તે અવરને દેખાયછે ફૂલશાં
ત્યાં કોનેય કહ્યા થકી ફળ કશું, રાખી રહું પેટમાં
આંખો બંધકરીજ દાંત કચડી મુંગે મુખે વેઠતાં
જ્યાં ત્યાં આયુષના દિનો શરિરના કેમેકરી કહાડવા.— ૪

થાતો તોય વિચાર નિત્ય હૃદયે જુલ્મો વિનાવાંકના
થાવા ના ઘટતા કદાપિ હરિના ન્યાયી મહારાજ્યમાં
તોએ આ અતિ ઘોરજુલ્મ ગુજરે ધર્મીમનુષ્યો પરે
તેનું [1]હાર્દ ન આવતું સમજમાં શાથીજ એવું બને.— ૫

શાસ્ત્રો તો બતલાવતાં હરિ કરે સારૂંજ સૌને સદા
ધર્મીનેજ જરૂરનાં અધિક છે કષ્ટો મહા વેઠવાં
દુઃખોથી સહુ સદ્ગુણો સજડ થૈ વીરત્વ આવે હૃદે
જાણી દુઃખજ આપનાર વિષયો [2]વાન્તીસમા તે ત્યજે.— ૬

થાતાં એમ હૃદે વિરાગ મન ત્યાં પાછું હઠી દશ્યથી
જાતું શ્રી પરમેશના શરણમાં દીનત્વ ઝાઝું ગ્રહી
ઊગારે હરિ દુઃખ તાપ ભયથી એવું લહી ભક્તિમાં
લાગે ઈશિકૃપા પ્રસાદ રળવા એકાગ્રચિત્તે તહાં.— ૭

છે આ સત્ય તથાપિ દુઃખ સહવાં લાગે બહૂ આકરાં
એવા લાભ ભલે મળે ન, સહવાં શીરીતથી એ બધાં

---

૧ હેતુ–રહસ્ય. ૨ ઉલટી જેવા.

રાત્રી ને દિન ત્રાહિ ત્રાહિ કરતાં દુઃખે પડે કહાડવાં
ત્યાં મોટા બહુ લાભઅર્થ શમણું શીરીતથી ધારવાં.— ૮
દુઃખે કાયર ઊલટું થઈજતાં હૈયું બને બ્હાવરૂં
સામું પાગલ કાંગલુંજ બનતું વીરત્વ શું ધારવું
ભારે કષ્ટવિષે ન સાવધપણું કેમેકર્યુંએ રહે
ડૂબી જાયજ દુઃખમાં હૃદયતો દુઃખસ્વરૂપે બને.— ૯
દુઃખીની વિધિને દયા ન જરિએ અત્યંત એ ક્રૂર છે
પીલાવે વિણુવાંક ઘોરવિપદે ધર્મીજનોનેય એ
ના રાખે કંઈ માપ એ વિપતનું દે ઊપરા ઊપરી
શીરીતે સહશે ગરીબજન તે રાખે તમા ના કંઈ.— ૧૦
આવે ચિત્ત વિચાર તૉય મુજ કે રોગી થતાં બાળને
ના ઇચ્છિયેય દવા બહૂજ કડવી માતા પિતા પાય છે
હાથો ને પગ જોરથી કબજ લૈ મ્હોમાં ધરી વાડકી
દાબી નાક ઉતારવા ફરજ તે પાડે ગળે ઓષધી.— ૧૧
જો કે બાળ ન જાણુતાં જુલમને ભારે ગણે છે હૃદે
માબાપોપર વ્હાલના બદલમાં કટ્ટાંજ વૈરી ગણે
તોએ માતપિતા ઘણાં કરૂણુ ને રાજી ભલામાંજ છે
કો રીતે નિજબાળની વિપતને જાતી રહેલી ચહે.— ૧૨
તે જો બાળક જાણુતો હત હૃદે તો તો મહાપ્રેમથી
ને મોટા ઉપકારથી હૃદયમાં ઝાઝો ખુશી તે થઇ
હાથે પી જઇ ઓષધી મગનમાં, માબાપને પ્રેમથી
મોટા માનથકી પ્રસન્ન કરતો ભારેકૃપાને ગણી.— ૧૩
એરીતે સઘળા પ્રસંગ ગણવા જેવાજ તે આવતા
ન્યાયી યોગ્ય જરૂરના સમયને સૌરીતથી ફાવતા
ના જાણ્યે બબડાટ બેસમજમાં ઊંધો કરી બેસતાં
ન્યાયી વિશ્વપિતાવિષે વિષમતા આવીજતી ના છતાં.- ૧૪
હે રે ઈશ કૃપાળુ માફ કરજો છું બાળ હું રાંકડો
કેવો તૉય પ્રભૂતણો તનુજ છું શર્ણેજ આવી ખડો

સર્વેભાર મુકાઈ નિર્ભય બનું એવો વિરાગી કરો
જેથી દુઃખસુખાદિ દ્વંદ્વ જઇને શાન્તી મળે ચિત્તમાં— ૧૫
દુઃખો કે સુખ માનવાં મનવિષે અજ્ઞાનતા એ બધી
સર્વે ચોકસન્યાયના અનુક્રમે થાતું રહેતું અહીં
મિથ્યા છે અનુકૂળ ને પ્રતિકુળો, સૌ જોઇયે તેમ છે
છે ના સંભવ કોઈએ જુલમનો ન્યાયીનિયંતા વિષે.— ૧૬



## ४ अकथ दुःख.

( રાગ-ગઝલ-કાઝી કિતાબેં ખોલકે નસીયત બતાવે ઓરકું-એ લય. )

એક અસહ્યદુઃખ મુને દહે તે દાહ ઉગ્ર અતી અરે !
નહિં જીવી હુંથી શકાય રે જો વિપત એ ઝાઝી ટકે.- એક-૧
મુજચિત્તતો ભડકે બળે મુજનયન અશ્રુધાર વ્હે
છાના જઈ રોવું અરે ! કયમ વેઠી એહ શકાય રે.- એક-૨
એ ગેબીમાર સહાય નહિં કોની કને ન કહાય કંઇ
મનમાં ઝુરી ઝુરીને મરૂં કદિ પ્રગટ દુઃખ કરાય નહિં.- એક-૩
નિત હીજરાવું અંતરે મંન ચરચરાટ અરે બળે
એ વેદના તે કો કળે બળવુંજ અંતરમાં રહ્યું- એક-૪
દારૂણુ દુઃખે ડુબતો રે હાય ! સ્હાય કરે ન કો
નહિં ગુપ્તપીડ લહેજ કો અહ ! દુઃખ એહ કયમે સહું.-એક-૫
ચરરાટ ચિત્ત બળીજતું અઘરૂં પડે બહુ જીવવું
રે ! આત્મઘાત કયમે કરૂં મરતાંય છૂટું દુઃખથી.- એક-૬
કયમ ઇશ આવા ક્રૂર છે શો જુલમ ગુજરે હું પરે
નહિં અંત દુઃખ તણો અરે ! ધિક્કાર જીવન માહ્યરૂં- એક-૭
દુઃખો મહા કાપે નહીં મૃત્યૂય પણુ આપે નહીં
વૈરાગ્ય મન થાપે નહીં રસ્તો હવે મુજ શો રહ્યો- એક-૮
સહવુંજ મીંચી નેત્રને તે કેમ હાય ! બની શકે
ઊપાય બીજો ના અરે ! હે ઈશ આતે શું કરો !!- એક-૯

શાં પાપ ઘોર કર્યાં હશે તેનાં ફળો આજે નડે
શાં કર્મથી દુઃખ આ પડે સમજાય જરિએ ના મુને- એક-૧૦
જીવન બધું જ્યાં દુઃખનું નરદેહથી ત્યાં લાભ શું
પાષાણુ થઈ પડિયો હતે ના દુઃખ આ કોદી થતે- એક-૧૧
અયિ વિશ્વનાથ મહાન તું શુણુ અરજ કાંઇક તો પ્રભુ
શું માત્ર દુઃખજ વેઠવા નરદેહ આ આપ્યો વિભુ- એક-૧૨
અકળીત કળ તુંજની બહૂ જરિએ ન હું સમજી શકું
હેતૂ કશો આનો હશે આવે નહીં લક્ષે કશું- એક-૧૩
પણુ આ થકી મૃત્યૂ મુને અગણીતગુણુ સારૂં ગમે
કે સ્વલ્પ દુઃખ પમાઇને વિરમાય દુઃખ રહીત થઈ- એક-૧૪
આ રૂપ ગુણુ પ્રજળી જજો લજ્જા પ્રતિષ્ઠા એ બળો
બળ બુદ્ધિ એ સળગી જજો નહિં દુઃખ આ જેથી મટે- એક-૧૫



## ૯ प्रेमक्षुधादग्ध पुष्प.

(શિખરિણી વૃત્ત)

વિના સાચાપ્રેમે નિજ થઈ રહેલી પ્રણયિની
જિવે છે એકાકી ખપવગરનો તુચ્છજ બની
ગુણો વિદ્યા જ્ઞાનો બળ ચતુરતા શુંજ કરવાં
ન ચ્હાનારૂં કોઈ જગત અભિનંદે નહિં કશાં— ૧
મહા ધર્મી ટેકો દૃઢવ્રતનું માહાત્મ્ય કંઈ ના
હિસાબે ના રાખે જગત યદિ જાણે બહુ જણા
નહીં પ્રેમો કોને કદિ ઉછળતા ભિન્નમનમાં
બધે સ્વાર્થી દોસ્તી વિણુ ગરજ રાખે નહિં તમા— ૨
બિચારો પ્રેમાર્થી હૃદયમહિં સ્હારે ગુપતમાં
કહીં ખોલે હૈયું કહિંજ મન ઠારે પ્રણયમાં
ઝુરી ઝૂરી રાત્રી દિન નિરગમે નિત્ય દુખથી
બળે હૈયું છાનું ચરચર થઇ સંતત અતી— ૩
દિસે બાધું સૂનું જગત, વિભવો શૂન્ય સરખા
પડે ચિત્તે કેમે ઘડિકપણુ એ ચેન ન જરા

રમૂજો કૈં કૈંની અવનવિન જે કૌતક બધાં
મને તે સૌ જોતાં અધિકતર આવે અણગમો.— ૪
મહાવિદ્વાનોનાં વચન પણ તેને નવ ગમે
ગમે ના તેને તો સુખરૂપ હરીનું ભજન એ
નહીં સારૂં ખાવું વસન પણ શોભાયુત નહીં
ઘરેણાંએ અંગે કદિય ધરવાં ના મન ગમે.— ૫
કશામાંએ તેનું મન નવઠરે રહે ભ્રમિત એ
વિચારોએ ચિત્તે પ્રિયમિલન સંબંધિજ વહે
ઘડીમાં વેઢાઓ ગણી ગણી લલાટે કર ધરે
વળી નિશ્વાસો ત્યાં હૃદયથકી અત્યુષ્ણ નિકળે.— ૬

ક્ષણે લાંબી મારી અતિવ દુખથી હાય જબરી
થઈ મૂર્છાવસ્થા વશ પડીજતો ભૂમિપર તે
કુટે માથું ઝાઝું કર ઉભયથી જાગ્રત થતાં
પડી અશ્રુબિંદુ નયન થકી ગાલે વહીજતાં.— ૭

મહા દુ:ખે તેનું હૃદયપણ તાપે થરથરે
થવા હૈયું ખાલી જઇ નિરજને ગાઢ વિલપે
દયા તેની કોને મહદ્દુખ આ કોણ શમવે
કહે કોની આગે મુઝઇ મનમાં શોષઇ મરે!!!— ૮

અહા! આવા દુ:ખે અવધિ અવધી ઈશ અવધી
નહીં જેનો દીસે જગમહિં પ્રતીકારજ કંઈ
અરે! તોબા તોબા! કયમ સહન આતો થઈ શકે
કહીં ગાઢાંદુ:ખો કહીં અબળ આ દેહ જનનો.— ૯

કદી કોની આગે પ્રગટ ન કરાયે વિપત એ
સદા દાઝી દાઝી ગુપત ચચણી અંતર બળે
કશા ઊપાયે તે નહિજ મનનું પીડન શમે
દહ્યું સ્હેવું ત્યારે રજનિ દિન મીંચી નયનને.— ૧૦
ચુરોથાતું રાતું મટી બળી બળી શ્યામજ થતું
નિરાળું બેઠેલું મદનશરથી ઘાયલ થતું

ભરેલી આંખો છે સલિલ ભરી આવી વહી જતું
ક્રમે પ્રેમી પાખે હતશરિર મૃત્યુન્મુખ થતું.— ૧૧
હવે એને રસ્તો મરણ વિણ બીજો નવ જડે
થયું તેને હાવે શરિર કરતું માત્ર દુખને
અતીશે દુઃખોથી જિવન પણ ભારે થઈ પડયું
વિના મૃત્યુ પામ્યે શમન દુખનું શકય ન રહ્યું.— ૧૨
બહૂ કંટાળીને તનપર પ્રહારો કદિ કરે
કદી થાતી વૃત્તિ બહુજ દુખમાં આત્મહનને
બિચારો દુઃખોથી ચિતભ્રમસમો છે થઇ રહ્યો
ન સૂઝે શું કીધે જરિપણ શમે કલેશ મનનો.— ૧૩
રિવાજો જ્ઞાતીના કંઈ જનસમૂદાયજ તણા
અરે ! કેવા જુલ્મી બહુજ દુખદેનાર અવળા
વિપત્તીનાં ઝાડો શિરપર ઉગાડે ગરિબને
અરે પીલે નાંખી જન અવળીઘાણી મહિંજ એ.— ૧૪
નથી શ્રીમંતો કે ગરિબઘરમાં જન્મ ધરવો
કદી કોના હાથે અવતરણ છે કર્મનિયમે
યદા જન્મે સૌએ પરવશ રહી દૈવગતિને
તદા શાને સર્વે સમ નવ ઘટે હક્ક સહુને.— ૧૫
યદાપી પૂર્વેનાં તનરચિત પાપોથકી જનો
ગરીબો જન્મીને નિજ અનુભવે કર્મજ ફળો
શકે ના પામી જ્યાં સુખ મનુષ્ય પ્રારબ્ધ બળથી
તદા જ્ઞાતીબંધુ–જનસમુહએ વ્હાર કરવી.— ૧૬
સમૂહો જ્ઞાતીઓ વિધવિધ તડો ભાગ વિગરે
કર્યા છે શા માટે કયમ નહિંજ લ્યો લક્ષવિષયે
જનોને સંભાળી નિજનિજ સમૂદાય પુરતા
સહાયો અર્પીને નિજ પરતણી ભીડ હરવા.— ૧૭
ટુંકા જથ્થા માંહીં નિયમન બહૂ ચોકસ થતું
સુખી થાયે સર્વે અરસપરસે આપી ઘટતું

જહાં એવો એક્કો જન નિજજનાર્થે તુટીપડે
અલક્ષ્મી ને દુઃખો કહિંથકી નડે જ્ઞાતિજનને.— ૧૮

હવે એવો હેતૂ નથી જરી રહ્યો કોઇ મનમાં
નથી જ્ઞાતીબંધુ તણી કશી જરી દાઝ જનમાં
ન કોએ કો માટે કદિય દરકારે કશી કરે
થયા તેથી જ્ઞાતીનિયમ જુલમો રૂપ સહુને.— ૧૯
પળાવે છે ઝાઝાં નિયમન ગુજારી જુલમને
નહીં શૂણે કોઈ ગરિબજનની દાદ કહિંયે
ભિડી બે દાંતોને નયન ઉભયે બંધ કરિને
ઠર્યા સ્હેવા એ સૌ જુલમ સમુદાયો રચિત જે.— ૨૦

પ્રભૂ પાસે માગું કદિ ન અવતારો ફરિ હવે
સમૂદાયો તેમાં જહિં જુલમ આ ઘોર ગુજરે
ગરીબોનાં નેત્રોમહિં થકી ન આંસૂ કદિ સુકે
ગયાં જ્યાં બોચીએ સબળજનનાં નેત્ર ઉભયે.— ૨૧

પ્રભૂજીની કોર્ટે વિણ અરજિ આપ્યે નહિં વળે
વિધીનો આ આવો જુલમ નહિં કો રીતજ ટળે
વિના આપ્યે હાવે અપિલઅરજી ઇશકરમાં
નહીં માને પાપી પિશુનમતિ એ નિર્દય મહા.— ૨૨

દુખીવૃત્તી શાહી મન કલમ ને લેખ ઉભરા
લખ્યું ઉર્મી હાથે હૃદયપટને કાગળ કર્યા
મહા પૂજ્યસ્વામી પરમ કરૂણાસાગર પ્રભો
સહુ સૃષ્ટીકેરા અધિપતિ અને રક્ષક વિભો.— ૨૩
વસ્યા વ્યાપી સંધે સકળજનનાં અંતર વિષે
મહામોટો જેનો અગમમહિમા કોઇ ન કળે
નિયંતા છો પોતે વળી પરમન્યાયી જગપતિ
સદા છોજી સ્વામી શરણગતના વત્સલ હરિ.— ૨૪

જિનાબે સેવામાં ચરણરજના કિંકર અમો
દયાળુ જાણીને અરજ લઈ આવ્યો સમિપમાં

નમીને સાષ્ટાંગે ગળગળિત વાણીથી વદતો
મહાદુઃખે ડૂબ્યા ગરિબજનની દાદ શુણજો.— ૨૫
જનો સૌ સંસારે અવતરી પ્રવાસે નિકળિયા
પ્રવાસે બે મિત્રો ખસુસ સુખ માટે જરૂરના
જુદા સ્વાર્થો બેના જહિં તહિં મનો એક ન બને
ઘટે તેથી મૈત્રી કરવિ પુરૂષે સ્રીજન વિષે.— ૨૬
પતીપત્ની ચિત્તો બહુસરસ સંયુક્ત બનતાં
બને તેથી સ્હેજે ઉભય મનની એકરસતા
મહાદેવી યુગ્મે અમૃતમય પ્રીતી પ્રગટતી
થતાંની સાથે તે જિવન સુખરૂપેજ કરતી.— ૨૭
સધાયે સૌ ધર્મો અનુકુળ અને શ્રદ્ધિત પણે
તથા સંસારે એ સકળ વ્યવહારો શુભ બને
સુશીલી સદ્ધર્મી પુનિત સુપ્રજા ઉદ્દભવ થકી
કરાયે સૌ લોકો ઉપર ઉપકારો અનવધી.— ૨૮
વળી યજ્ઞાદી ને તવ પરમઉપાસન વિધે
પતી પત્ની સાથે મળી દઢમને સાધન કર્યે
પમાતું હેલામાં પરમપદ તારૂં જગપતે
દિયે સાક્ષી વેદો સ્થળ સ્થળ પુરાણો પણ કથે.— ૨૯
થકી હેતૂ એવા ચતુર અરથો સિદ્ધ કરવા
ન ચાલે એવી છે જરૂર પુરૂષે લગ્ન કરવા
રૂઢીના [1]વૈષમ્યે અસલની વ્યવસ્થા બગડતે
ન પામે સ્રીસાથી અતિ વિનીત વિદ્વાન જનએ.— ૩૦
નિધામાં સૌ લૈને હુકમ કરશોજી [2]વિધિપરે
ન આવું હાવેથી અતિજુલમનું રાજય ચલવે
નહીં થાવા માટે અમુકસ્થિતિનો આગ્રહ મને
સ્થિતિ ચાહે તે હો પણ સુખમયી હોય મનને.— ૩૧

૧ બગડી ગયેલી સ્થિતિમાં. ૨ વિધાતા ઉપર,—પરમાત્મા સાક્ષી રૂપે રહી અધિકારીઓ મારફત જગતરાજ્ય કરે છે, અને ભક્તને બ્હાર કરવાના ખાસ કામમાંજ માત્ર તેઓ દરમ્યાનગીરી કરે છે અન્યથા નહીં.

ઘટે સાચાપ્રેમી સુહૃદસહ કાં યુક્ત કરવા
મહાવૈરાગ્યે વા જગતપરનો મોહ હરવા
દઇને મૃત્યુ વા કંઇપણ કરી પીડ હણવા
ન પીલાવો દુઃખે પ્રભુજી ઘટતો દાસજન આ.— ૩૨

બિજાઓને ના છે ગરજ કંઈ સાચાપ્રણયની
રહે છે સંતોષે ફકત કરી પ્રાપ્તી વિષયની
ન ઇચ્છું હું એવું હૃદયગત પ્રેમીજન વિના
ગમે ના સંલાપે સ્પરશ કરતો ત્રાસ મનમાં.— ૩૩

ચઢી મ્હારે માટે મુજપ્રતિ કૃપા ખાસ કરિને
કરો લાગે જેવું ઘટિત પ્રભુ સર્વજ્ઞનજરે
સહૂ રીતે હું તો હરિ! ચરણમધ્યે શરણ છું
ઉગારો દુઃખેથી જયમ ત્યમ, કરૂં એ અરજ હું.— ૩૪



## ૬ વિધિનો જુલમ.

( રાગ શોકનો—હા! થયા શા હાલ મારા હાય હે હરિ-એ ગઝલની લય- )

ધિક્કાર છે ધિક્કાર તુને ધિક્કાર છે ધિક્કાર
ધિક્કાર જુલ્મી વિધિ તુને કીધો છે કેર અપાર.—ધિક્કાર છે ૧
વિષમ દશાઓ ઘણી કરી દુઃખ દીધાં ઘોર અમાપ
ઉંડા દીધા ઘા વેરીએ રૂઝાશે ના કોઇકાળ.— ધિક્કાર છે. ૨
સીમા નથી આ દુઃખની ટળવાનો છે ન ઇલાજ
ઝૂરી ઝુરી મરવું અરે વેઠી એ કેમ શકાય.— ધિક્કાર છે. ૩
પીલાતાં રહીને દુઃખમાં વિલપંતાં રહી દિનરાત
બુરી દશામાં જીવવું ભુંડુ મૃત્યુથી સદાય.— ધિક્કાર છે. ૪
અસહ્ય આવી આપદો વિધિ વેઠાવે વિણ વાંક
શો જુલ્મ ન્યાયી રાજ્યમાં ગુજરે દીનોપર હાય!!— ધિક્કાર છે. ૫
શુણે ન કોઈ રંકનું ર્‌હેવું મીંચીને આંખ
તોબા અરે તોબા હરિ! ત્રાહીરે હો જગનાથ!—ધિક્કાર છે. ૬

વીતાડી ભારે દુઃખડાં રડાવ્યા છે દિનરાત
બાળ્યાં છે ભડકે કાળજાં છાંટયા છે ઊપર ક્ષાર.—ધિક્કાર છે. ૭
લાતો લગાવી ચાહને ગેબી દીધા બહુ માર
અઘરૂં પડે છે જીવવું જીવ્યામાં ના કંઈ સાર.— ધિક્કાર છે. ૮
હેતુ નહીં સમજાય છે ફળને એ નાજ ભળાય
મિથ્યા પડાવે દુઃખ તે શીરીતે યોગ્ય કહાય.— ધિક્કાર છે. ૯
હે ઇશ મોટા આપ છો સુણતા નથી કાં દાદ
શું માત્ર દુઃખો વેઠવા છે જન્મ આ મહારાજ.—ધિક્કાર છે. ૧૦



## ૭ मृत्युनी पसंदगी.

( શોકની ગજલ રાગ ઉપરનો. )

અબતો યે [1]જી મેં ના રખું મરજાનેદે મુઝકો.— ટેક.
ગુજરનેમેં કુછ કમી નહીં ખંજર લગા દિલપે
કારી જખમ કયોં ખમ શકું ન ગુજર હો શક્તી [2]દમે.—અબતો.-૧
અબ જીના મુજકો હરામ હે જલતા હે દિલ જ્યોં ચિરાક[3]
[4]જગર ફટજાતા હાયસે ઉડજાતા હે યહ જાન.— અબતો.- ૨
કિસ્મતને યે કયા દગા દીયા કયા જુલ્મ યે ગુજરા
જીના અબ કૈસે અયે [5]પિયા તોબા અરે તોબા !!—અબતો.-૩
સહા ન જાતા જુલ્મ યે કટનેકા હે ન ઈલાજ
મારા હે મુજકો બિન ગુન્હા કાટા હે બિન તલવાર.—અબતો.-૪
કિસકો સુનાવે હાલ યે કિસકો કરે ફરિયાદ
ન જુલ્મ જૈસા જુલ્મ હે કુછ તો કરના દરિયાફ.—અબતો.- ૫
હમતો મરેંગે દુઃખસેં નહીં આપકો અચ્છા
સુનતા ન કોઊ દર્દકો અંધેર હે બડા.— અબતો.- ૬
કયા જીનેમેં અબ મઝા રહી મરજાના વો અચ્છા
જીસકે મુલુકમેં ના મિલે તોબાસેં કોઊ બચા.— અબતો.- ૭

---

૧ જીવ-પ્રાણ. ૨ એક શ્વાસ પણ. ૩ દીવો-બળતું. ૪ કાળજું-હૃદય. ૫ પ્રાણનાથ-પ્રભુ.

ગમકા નહીં યહાં શુમાર હે દુઃખકા નહીં હે શુમાર
સુખકા નહીં હે [1]ખ્વાબ ભી અબ જીનેસેં કહા.—અબત્તો.– ૮



## ૯ વ્યવહારને ઠપકો.

( રાગ–ગઝલ. )

અરે વ્યવહાર તું શાને, રહ્યો લાગી વિવિધ બ્હાને
હવે તો છોડ હે ભાઈ, કહાં સૂધી રહ્યો સાહી.– ૧
પ્રસંગે ફોસલાવે છે, પ્રસંગે તો દબાવે છે
પ્રસંગે તો રડાવે છે, પ્રસંગે હર્ષ લાવે છે.– ૨
નિયમ કો સિદ્ધ તારે ના, કહીં છે પાર તારો ના
[2]મહા વૈચિત્ર્ય જે તારૂં, કળે શું ચિત્ત આ મારૂં.– ૩
ઉપાધીરૂપ તું કે હું, ન નક્કી તેહ કંઈ થાતું
તથાપિ મુક્ત તારાથી, સુખી દેખાય છે હુંથી.– ૪
રહ્યા શર્ણે હવે તારા, જવાનાં દુઃખ ના મારાં
તુને હું જોઇ જોઈને, વિતાવું કાળ રોઈને.– ૫
ઘણા જુલ્મો રૂઢીઓના, વળી મર્યાદ વેઠયાના
અસહ્યજ આપદો ભારે, બધાંએ ધૈર્ય જ્યાં હારે.– ૬
બિચારા ધર્મીઓ વેડે, સહાવે દુઃખ તું જે જે
મિજાઓ આડરસ્તાથી, કરે નિજચાહના પૂરી.– ૭
મને તો માર્ગ બીજો ના, અનૂકરણો કરૂં હું ના
ફિરાવું આંખ ચોબાજુ, દિસે ભયદુઃખ ત્યાં ઝાઝું.– ૮
વિધિએ દૈવ નિર્ધાર્યું, સહ્યાવિણ કોણુને ચાલ્યું
બહૂ ટુંકા જિંવ્યા કાજે, કરે કો શ્યામ કર્મોને.– ૯
ત્યજું છું હું તુને હાવે, મને તુજ સાથ ના ફાવે
સુખો તુંમાં નહીં લેશે, ગિરીઓ દુઃખના દેખ્યે.– ૧૦
કિયાં એ દુઃખ છે કેવાં, નહીં કો જાણશે તેવાં
જુદા સુદ્દાજ મારે તો, નહીં એ દુઃખ વેઠે કો.– ૧૧

---

૧ શમણું. ૨ એક દેશમાં આમ રિવાજ તો બીજામાં જુદાજ રિવાજ, સૌ પોતપોતાના રિવાજ ખરાગણે, તેથી એમાં સત્યનો પત્તો નથી.

સ્થિતીમાં એકતાનાં તો, અસંખ્યો છેજ દષ્ટાંતો
વિચારો હેતુઓ જુદા, જુએ ના કોઈ એ [1]મુદ્દા.- ૧૨
જુએ છે તોય ના દેખે, સુખો માની દુખો વેડે
મને જે મોતનાં દુઃખો, બિજાને તેજ છે સૂખો.- ૧૩
અરે શા હાલ મારા આ, સ્થિતિ મારી અરે શી આ !!
અતી શું ક્રૂરતા દાખો, જરાતો રહેમને રાખો !!- ૧૪



## ૯ મહાજનને ચળતાં જાગૃતિ.

(છપય છંદ)

આજ સુધી દૃઢ રહ્યા તેહ જન હવે ચળે છે
ક્ષુધાપીડથી અહા ! સિંહ તૃણભક્ષ કરે છે
ધર્મધુરંધર વીર વિપતમાં ધર્મ મુકે છે
કામદગ્ધસતી કુચે નીચજન સ્પર્શ કરે છે
અગ્નિને લાગે છે ઉધે સૂર્ય [2]તમે વીંટાય છે
બહુ દૃઢવ્રતધારી શુદ્ધજન નીચમાર્ગ વહીજાય છે.- ૧
સબર ભાઈ, રે ! સબર કાંઈ તો વાત વિચારો
સાહસ કીધા થકી દુઃખનો હોય ન આરો
આગળથી ચેતવું એજ સજ્જનની રીતી
પાછળથી પસ્તાય મૂર્ખજન કેરી નીતી
પરિણામવિચાર પ્રથમ કરો પછી થકી ડગલું ભરો
બહુ ધીરજ ધારી ચિત્તમાં સત્યદૃષ્ટિને ફેરવો.- ૨
વિકટ સમયમાં ટેક જો તમે છોડી દ્યો છો
અવર સમે સાચવ્યા ઊપરે ધૂળ ધરો છો
એક ઘડીમાં સર્વ ધર્મબળ ઊડી જાશે
આજ લગીનું સત્ય હતુ ન્હોતું થઇ જાશે

---

૧ સહૃદય મનુષ્યને જેમાં બીજાઓને કાંઈ ન લાગતું હોય તેમાં પણ અસહ્ય દુઃખ લાગે છે. જુઓ. परिणाम ताप संस्कार दुःखैर्गुणवृत्ति विरोधाच्च सर्वमेव दुखं विवेकिनः ॥ पा. योग. २-१५ ॥ અર્થ જુઓ પાન ૧૧૫ની ટીકા ૪. ૨ અંધકારથી.

લ્યો વેઠી માટે આસમે દુઃસહ્ય દારૂણ દુઃખને
આગળ પલટાશે સમય ને જય જયકાર થશે બધે.— ૩
દુઃખ સમે ધીમંત બેસતા વીરજ થઇને
ઉલટું વાધે શૂર મોત મૂઠીમાં લઇને
પડે છોજ પડનાર વેઠનારો કયાં કાચો
વજ્રકાળજું કરી સાંખતાં હઠે ન પાછો
ના દીનપણું ઊભું રહે, ખમવાને સાવધ થયો
ડરશે શું તે આપતથકી મોતથકી જે ના ડર્યો.— ૪
કયાં આગળ છે દુઃખ માત્ર માનેલું મનમાં
બીજાઓ છે એજ સ્થિતિમાં મહા મગનમાં
માને તેને દુઃખ નાજ માને તે સુખિયો
સ્થિતિયો બદલ્યાં જાય કરો ભુંડીકે રૂડિયો
જ્ઞાનીને સર્વ સામાન છે ટેક ધર્મ નહિં છોડવાં
કાલે પડતું તન આજ પડ અપયશને નહિં ઓઢવો.— ૫



## ૧૦ बालिकालग्ननिंदा.

(રાગ–ગાયનનો)

ધિક્ક બાલાલગ્નને રે (૨), કંપ ઊપજે છે મુજને.— ધિક્ક. ટેક.
આવડી છોકરી શું સમજે કે, પ્રીતમ તે વળી શુંજ હશે
કેમ પોતાને વર વરાવે, વરગૃહપ્રતિ જવું કેમ પડે— ધિક્ક. ૧
કુમારી ને લગ્ન કરેલી, ફેર કશો બે બાળ વિષે
વર વરેલી શું ફળ પામી, ખોટ કશીજ કુમારપણે— ધિક્ક. ૨
"વર" કહે, નહિં પિછાણ સરખું, ઉલટી શરમે દૂર ખસે
શાસ્ત્ર વિધિથી અભેદ બનિયાં, બાલિકાને ગમ શીજ રજે— ધિક્ક. ૩
દાંપત્યમૈત્રી છે પ્રીતિનિદર્શન, દિવ્ય ઉછાહ પ્રમોદ ભરે
અજ્ઞ બાળકી સંકોચાતી, ઉલટી લજ્જા શરમ ભયે.— ધિક્ક. ૪
પ્રાસું જોયે વ્રત, બોલ્યે બાધા, અભડાતી વર પવન અડયે
આને લગનજ કે ફારસ છે, કયાં હેતુ કયાં રૂઢી વળે.— ધિક્ક. ૫

નહિં વિદ્યા કે પ્રીતી અરથે, અર્થ વિનાજ ગતાનુગતે
મિથ્યા "પરણી" નામ કહાવે, અંધરૂઢી અનુસાર વહે.- ધિક્. ૬
પ્રેમ વિના પીયર દિન ગાળે, નહિં પતિસેવા ધર્મ ગ્રહે
સાપ ગયા ને રહ્યા લિસોટા, આચાર માત્ર થતા લગને.- ધિક્ ૭



## ૧૧ સૌભાગ્યવતી હસુમતીનો દેહવિલય.

( દ્રુતવિલંબિત વૃત્ત )

ગુજરી ગૈ મરી ગૈ તરૂણી અરે! વિલસિ ગૈ લસિ ગૈ દિન સ્વલ્પ એ
ગમતી ગૈ વસી ગૈ મુજ ચિત્તમાં, કરતી ગૈ હૃદયે અતિકારી ઘા—૧

સ્મરણમાં રમતી મુખની કળા, મલકતી હસતી સ્મિતથી અહા!
વચન સુંદરીનાં બહુ સાંભરે, ઘડી ઘડી સ્ફુરતાં મનમાં અરે!— ૨

ઉછરતી પણ શી સુશિલી રમા, હૃદયમાં પ્રસરેલી સુશાન્તતા
ખુશીજ રાખતી એ મન પ્રાપ્તમાં, અધિકની કરતી નહીં કેં સ્પૃહા—૩

અવનવાં નહિં ભોજનની તમા, વસન શોભિતની નહિં કામના
નહિંજ ભૂષણની પણ લાલસા, ઉછરતીવયમાં ગુણ શા બધા— ૪

ક્રુધિત શબ્દ સમે કદિ જો કહ્યા, નહિજ ઉત્તર આપતી એ જરા
કદિય રીશ કશી ન ચઢાવતી, રહી ખુશી ખુશીમાંજ રખાવતી—૫

નિજમનુષ્યપરે બહુ પ્રેમને, જણવતી ગણિને નિજઅંગને
અવગુણો મનમાં નહિં લાવતી, સુખવિષે રહીને સુખ આપતી—૬

અહહ! બાલક ઉમ્મરમાં રમા, ગુણગણો અતિ ઉત્તમ તાહરા
હૃદયઉન્નતતા સુકુમારતા, પ્રકૃતિથીજ વસે કુલઉચ્ચમાં— ૭

કુલિનની કુંવરી તુજના સમી, જગતમાં કહિં પ્રાપ્ત થવી નથી
બહુજ નિંબતરૂ જગમાં જડે, કંઇક ચંદન તો નસિબે મળે—૮

બહુ હશે રૂપવંતી કુમારીઓ. ભણીગણી ચતુરાઇ ભરેલીઓ
ગુણવતી કુલિના પણ ક્યાં મળે, ગઈજ તે કયમ પાછી કદી ફરે—૯

નથી હવે અહિં એ સમ કન્યકા, ગઈજ તેહની ખોટ પુરાવવા
મૃતસમા ગૃહને જિવડાવવા, રચિજ ના દિસતી વિધિએ કયહાં—૧૦

વિરમવીજ ઘટે સ્થિતિ આવી માં, ગૃહીતણા સુખની મૃગતૃષ્ણિકા
નજ ઘટે ક્ષણએ થવી ચિત્તમાં, ક્ષણિક આ વિષયો તણી લાલસા—૧૧
મનથકી તજી સંસૃતિમોહને, સતત ઇશ્વરચિન્તનમાં હવે
સકળ આયુષશેષ વિતાવવું, અત્તર સૌ ક્રમથી પરિત્યાગવું—૧૨
શરિરભૂષણ યૌવન આવતાં, ગળીગયો શઠકાળ જરાકમાં
નહિજ લેશદયા મન દુષ્ટને, રડી રડી મરિયે જીવથી ભલે—૧૩
સદગુણે ભરપૂર હતી તદા, હૃદય સત્યજ પ્રેમ હતો યદા
શિદ અરે ન વસી મુજ સાથમાં, પિયરમાં સહુ વર્ષ ગુમાવિયાં—૧૪
પણ કશો ન ઘટે ઠપકો તને, જનરિવાજ બહુ જુલમી નડે
શિયળશંકિત વિશ્વ રૂઢી ધરે, જડી સુલગ્નવડે જુજવાં કરે— ૧૫
વિષયથી જડ વિશ્વ ન જાણતું, પ્રણયીનું નહિં સત્ય પ્રમાણતું
વિષયી ને પ્રણયી સરખા ગણે, પથર ને મણિને સમમૂલ્ય દે—૧૬
પણ ન સાધન પારખવા કંઇ, નહિંજ વાંક પછી જગનો તહીં
વિધિ અને નસિબો તવ આવતાં, મનુષ જે શરણે મનવાળતાં—૧૭
ઉછરતો ગૃહઆશ્રમ ભાગીને, મનરથો ધુળધાણી કર્યા અરે!
મનુષ્યના મનમાંહિં કંઇ રહે, વિધિ વળી કંઈ અન્યજ આચરે—૧૮
નહિં થતું મનચિંતિત જયાહરે, અફળ ગોઠવણો મન સૌ કરે
તજવી સંકલ્પો તણી ટેવને, પ્રયતવું સ્થિરતા ગ્રહવા હૃદે—૧૯
નથી થતું જનને મન જોઇતું, પ્રભુ દિયે મનચિંતિત તે કશું?
નિયમ એ મુજને સમજાય ના, પણ ખરો કયમ શાસ્ત્ર કથે અહા!—૨૦
કુસુમડું ખિલતાં કરમાવિયું, રમકડું રમતાંજ પડાવિયું
ગરિબનું વરરત્ન છિનાવિયું, હત! વિધિ તુજહાથ શું આવિયું—૨૧



### १२ अष्टांग ब्रह्मचर्यनुं नियमग्रहण.

( હરિગીત છંદ ).

માતા અને ભગિની સમાન તમામ નારી વિશ્વની
નિશ્ચે ગણીશજ આજથી મન વચન કર્મ ત્રણે કરી
ના કોઈનો અપવાદ રાખી ભિન્નભાવ ભજીશ હું
સહુને અગમ્ય ગણી પવિત્રજ નેત્રથી નિરખીશ હું— ૧

અષ્ટાંગશુદ્ધ સુબ્રહ્મચર્ય સદાય પ્રાણજતા રખી
રહી સાવધાન હમેશ હું [2]અસ્ખલિત પાળીશ નેકથી
નહિં અંશનો કદિ ભંગ થાવા દેઉં દઢ મન રાખીને
સઘળાં [3]વિલોભનથી રહીશ મન જોરથી ખેંચી બળે— ૨
જે હિત્વમ્ એમ છતાંય શુક્ર ચળે અચિન્ત્ય નિમિત્તથી
હરિસ્મરણમાંજ વિતાવવો દિન નિરાહાર બધો રહી
તે રજની આખી જાગરણસહ ઇષ્ટદેવ ઉપાસવા
ફરી સમય એવો દ્દષ્ટ થાય ન એ વિષે કરી યાચના— ૩
સ્ત્રીવિષયચિન્તન વિણ ન ઢીલો શુક્રબંધ કદી પડે
પોચો થયા વિણ શુક્રબંધ વિકાર કોઈ ન ઊપજે
જ્યાં સ્મરણ પ્રેક્ષણ આદિ અંગ તણોજ ભંગ કરાય છે
સ્વપ્નાદિ વિકૃતિ તેજ જનમાં સંભવિત પણ થાય છે— ૪
જે વિષય ચિત્તવિષે ન દિનમાં સ્થાન ક્ષણ પણ પામતો
તે સ્વપ્નમાં આવે નહીં એ નિયમ સિદ્ધજ વિશ્વનો
માટે રહી દિનરજની સાવધ સદ્‌વિચારજ સેવવા
નિજ ઈશચિન્તન રત રહી વ્યવહારમાં રહેવું સદા— ૫
લગિરેક વૃત્તિ સ્ત્રીવિચાર વિષે વહેતાં રોકવી
દઈ જાગૃતી મનને તરત હરિસ્મરણધારા સાધવી
નિજ પુરૂષમિત્ર સમીપ જયમ નિર્દોષપ્રેમજ ઉદ્‌ભવે
સ્ત્રીસાથમાં પણ જરૂર પડતાં તેજ રીત રહો હૃદે.— ૬
ના દેહસંગ સુખો વિષે આસક્તિ કિંચિત રાખવી
એ [4]શુક્રહંતા મદનસુખની હાનિયો ન કહી જતી
તનબળ મનોબળ બુદ્ધિબળને સદ્ય ક્ષીણ કરી દિયે
ટોચે થકી પાડે પલકમાં સિદ્ધ સંયમનિષ્ઠને.— ૭

---

૧ स्मरणं कीर्तनं कोलिः प्रेक्षणं गुह्य भाषणम् । संकल्पो ऽध्य-वसायश्च क्रियानिष्पत्तिरेवच ॥ અર્થ—સ્મર સંબંધિ સ્મરણ, વર્ણન, રમત, નિરીક્ષણ, વાર્તાલાપ, વિચાર, નિશ્ચય, અને સ્ત્રીસંગ એ આઠ અંગથી કેવળ અસ્પૃષ્ટ રહેવાને અષ્ટાંગબ્રહ્મચર્ય કહે છે. ૨ તુટક પડવાદીધા વિના. ૩ લલચાવનારા પ્રસંગોથી. ૪ વીર્યહણનારા.

પામર બનાવે યોગીજનને સંગસુખ એવું સદા
મસ્તી બધી ઊતારીદે ઘડી તણા છઠ્ઠાભાગમાં
નિર્માલ્ય ને નિઃસત્વ કરી દે શેરડીકુંચા સમો
[1]કોલુંજ સ્ત્રી નરસાર ખેંચી કહાડવાનો જાણવો.— ૮

ઈચ્છે મનુષ્ય જે સુખ [2]વ્યવાયે નિત્ય તે પરતંત્ર છે
કાંકે વિષયને ઇન્દ્રિયો દ્વારાજ એ સુખ પ્રાપ્ય છે
જો ઉભયમાંથી એક સ્વસ્થ ન હોય તો સુખ ના જડે
વળી વિયોગે ભોગો વિના બહુ ઘોર દુઃખજ સાંપડે.— ૯

માટે વ્યવાય વિષે અગણ્યઅનર્થ બહુવિધ જાણીને
એ વાતનું કદિ સ્મરણએ ન કરાય એમ થવું ઘટે
બહુ ચિત્ત સજ્જડ પ્હાડ જેવું અડગ બનવી રાખવું
લાખો પ્રલોભન આવતાં પણ અચળ સિદ્ધ બનાવવું.—૧૦

કો કાળ સંમતિ નાજ દે [3]અણમૂલ્યરેતસહાણની
સ્વપ્નો યદા ડગવે સમસ્તજ ઉંઘ કેવળ ત્યાગવી
જાગ્યા વિષે પણ સ્ત્રીવિચાર થતાંજ સજ્જડ રોકવો
નિજ જાપ ધ્યાન વિષેજ તે તત્કાળ વાળી યોજવો.— ૧૧

અભ્યાસ એમ થતાં થતાં મન ધ્યાનસુખમાં રાચતાં
[4]આભાસસુખની ભાવના નિર્માલ્ય જાણી ત્યાગતાં
ખપ ઇન્દ્રિયો કે વિષય કે જગમાત્રનોય મટી જતાં
પરતંત્રતા ફીટી જઈ [5]નિરપેક્ષતા સુખ આવતાં.— ૧૨

આથી ત્યજી સહુ વાસના સ્મરવિષયની અંતરથકી
જળ મૂકવું નહિં સ્પૃહા કોઈજ કાળ એ કરવા તણી
છે ભુક્ત જન્મ અનંતમાં વિષયો અનેક પ્રકારથી
પણ તૃપ્તિ હોત મળી સ્પૃહા કયમ થાત આ ફરીવારકી.— ૧૩

---

૧ શેરડી પીલવાનો સાંચો. ૨ સ્ત્રી સંગમાં. ૩ અમૂલ્ય એવા વીર્યની હાણ કરવાની સંમતિ મન કદાપી આપે નહિં એમ કરવું. ૪ વિષયોથી મળતાં સર્વ સુખો પ્રતિબિંબરૂપ હોવાથી સાચાં નથી. ૫ સાધનના ખપ વિનાનું ઇન્દ્રિયોની પારનું સ્વતઃસિદ્ધ સત્યસુખ.

વિજળી તણા ઝબકાસમાં થઈ પ્રગટ ગેબ થતાં સુખો
તે નિમિષના ચમકાટ અર્થ ખુવે મહા તપનાં બળો
તે મૂર્ખના પણ મુરખની મોભાગ્રમતિ છો સુખ ગણે
જીવન બળોને ગુમવતાં નિજ પ્રાણહાણજ છે રળે.- ૧૪



## ૧૩ विषयोनो आत्यन्तिकत्याग.

( દ્રુત વિલંબિત વૃત્ત ).

વિષય રે ! તમને તજીયાજ મ્હેં, મિલન છેવટનું ગણજો હવે
ઉડીગયો રસ સૌ તમ માંહિંથી, નજ રૂચે તમસેવન પ્રેમથી.— ૧
તમ સ્પૃહા કહિએ ન કરીશ હું, વચન સત્યજ નિશ્ચલ આ કહું
નથીજ દ્વેષ તમોસહ માહરે, સુખ નહીં પણ કો તમમાં રહે.—૨
ઉપરથી ભભકાભર છો ભલે, કરવતા સુખભ્રાન્તિ તમે ભલે
રમવતા મન અજ્ઞતણાં ભલે. સુખદતા તમમાં કહિં છે રજે.—૩
વિજળીના ઝબકા સરખાં અહો ! પ્રગટી તત્ક્ષણ ગેબ થતાં સુખો
બહુજ કિંમતનાં ગણી છો જડો, તમ પુઠે અટવાય કરી શ્રમો.—૪
બહુજ દુઃખ વિષે સુખ એ કશાં: કહિંજ અંધનિશામહિં આગિયા
જન ચહે તમથી સુખ પામવા, મુરખમાં પણ મૂરખ માનવા.—૫
બહુજ અંધનિશા સહુ કાળ જ્યાં, વિજળિયો ઝગકયે ન પતે તહાં
પ્રખર ભાનુ જવલંત તપ્યા વિના, કયમ પુરાય પ્રકાશતણી સ્પૃહા-૬
ક્ષણિકભાસ થતે વિજળી તણા, થતી ન કોઇજ કારજસિદ્ધતા
સુખમિશે મનમૂર્ખ પટામણી, હૃદયને ઉલટી પપળામણી— ૭
વિષય પાસ જુએ તવ ઇન્દ્રિયો, તુરત ચંચલતાયુત થાતિયો
મુખવિષે પડતાં જયમ કોળિયો, તુરત ક્ષોભ થઈ દ્રવતા રસો— ૮
વિણ ત્યજયે વિષયો કદિ ઇન્દ્રિયો, નહિજ શાન્ત બને બહુ ધૈર્ય ઘો
નિકટ પામીજ અર્થ ન ધીરતા, ગહી રહે સમ અક્ષ ગણો કદા—૯
ક્ષણિક યે સુખભ્રાન્તિજ દુઃખતા, અતિ કરે પરિણામવિકારતા
વિષ ભળ્યાં પકવાન યથા જમ્યે, મહદ વ્યાધિ પછી તનમાં દમે—૧૦

અહહ લાલચની દુરવાસના, વિરમતી નહિં દુઃખ સહાવતાં
તન તજાયે વળી દેહ ખડો કરી, અગણુ દુઃખસુખો સહવે વળી—૧૧
હૃદયથી દૃઢત્યાગ કર્યા વિના, નવ શમે કદિએ મનકામના
નહિજ ભોગ થકી વિરમે કદી, બની રહે અધુરી કલ્પો લગી.—૧૨

## १४ खुशामत करवानुं असामर्थ्य.

(રાગ—સિંહાનો કનરો)

થઇન શકે એ, મુજથી જરીએ, ખુશામત તો ઘણી નીચી નીચી રે-
થઇ ન શકે એ— ટેક
જો કદિ વિધિ આ પ્રકુપિત થઇને, કરીદે ગમે ત્યમ તોય ડરૂંના-થઇન ૧
શું કરી શકશે પિશુન મનુષ્યો, જો નિજ ધર્મ થકીજ વહુ હું-થઇન ૨
ધર્મ થકી તો સુખજ થવાનું, દુઃખ અધર્મ થકીજ થવું છે,-થઇન ૩
પળશી થકી શું બની શકવાનું, ભાગ્ય વિના નર કોડી ન પામે-થઇન ૪
પ્રારબ્ધો નિજ પળશી કર્યાથી, પામર ફેરવી શું શકવાનો-થઇન ૫
નહિં નિજ દુઃખો શકતો નિવારી, દુઃખ હમારાં શું હરવાનો-થઇન ૬
નસિબ હમેશાં બે બે ડગલાં, આગળ આગળ છે ભરતું રે-થઇન ૭
નહિજ ખુશામત હું કરવાનો, ઇશ સમર્થ શિરે મુજને રે-થઇન ૮
દીન થઇને શિદ કગરૂં હું, નૃપપણુ લે સહુ ઇશદિધેલું- થઇન ૯
કોણુ અમિર ને કોણુ ગરિબ છે, સૃષ્ટિ વિષે સહુએ સરખાં છે-થઇન ૧૦
એકજ મોટો ઇશ્વર સહુથી, પરમદયાળ કૃપાનિધિ સ્વામી-થઇન ૧૧
ચરણુ વિષે હું નમન કરીને, તે હરિના જસ ગાઉં ઉલાસે-થઇન ૧૨

## १५ कृपानंद.

(માલિની વૃત્ત)

મુજ શિર કર ધાર્યો ઇશ તેં અર્જ સૂણી
નહિં તુજ કરૂણામાં વાત કો રહેતી ઊણી
સબળ સકળ દીધું વાંછના પૂર્ણ કીધી
[1]અભિલષિત ન બીજું બાકી છે કો ફરીથી.— ૧

---

૧ ઇચ્છાનો વિષય થયેલું.

પળ પળ પ્રતિ નામું હર્ષનાં અશ્રુ આવે
નમન વળી વળીને હું કરૂં સ્નિગ્ધ ભાવે
હૃદય અતિ ઘણું આ મગ્ન આનંદમાં છે
કરૂં જહિં જહિં દૃષ્ટિ શાન્તિ ને સૂખ ભાસે.— ૨

સુખમહિં બનિયો છું જેમ હું હોઉં ઘેલો
[1]જગક્રમ સહુ ભૂલી હું થયો શૂન્ય જેવો
મુજ સમિપ બને શું વિસ્મર્યો ભાન તેનું
સ્થિતિ મુજ નથી જાણે વિશ્વમાં થાય એવું.— ૩

મુજપ્રતિ કરૂણા આ રંક જાણી કરી તે
મન [2]ઉશિંગણ જાણે શી રીતે થૌં પ્રભૂને
કયમ કરી જણવું આ વૃત્તિ આભારની જે
કયમ ઉરમી ઉઠેલી આ કરૂં શાન્ત હું જે.— ૪

સુકૃત કંઈ ફળ્યાં તે ઉદ્ધાર કીધી હરીએ
પ્રભુજી શરણ રાખ્યો રંકને આજ પ્રીતે
નિજ ગણી કરૂણાથી મસ્તકે હસ્ત મૂકયો
ભય સકળ ટળ્યો ત્યાં દુઃખનો જેહ હોતો.— ૫

અબળ દુખી હતો તે આજ હું છું સનાથ
[3]સબળકર થકી હું છું હવે રક્ષ્યમાન[4]
મુજ શિરપર રાજે ઇશ જે સર્વશક્ત
સહુભય લય થૈને છું થયો શુદ્ધભક્ત.— ૬

શરણ મુજ સ્વિકાર્યું ઈશ વાલી થયા છે
વિનતિ હૃદયધારી ચિત્ત આણી દયા છે
શિશુપર કરૂણાથી પ્રેમની દૃષ્ટિ ધારી
અહનિશ હરિ રક્ષે સર્વથા [5]વિકૃતીથી.— ૭

---

૧ સંસારની વ્યવહાર મર્યાદા. ૨ ઉપકારથી દબાઇ ગયેલી આભારી વૃત્તિને બદલો વાળવાનું થતું ખેંચાણ. ૩ સર્વશક્તિમાન ઈશ્વરના હજારો હાથથી. ૪ રક્ષણ કરાયેલો. ૫ વિકારોથી.

[1]હરિગૃહજન થૈને હું રહ્યો છું હવેથી
ફરૂં મુજ મન જ્યાં જ્યાં ચ્હાય ત્યાં હું સુખેથી
સહુ હૃદયની ભીતી કયાંય છે લોપ થૈ તે
નિડર થઈ વહું છું કામના ત્યાગીદૈને.— ૮

મન મહિં મુજ લાગે પ્રાણિયો વિશ્વના જે
સમજ વિણુ સુખોનું દશ્યને દ્વાર જાણે
બહુજ શ્રમ કરીને કષ્ટને વેઠી ઝાઝાં
સુખ તણી જરી છાયા માત્ર પામે બિચારાં.— ૯

સુખ સકળ જહાંથી [2]ઉદ્ભવે તે ત્યજીને
જગવિષય મહીંથી ખોળતાં તે સુખોને
મુકી સુવરણુ ખાણો ધૂળમાં હેમ શોધે
[3]જલધિ ત્યજી જળોને પાંદડાંથી નિચોવે.— ૧૦

મૃગ જયમ નિજનાભી કસ્તુરીને ન જાણી
તૃણુ તૃણુ પ્રતિ શોધે [4]મોદ એ હોય શાની
ત્યમ હૃદય રહેલો [5]સૂખરાશી ન જાગુી
જન બહિર મથે છે પામવા શાન્તિરાણી.— ૧૧

નહિં સુખ વિષયોમાં છે રહ્યું કોઈ કાળે
હરિસુખ થકી [6]બિંબ્યાં ભોગમાં કીર્ણ ભાળે
સુખ જન વિષયોથી પામતા જે જણાયે
જયમ ફરતીજ ભૂમી પુંદડીમાં ભળાયે.— ૧૨

સુખ કંઈજનને કો વસ્તુથી પ્રાપ્ત થાયે
અવર કંઈકને તો તે થકી દુઃખ થાયે
સુખ દુખ ઉભયે જો વસ્તુ એકેજ થાયે
નહિં ગુણુ વિષયોના ચિત્તના તે જણાયે.— ૧૩

૧ પ્રભુના ઘરનો માણસ. ૨ ઉપજે છે. ૩ જળનો મહાસાગર. ૪ સુગંધિ. ૫ સુખનો સાગર. ૬ સુખસ્વરૂપ પરમાત્માનાં પ્રતિબિંબિતકીર્ણો ભોગ મારફતે મનુષ્ય અનુભવે છે.

જુદી જુદી સ્થિતિયોમાં એકની એક વસ્તુ
થકી મન સુખદુઃખો યુક્ત દેખાય થાતું.
વિષય જડ બધાએ તેમને ભોગવ્યાથી
નહિં સુખદુખ કાંઇ ઊપજે તેહમાંથી.— ૧૪

પણ [1]જવ નિજઇચ્છિયા ભોગને જંતુ પામે
બહુ દિનથી રહેલી [2]ક્ષિપ્તવૃત્તિ વિરામે
મન જવ સ્થિર થાયે ત્યાં થતો ભાસમાન
ઝટ હરિસુખ કેરો **સ્વરૂપ** આનંદ ત્યાંય.— ૧૫

જળ થકી સઘળેથી પૂર્ણ રીતે ભરેલું
સર જ્યમ નિજલીલેથી છવાયેલ થાતું
કર થકી હડશેલી લીલને દૂર કહાડે
જળ [3]તવ તરસ્યો ત્યાં અંજલી એક પામે— ૧૬

લઇ કરમહિં જેવે હસ્ત ઉંચો કરે કે
તુરત પસરી જાતી લીલ પાણીપરે તે
ફરી જળ મળવાને યત્ન પાછો નવેથી
કરી વળી ફરી પામે ઘૂંટડો પાણી એથી.— ૧૭

જળ જ્યમ કરમાંથી એ નથી પ્રાપ્ત થાતું
સભરસર ભરેલું તેજ યત્ને પમાતું
સુખ ત્યમ વિષયોથી પ્રાપ્ત થાતું જણાતું
પણ હરિસુખમાંથી કીર્ણ ઝાંખું પમાતું.— ૧૮

હરિ સરસમ સંધે વિસ્તરી છે રહેલા
અકળિત નિજ શક્તિ-લીલથી છે છવેલા
વિષયરૂપ કરેથી વૃત્તિએકાગ્રતાથી
ક્ષણ સુખજળ ઝાંખી પ્રાપ્ત થાતી જનોથી.— ૧૯

વિષયથી સુખબુદ્ધિ ચિત્તમાં છે દઢેલી
મન સ્થિર ક્ષણ થાતું ભોગકાળેજ તેથી

---

૧ જ્યારે. ૨ વિષયને માટે ભાટકાં મારી રહેલી ચંચળ વૃત્તિ. ૩ ત્યારે.

[1]મલિન પણ ઠરેલા ચિત્તમાં સ્હેજ થાય
હરિસુખતણી છાયાની જરા ઝાંખ ત્યાંય.— ૨૦

અનુકુળ હથિયારે મંત્ર કે ઔષધીથી
સકળ જળપરેથી લીલ એ આસર્યેથી
જળ જળ જળ સંધે એકરૂપે ભળાય
નહિં પછી કંઇ બાકી [2]પ્રાપ્યની પ્રાપ્તિમાંહે.— ૨૧

અહિં પણ મળ ચિત્તે દૃશ્યમાં રક્તતાનો
વળી ક્ષણ ક્ષણ તે શું વૃત્તિને દોડવાનો
જય પ્રથમતણો ત્યાં શુદ્ધવૈરાગ્યથી છે
અવર-વિઘ્ન શામે રોધતાં વૃત્તિયોને.— ૨૨

મળ ઉભય હણાતાં નિર્મળું ચિત્ત થાતાં
સ્થિરમતિ પછી લક્ષ્યે ઈશમાં સિદ્ધ થાતાં
ભ્રમપટ ખુલી જાતાં ઇશ પ્રત્યક્ષ થાતા
અકળ સ્વરૂપ પોતે [3]જ્ઞાનરૂપે લહાતા.— ૨૩

પરમકરૂણ એવા સત્યના બેલી એવા
સકળપતિજ એવા દીનનાબંધુ એવા
અકળિત મહિમાથી સ્તુત્ય ને પૂજ્ય એવા
અતિશય મનમાંહે ભક્તવાત્સલ્યવાળા.— ૨૪

નિજહૃદય વિષે તે આત્મરૂપે લહાતા
નહિં ખપ વિષયો ને ઇન્દ્રિયોનો પડે ત્યાં
જડ જગતતણું ના કામ છે કાંઇ ત્યાં તો
હરિદરશન પામી વાંછના થાય ના કો.— ૨૫



---

૧ જેમ મેલાદર્પણમાં પણ ઝાંખું મ્હો દેખાય છે તથા મેલા સ્થિર જળમાં ઝાંખું મુખ દેખાય છે તેમ. ૨ પામવા યોગ્ય વસ્તુની. ૩ સ્વ[illegible]ન દેખાય॥

## ૧૯ દાસત્વનો ત્યાગ.

[ લાવણી. ]

નોકરી [1]કોણઅર્થ કરવી રે, નોકરી કોણઅર્થ કરવી
વિશ્વંભર હરિ સમર્થ શિરપર દીનતા શિદ ધરવી- નોકરી. ૧
ધરી વિશ્વાસ સજડ મનમાં રે, ધરી વિશ્વાસ સજડ મનમાં
રાતદિવસ મન રાખ લીન શ્રી વિશ્વનાથ પદમાં.- નોકરી. ૨
જો પછી કેવો તું સુખિયો રે, જો પછી કેવો તું સુખિયો
સુખમય હરિમાં પ્રેમ થકી જ્યાં અભિન્ન થઈ ગળીયો-નોકરી. ૩
નથી કંઇ જરૂર અન્ય કૃતિની રે, નથી કંઇ જરૂર અન્યકૃતિની
અનેક શ્રમ ભય દુઃખ સહી ના કર વાંછા સુખની-નોકરી. ૪
પુત્ર તું નથી ભિખારીનો રે, પુત્ર તું નથી ભીખારીનો
અનંત કોટિક વિશ્વતણો છે ધણી તાત તારો- નોકરી. ૫
કમી શી પછી હોય તારે રે, કમી શી પછી હોય તારે
જાણી જોઇને મન મધ્યે તું દરિદ્રતા ધારે- નોકરી. ૬
દુઃખ મનમાં અધિકાં ધરતો રે, દુઃખ મનમાં અધિકાં ધરતો
જગતપતીનો પુત્ર થઈ કૃતિ ભિખારીની કરતો- નોકરી. ૭
ઘેર સંપત્તી સહુ દૂઝે રે, ઘેર સંપત્તી સહુ દૂઝે
કર્મહીણને પેટભરણ [2]પડિયા ચાટી સૂઝે- નોકરી. ૮
ભાન કયમ ગયું મુરખ તારૂં રે, ભાન કયમ ગયું મુરખ તારૂં
કેમ છેક તું ભુલી ગયો ઘર પિતાતણું તારૂં- નોકરી. ૯
કુંવર તું વિચાર છે કોનો રે, કુંવર તું વિચાર છે કોનો
અનંત સુખ ઐશ્વર્ય જ્ઞાન સામર્થ્ય પ્રેમ નિધિનો-નોકરી. ૧૦

૧ શા કારણ માટે. ૨ ભિખારીઓ જેમ રસ્તામાં અથડાતા પડિયામાં ચોટેલું અન્ન ચાટી પેટ ભરે છે અને અન્યના જેવીજ મનબુદ્ધિ આદિ આશ્ચર્યકારક શક્તિયોનો ઉપયોગ ન કરી જનાવર જેવી સ્થિતિ ભોગવે છે તેમ નીચ કામ કરી દુઃખે પેટ ભરે છે પણ ઈશ્વરનો વિશ્વાસ રાખીને પોતાના વર્ણાશ્રમને માટે ધર્મશાસ્ત્રે નિર્ણીત કરેલાં કાર્યો કરી પેટ ભરવાનું નાસ્તિક હૃદયને લીધે અંગીકાર કરતો નથી.

પછી શિદ તારે ભટકાવું રે, પછી શિદ તારે ભટકાવું
તુજ [1]ઘરમાં સઘળુંજ ભરેલું નથી ખોળવાનું– નોકરી. ૧૧
અન્નની ખોટ હોય શાની રે, અન્નની ખોટ હોય શાની
જહાં જોઉં ત્યાં અઢળક સંપત ભરી દિસે તુજની–નોકરી. ૧૨
ખરી તુજ મનની છે ખામી રે, ખરી તુજ મનની છે ખામી
સકળ વસ્ત તુજ હસ્ત છતાં નવ માનેજ હરામી–નોકરી. ૧૩
નાંખ હણી એહ પાપીયાને રે, નાંખ હણી એહ પાપીયાને
ભૂલભુલવણી કરી જાળ એ ભ્રમપટની [2]સારે– નોકરી. ૧૪
મહતપદ ઢાંકી રાખે છે રે, મહતપદ ઢાંકી રાખે છે
[3]ગુણ સંસ્કારો તણાં મધ્યમાં ધરી વાદળાં ને– નોકરી. ૧૫
ગુરૂથી સાધન પામીને રે, ગુરૂથી સાધન પામીને
એહ દુષ્ટ મનસાથ યુદ્ધ કરી માર નીચ એને– નોકરી. ૧૬
[4]પછી નહિં કોઇ ભુલવનારો રે, પછી નહિં કોઈ ભુલવનારો
સત્ય જ્ઞાન આનંદ પ્રેમમય સ્વભાવ કહિ તારો– નોકરી. ૧૭
ઈશતન ઈશિસમ જ હોયે રે, ઇશતન ઈશિસમ જ હોયે
અગ્નિતણો ચિણગાર અગ્નિના સહુગુણ યુત હોયે– નોકરી. ૧૮
ઉષ્ણુતા દાહ તેજવાળો રે, ઉષ્ણુતા દાહ તેજવાળો
ન્હોય કૉયલો કદાપિ એ બહુ જડવત ને કાળો– નોકરી. ૧૯

---

૧ પ્રત્યેક મનુષ્યનું વિશ્વ ઘર છે, પણ જીવ ઇશ્વરથી જુદો પડી પોતાનું જુદું "હું" પણું અને તેણે માનેલું મર્યાદાવાળું જૂદું મમત્વ કરી જાણે બાપથી જૂદો નીકળ્યો છે અને તેથી બાપની સંપત્તિપરનો હક તેણે ખોયો છે તેથી તે પોતાને નિર્માલ્ય અને નિર્ધન દેખે છે, નહિંતો વિશ્વમાંની સંપત્તિમાંથી, જો તે જૂદો નીકળ્યો ન હોત અને તેના પિતા ઈશ્વિરના ભેગો રહેતો હોત તો તેના ઇચ્છા કરતા પહેલાં જે કાંઇ તે કહેત તે તેની આગળ આવીને ખડું થાત. ૨ પાથરે છે. ૩ ગુણો અને સંસ્કારો એ મનની મિલકત છે તેમાં જીવને કાંઇ સંબંધ નથી પણ પોતાનામાં પ્રતિફલિત થયેલાં તેમને એ ભૂલથી પોતાનાં માની જીવપણાનું દુઃખે કરીને ન નિવારણ કરી શકાય એવું દારિદ્રય ભોગવે છે. ૪ એકવાર સર્વથી નિર્લેપ એવા પોતાના સચ્ચિદાનંદ સ્વરૂપને મને ઉપજાવેલા સર્વભેદોથી નિર્મુક્ત થઈ સંયમદ્વારા અસંગ અને અનંત જુએ તો પછી આવી ભૂલ કદાપિ થાય નહીં.

જીવ ત્યમ ઈશગુણો ધરતો રે, જીવ ત્યમ ઈશગુણો ધરતો
તગતગતો ચૈતન્ય એહ છે જ્ઞાન પ્રેમ કરતો- નોકરી. ૨૦
થતાં [1]સંલગ્ન ઈશપદમાં રે. થતાં સંલગ્ન ઈશપદમાં
આપ-ઈશ એકત્વ જ્ઞાનથી ભ્રાન્ત ભેદ ગળતો- નોકરી. ૨૧
હરિમય વિશ્વ પછી ભાળો રે, પ્રભુમય વિશ્વ સકળ ભાળો
અનંત પ્રેમસમુદ્ર મધ્ય નિજ અખંડસુખ મ્હાલો.- નોકરી. ૨૨



## ૧૭ ઈશ્વરમાં દૃઢ વિશ્વાસ.

( વૈતાળીય છંદ )

હરિમાં [2]દૃઢ વિશ્વસ્યા થકી, પ્રભુતો સ્હાય કરેજ છે નકી
પરચા મુજને કહીં મળ્યા, હરિની સ્હાય સમે થયા તણા.- ૧
શુણિને નિજભક્તપીડને, અવલોકી વળી [3]આર્તનાદને
પ્રભુજી ઝટ સ્હાય થાય છે, નહિં દુઃખો પડવા જરા દિયે.-૨
ઘડિયે ઘડિયે પળે પળે, હરિ રક્ષા નિજદાસની કરે
શિશુની જનની પઠે સદા, નિત સંભાળ લિયે જગત્પિતા.— ૩
કૃત જે નિજકર્મ પૂર્વનાં, થઈ પ્રારબ્ધ સતાવવા કરે
હરિ ત્યાં કરી સૂક્ષ્મ તેહને, કરીદે સોયસમાન શૂળિને.— ૪
સઘળી સ્થિતિમાં સહુ સ્થળે, હરિ બેલી નિજદાસના રહે
સઘળાં વ્યવહારકાર્યને, વિણ વિઘ્ને પરિપૂર્ણ તો કરે.— ૫
પ્રતિકૂળ પ્રસંગ ઉદ્‌ભવે, પણ ત્યાંએ અનુકૂળતા રહે
[4]પિશુનો [5]વ્રણ શોધતા ફરે, પણ દૃષ્ટે પડવા ન ઈશિ દે.— ૬
કળવા દૃઢ ભક્તટેકને, મનનું સ્થૈર્ય દૃઢાવવા અને
અધિકાર પરીક્ષવા દિયે, હરિ આપત્તિપ્રસંગ દાસને.— ૭
પ્રતિકૂળ પ્રસંગ પામીને, પ્રભુની પૂર્ણ કૃપાજ માનીને
ગુણરૂપ વિપત્તિને તદા, બહુ પ્રેમેજ વધાવીલે [6]મુદા.— ૮

---

૧ રૂડે પ્રકારે જોડાતાં ૨ દૃઢ વિશ્વાસ રાખ્યાથી. ૩ દુઃખ ભરેલી બૂમને. ૪ ખળલોકો. ૫ દોષોરૂપી છિદ્રો. ૬ આનંદથી.

નિજનાથ તણી કૃપા થકી, બનતું તે સુખરૂપ છે લહી
સુખમાં રહી મગ્ન સર્વદા, [1]રત રાખે નિજવૃત્તિ ઇશમાં.— ૯
સદ્ગુણ દૃઢાવવા પછે, હરિનો દાસ પ્રયત્ન આદરે
સહતાં સહતાંજ દુઃખને, હૃદયે ઉચ્ચગુણો દૃઢી રહે.— ૧૦
કરી શાન્ત વિશુદ્ધ ચિત્તને, મનને ભક્તિરસે ભિજાવીને
હરિમાં રત સર્વદા રહે, તજી [2]સક્તી વ્યવહાર આચરે.—૧૧
વળી જ્યાં હરિભક્ત ન્યાયના, વિષયોમાં સુખબુદ્ધિ ધારતા
વિષયે રત ચિત્તતા વડે, વિષયેચ્છા યદિ પૂરવા કહે.— ૧૨
નિજપાસ જનાર માર્ગમાં, મળતી હોય સહાય જેહમાં
પરિપૂર્ણપણે મનોરથો, હરિ પૂરે શુણુતાંજ તેહતો.— ૧૩
પણ જે વિપરીત હોજતો, નડનારી નિજ ભક્તિમાર્ગમાં
બહુ આગ્રહ ભક્તનો છતાં, નવ પૂરે હરિ તેહ વાસના.— ૧૪
પ્રભુને નિજભક્ત ઊપરે, અતિશે વ્હાલજ હોય છે હૃદે
નિજ બાળક લાડકું ગણી, અપરાધો પણ ના જુએ જરી.—૧૫
ન ગણે હરિ ધર્મ કર્મને, ન જુએ શાસ્ત્રવિધાન માર્ગને
તપ યોગ વિરાગ ત્યાગ કે, વિદ્વત્તા ન પ્રભુ ગણે રજે.—૧૬
નિરખી નિરદોષતા હૃદે, ઉભરાતો બહુ પ્રેમ અંતરે
નિજનું સરવસ્વ ઈશને, ગણુતો જોઈ કૃપા પ્રભુ કરે.— ૧૭
સહુ સાત્વિક સંપદો થકી, પ્રભુભક્તી રતચિત્તતા થકી
સહુ દેવ તણાય દેવ તે, લહીને ભક્ત સુભાવથી ભજે.— ૧૮
હરિના ગુણનેજ બોલતા, મહિમાગાન રસેજ ડોલતા
નમતા ચરણારવિંદમાં, બનતા સંતતયુક્ત ઈશમાં.— ૧૯
ભજતાંજ અનન્ય ભાવથી, ગણુતાં પ્રેરક ઈશ આપથી
દૃઢ ચિત્તથકી ઉપાસતાં, હરિ પૂરે નિત [3]યોગ ક્ષેમતા.— ૨૦
મનથી વચથી તને થકી, સ્મરણે કીર્તન પૂજનાદિથી
નિતયુક્ત અનન્યતાથકી, હરિરૂપેજ થવાય [4]યોગથી.— ૨૧



૧ રમતી-પરમાત્મામાંજ રમણુકરતી વૃત્તિને રાખે. ૨ વળગણુ-સંગ.
૩ આવશ્યકની પ્રાપ્તિ અને પ્રાપ્તનું સંરક્ષણ. ૪ હરિમાં જોડાયાથી.

## ૧૮ श्रीहरिनी भक्तने अनुभवाती अजब सहाय.

( રાગ ધનાશ્રી ગઝલ )

[1]મૂરખ શું સમજે હરિની કૃતિ મૂરખ શું સમજે,
ભક્તજનોને કેવે પ્રકારે ઇશ સહાય કરે.– હરિની કૃતિ. ૧
શા વખતે શું યોગ્ય ગણાયે કોનું શું હિત છે,
સાધન કેવાં તે કરવામાં શી રીત શું નિપજે–હરિની કૃતિ. ૨
કેવી સ્થિતિની કોણ મનુષ્યને જરૂર શા વખતે
શાનું શું પરિણામ નિપજશે અલ્પજ્ઞ શુંજ લહે– હરિની કૃતી. ૩
સર્વ પ્રકારે યોગ્યપ્રસંગો સહુજનને હરિ દે
તોપણ આઆજન દુઃખજવલનો વેઠે નિત હૃદયે– હરિની કૃતિ. ૪
સારૂં થયું આ ખોટું થયું આ એમ વિચાર કરે,
અલ્પ સમજથી ફેરવવાને ફાંફાં મારી ફરે– હરિની કૃતિ. ૫
કોઈ પ્રસંગો શુભ ગણે છે, વૃત્તિને જેહ ગમે
ઇચ્છા વિરોધી અન્ય પ્રસંગો જોતાં કલેશ કરે–હરિની કૃતિ. ૬
સર્વ પ્રસંગો શુભજ છે ત્યાં, રાગદ્વેષ ધરે
શુભ અશુભની કલ્પી ભ્રમણા પામે સુખ દુઃખને–હરિની કૃતિ. ૭
ભક્ત જનો તો સર્વ પ્રસંગો અત્યંત યોગ્ય ગણે
ઈશિતણો બહુ ગંભીર હેતુ [2]જ્ઞાનનયન સમજે–હરિની કૃતિ. ૮
સર્વજ્ઞ હરિની અજબ કૃતિને નિરખી અતિ સુખ લે
જય જય વદતો ચરણે પડતો [3]મહિમામાં વિરમે.– હરિની કૃતિ. ૯



૧ મૂર્ખાઓ જાણે છે કે ભક્તને હરિ દુઃખ દે છે અને બીજાવખતે કંઇજ મદદ કરતા નથી માટે સબળ મનુષ્યનોજ આશ્રય કરવો યોગ્ય છે ઇશ્વરનો નહિં, કેમકે અમુક શારીતે યોગ્ય જરૂરનું હિત અને ન્યાયી છે તેની તેમને સમજણ નથી. ૨ જ્ઞાનરૂપ નેત્રથી–સત્યજ્ઞાન ઉઘડવાથી મનને ઇશ્વરની સર્વજ્ઞ-દષ્ટિ સમજાય છે, અને તેમનો ગૂઢહેતુ સમજી તે આનંદમાં નિમગ્ન થાય છે. ૩ પ્રભુનો મહિમા અપાર જાણી તે મહાદયાળુ પિતાના સજડ ઇન્સાફમાં કંઇ પણ ન્યૂનતા ન દેખી અને તેમ છતાં અપાર કૃપા દેખી તેઓ અત્યંત આ-નંદથી પ્રભુના માહાત્મ્યમાંજ શાન્ત થાય છે.

## ૧૦. જગત મિથ્યા છે અને પરમાત્મા સત્ય છે.

(રાગ–પદનો.)

નહીં માનું નહીં માનું, ઉપરનું નહિં માનું નહિં માનું.–ટેક.
૨પ્હેર્યા શરીર જે સચ્ચિત્સ્વરૂપે, તેનેજ હું તો વખાણું
ઉપર ઉપરનાં છાડાં કચોલાં, કામ તેનું મારે શાનું.– ઉપરનું. ૧
આનંદરૂપ એ સાક્ષી પરાત્મા, બોધસ્વરૂપ નિત્ય જાણું
જેના પ્રકાશથી ભાસી રહ્યું છે, વિશ્વ આ નામરૂપ વાળું.– ઉપરનું. ૨
વિદ્યુતકેરાં યંત્રો પ્રમાણે, સાધનો દેહ સર્વ જાણું
સચ્ચિત્પ્રભુને કામો કર્યાનાં, ઓજાર એતો પ્રમાણું.– ઉપરનું. ૩
વ્યાપક વીજળી ઇચ્છે નહીં પણ, યંત્રોવડે કામ થાતું
એના બળે તે ચાલી રહ્યાં છે, સંજ્ઞા થકી સમજાતું.– ઉપરનું ૪
માયારૂપી છે યંત્રો શરીરો, ચાલક આત્માજ માનું
તેના બળેથી ચાલી રહ્યું પણ, ઇચ્છા અપેક્ષા વિનાનું.– ઉપરનું. ૫
યંત્રોને વીજળી માની લીધેથી, ઉંધું સમજમાં આવ્યું
ઢીલાં પડે ને ભાગેતુટે તે, થયું વિદ્યુતને ગાયું.– ઉપરનું. ૬
જે જે સાંચો જ્યાં ભાગી ગયો છે, બંધ થયું કામ ત્યાંનું
વ્યાપક વીજળી એવીને એવી, ચાલુ રહ્યું છે બીજાંનું.– ઉપરનું. ૭
ભાગે તુટે તે સાધન સઘળાં, જ્ઞાતાને ના ભાગવાનું
ધારણ કરીને યંત્રો ચલાવે, ફેંકીદે જ્યારે નકામું.– ઉપરનું. ૮
ઇન્દ્રિયો ભાગતાં ભાગે નહીં ને મરે નહીં ગયે માથું
ઝૂઝે ૧કબંધો માથાં વિનાના, જાણી લહ્યું એજ સાચું–ઉપરનું. ૯
રૂવે કુટે ને દુઃખો ધરે છે, પાળેછે શોક ધરી ખાણું
અમર આત્મા મરતો નથી ત્યાં, શાનેજ આવું વગોણું.–ઉપરનું. ૧૦
૨પાટા બાંધ્યાછે આંખોએ લોકે, આંધળે બ્હેરૂં કુટાણું
અંધ ૩ઘેટાં ને અંધો ૪રબારી ચાલ્યાનું શુંજ ઠેકાણું.–ઉપરનું. ૧૧

---

૧ શૂરાઓનાં રણુસંગ્રામમાં માથાં કપાઇને નીચે પડયા છતાં માથા વિનાનાં ધડ લડયાં કરે છે તેથી શરીરથી શરીરી જુદો છે અને તે કપાંતો કે મરતો નથી એમ સાબીત થાય છે. ૨ શરીર તેજ હું છું એવી સમજથી ફેલીને રૂઢ થયેલા અજ્ઞાનના પાટા. ૩ શિષ્યો–સેવકો. ૪ આચાર્ય–ગુરૂ.

[1]પાણીમાં મૂહીઓ લોકો ભરેછે, ખોળે છે સુખનું [2]શાણું
આવ્યા છે વાજ સૌ કુશ્કા કુટીને, [3]દાણાનું નામ ત્યાં શાનું—ઉપરનું.૧૨
આભાસનું તે સાચુંજ કયાંથી, પડઘાને છાંયા સમાણું
ખોટું ત્યજી એ સર્વે ઉપરનું, સાચામાં ચિત્ત બંધાણું—ઉપરનું.૧૩
ભલે સમજતા ફાવે જેને જે, ખોટુંજ છે એ બધાનું
સાચોજ છે સચ્ચિદાનંદ આત્મા, જગડુળ તેજ નથી છાનું.—ઉપરનું.૧૪



## ૨૦ વ્યવહાર ત્યાગ વિચાર.

( શાર્દૂલ વિક્રીડિત વૃત્ત )

શીરીતે જનસંગ આ પલટવો, કેવીજ રીતે હવે
લીધેલો શિર પોટલો ઝટદઈ ફેંકીય દેવો અરે
ના ચાલે હજી ધૈર્ય સાહસવિષે આડાંપડે દુષ્કૃતો
[4]પ્રવ્રજયાસ્થિતિને દિયે ન ગ્રહવા ઢીલાકરી નિશ્ચયો.— ૧
ઓચિંતો બહુ ફેરફાર કરતાં લોકેષણા દાબતી
નાના તર્ક થઇ ઉઠેલી ઉરમી પાછીહઠી શામતી
લાગે છોકરવાદ સર્વજનને એ રીત છોડીજતાં
એવા નિત્ય વિચારમાં દિવસ સૌ મિથ્યાજ ચાલ્યા જતા.— ૨
આ અત્યંત અમૂલ્યદેહ નરનો એળે વહીજાયછે
મિથ્યામાંજ ગુમાવતાં વખત સૌ [5]કર્તવ્ય ભૂલાય છે
દ્રવ્યોપાસનમાંજ બુદ્ધિબળ ને ચાતૂર્ય ખર્ચાય છે
માયામોહિત વૃત્તિતોષણ વિના ના અન્યકૈં થાય છે.— ૩
જોતાં દેહ જરૂરિયાત વસનો ને અન્ન એ બેજ છે
સ્ત્રીઆદે બહુ ભોગ લાડજ બધાં છે ઈન્દ્રિયોને પછે
આપેછે હરિ અન્નવસ્ત્ર સહુને ભોગોય આપેજ છે
તોએ ઇન્દ્રિયલાડરક્ત મનુષો તૃષ્ણા ન છોડે રજે— ૪

---

૧ વિષયોમાં નથી છતાં તેમાંથી સુખ પામવા મથે છે માટે. ૨ વિષયોદ્વારા પ્રગટતું સુખ આભાસમાત્ર હોવાથી શમણા જેવું મિથ્યા છે. ૩ સત્ય વસ્તુનું. ૪ ત્યાગાશ્રમને. ૫ જીવાત્માને જન્મ મરણના બંધમાંથી છોડાવવાનું કામ.

ભોગોને ઉપજાવવાજ સઘળું આયુષ્ય સૌ વાવરે
જન્મીને નિજપ્રાપ્ય માત્ર વિષયો માનીરહ્યાં સર્વએ
માટીના નિજદેહનો દ્રઢ ભરોંસો રાખીને લોક સૌ
ખેડે છે વ્યવહાર ભાન ત્યજીને મૃત્યુતણી વાતનું.— ૫

દેખે છે નિજનેત્રથી મરીજતા લાખો કરોડો જનો
જ્યાંનાં ત્યાંજ પડી રહે મમતનાં સ્રીપુત્ર દ્રવ્યાદિકો
વેઠીદુઃખ અપાર પ્રાપ્તકૃત જે વ્હાલું બહૂ જીવથી
તે બીજેજ દિને ત્યજી, શરિરથી જાવું પડે છે નકી.— ૬

આવા [1]નશ્વર વિશ્વમાં રસિકતા માની ફસી મોહમાં
જાણી નિત્યરચે મહામમતની જાળોજ ચોપાસમાં
દેખીતી રમણીયતા પલકનીમાં સર્વ અંજાઈને
અજ્ઞાને ગણી સત્ય પ્રેમકરતાં ભૂલીજ મિથ્યાવિષે.— ૭

ભ્રાન્તીથીજ સુખો જણાય વિષયે બાકી ન ત્યાં કાંઇ છે
ના કો દૃશ્ય પદાર્થમાં સુખ અને દુઃખો કદાપી રહે
આ સારૂં સુખદાઈ છે સમજતાં તેમાં સુખો થાય છે
આથી દુઃખ થશેજ નિશ્ચય કર્યો ત્યાં દુઃખ દેખાય છે.— ૮

આ સંસાર સમગ્ર માત્ર મનની બાજીજ ફેલાઈ છે
જ્યાં જેવું મન કલ્પતું તહિં થતી તેવી [2]પ્રતીતિ પછે
છે આ બ્રહ્મસ્વરૂપ સર્વ તદપી જૂદું લહે બુદ્ધિ જો
નાના દ્વંદ્વતણી અનેક ઘટના ભાસે પછી ભ્રાન્તિમાં.— ૯

[3]વિજ્ઞાનો મન ઇન્દ્રિયોથકી થતાં તે સર્વ ખોટાંજ છે
શક્તીઓ સહુ તેમની સમજની કાંકે સમર્યાદ છે
હોતું કાંઇ જણાવતાં કઇંક તે જૂઠાંજ એવાં સદા
કો વિશ્વાસ કરેજ એ સમજમાં કોકાળ મૂર્ખોવિના.— ૧૦

---

૧ નાશવંત. ૨ જ્ઞાનનો નિર્ણય. ૩ જ્ઞાનનાં સંવેદનો—ટાઢ તાપ સ્વાદુ અસ્વાદુ મધુર કર્કશ સુંદિર બેડોળ સુંવાળું ખરબચડું વિગેરે ઇન્દ્રિયોદ્વારા સમજાતો દેખાવ.

નેત્રો જે જળ શુદ્ધ નિર્મળ સમું સાચેજ દેખાડતાં
તેનાં તેહજ સૂક્ષ્મયંત્રબળથી શક્તી વધેલી થતાં
[1]બિન્દુમાત્ર જળે અસંખ્ય નિરખે જંતૂ ઘણીજાતનાં
તો વિશ્વાસ કરાય કેમ જરિએ ખોટાંજ વિજ્ઞાનમાં.— ૧૧

દેખાડે યદિ ઇંદ્રિયો જગતને જુઠાજ કો રૂપમાં
તો તે મધ્ય યથાર્થસત્ય લહવા છે માર્ગ કોઇ યહાં ?
જેરીતે સઘળું ખરૂંજ કરણાભાવે વિલોકી શકું
તેવી રીત બતાવવા જગતમાં છે કોઇ ધીમંત શું ?— ૧૨

શાસ્ત્રો સૌ બતલાવતાં જગત આ બ્રહ્મસ્વરૂપેજ છે
સાચી એહજ વસ્તુને [2]કરણ સૌ નાના સ્વરૂપે ગ્રહે
ના તે સત્ય લહી શકાય કદિએ કો ઇન્દ્રિયોના બળે
કાંકે [3]જ્ઞાનસ્વરૂપ તેજ નહિં કો તેને જણાવી શકે.— ૧૩

છે તે સત્ય સ્વયં સહુ શરિરમાં જ્ઞાતાસ્વરૂપે રહ્યું
ના તેનીગમ પારખ્યાવિણ પડે [4]અગ્રાહ્ય એવું કહ્યું
હોઈ એકજ [5]ગ્રાહ્યગ્રાહક ઉભે આપેજ ભાસી રહે
થાતાં જ્ઞાનઅભેદ દ્વૈતપટ એ જાતેજ ખોલી દિયે.— ૧૪

નિત્યાનિત્ય વિવેક આદિ સઘળાં પામી લઇ સાધનો
જાવું [6]શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરૂના સર્વસ્વ લૈ ચર્ણમાં
યાચીને ગમ જ્ઞાનની ગમપડયે જાણી સ્વયંને બધે
સર્વાતીત સ્વરૂપમાંજ રમતાં લ્યો સત્ય આનંદને.— ૧૫

---

૧ સૂક્ષ્મદર્શકયંત્રથી આમ દેખાયું તો તેથી વિલક્ષણ બીજા યંત્રની શોધ થતાં તે યંત્ર મારફત આંખો આ જગતને કોણ જાણે શાએ રૂપમાં દેખાડે, માટે ઇન્દ્રિયોનું દેખાડેલું સર્વજ ખોટું છે. ૨ સર્વ ઇન્દ્રિયો. ૩ પરમાત્માબ્રહ્મ જ્ઞાનસ્વરૂપ હોવાથી મન ઇન્દ્રિયો અને તે દ્વારા સમગ્ર જગતને તેજ જણાવે છે–પ્રકાશ કરે છે. ૪ ગ્રહણ ન કરી શકાય એવું–બુદ્ધિથી સમજી ન શકાય એવું. ૫ જેને ગ્રહણ કરવાનું તે ગ્રાહ્ય–બ્રહ્મ, ગ્રહણ કરનાર તે ગ્રાહક–બુદ્ધિવિશિષ્ટબ્રહ્મ–પ્રત્યગાત્મા, ઉભે એટલે બન્ને ૬ વેદ વેદાંગને જાણનારા અને બ્રહ્મસ્વરૂપે સ્થિતિવાળા ગુરૂના શરણમાં.

સાચું એકજ જેહ છે વિવિધશું છે તેજ ભાસી રહ્યું
નાનારૂપ બની રહ્યા જગતને સાચું ન માની શકું
જૂઠામાં બહુ પંડિતાઇ મહતા પામીય શા કામની
સ્વપ્ને રાજ્યકર્યું તથાપિ ઉઠતાં ના ચિહ્ન તેનું કંઈ.— ૧૯



## ૨૧ दुःखरूप संसार.

( રાગ-લાવણી-સમરપે સ્નેહે સ્મર જે આજ. સ્વિકારો દાસીને
યુવરાજ-એ લય )

અરજ આ સાંભળજો મારી ( ૨ ), દુઃખતો ઘોર પડયાં કારી
સહન કયમ કરવાં ત્રિપુરારી ( ૨ ), જીવનમાં ઝેર ભળ્યાં ભારી–ટેક

મોહની તકમાં ઇચ્છિત અરથો મનુષ્યથી ન પમાય
આશામાં શ્રમ કરી કરીને મથી મથીજ મરાય
પછીથી પામે વસ્ત નિદાન,
તથાપિ મોહ ગયો સમશાન— અરજ. ૧

મોહ ગયાથી વસ્ત ઉપરનો ઉડી ગયો સહુ વ્હાલ
નિરૂપયોગી થઇ પડી ને ઉલટું હૃદયે સાલ
મળી ના મોહવખત કયમ હાલ,
સહાવ્યાં દુઃખ ઘણાં તે કાળ— અરજ. ૨

ભૂખ ઉદરમાં વડવાનળસમી બળતી હોય કરાળ
ભોજન તેતક નાજ મળયું ને દુઃખવિષે ગયો કાળ
મરીગઈ ભૂખ યદા નિરવાણ,
પછી શો સ્વાદ દિયે પકવાન— અરજ. ૩

તાપજ ખમવા સર્વ જગતને દુઃખ ભર્યાં વિકરાળ
ઝેર ભળેલું [1]અમૃત બનિયું વેઠયાં જવું ન ત્યજાય

---

૧ ઇશ્વરનું પોતાનુંજ સ્વરૂપ છે તેથી સંસાર વસ્તુએ અમૃત છે પણ અનેક પ્રકારનાં ભારે ભારે વિષ ભળ્યાથી તે ઝેરરૂપ થઇ રહ્યા છે, આભાસના સુખની લાલચથી છોડાતો નથી અને દુઃખ સહ્યાંજ કરવાં પડે છે.

નરક કે આથી અન્યજ થાય,
સહાતાં ઘોરજ કષ્ટ સદાય— અરજ. ૪

રૂપ અનૂપમ સર્વ સુગુણ ને ચતુરતા ભરપૂર
પદ્મણી સતીને યૌવન મળતાં પતિ ગયો યમપૂર
હવે શું કરવું એ સહુ નૂર,
થયું સૌ એજ હૃદયનું શૂળ— અરજ. ૫

કેઇ પુરૂષને નારી ન મળતી યદ્યપિ હરનિશ ચ્હાય
જીવનભર તે વિલપી વિલપી દુઃખ સહી મરી જાય
જનમતા નારી શાસ્ત્ર પ્રમાણ,
જુલમ આ તોબા અહો જગરાય!!— અરજ. ૬

સ્ત્રીજનને તો ગર્ભવહનનું દેખું દુઃખ અપાર
મોત સમી છે પીડ પ્રસવની ફરી ફરીજ થનાર
પછી દુઃખ બાળકથી બહુ થાય,
જીવન સૌ દુઃખ ભર્યુંજ ગળાય— અરજ. ૭

બાલ્યે સૌ અનુભવ વિણ ઉછરે વેઠી દુઃખ અપાર
યૌવનમાં અનુભવ વિણ વેઠે અવળું કરી બહુ માર
પકવ અનુભવ ઘડપણ તક થાય,
પછી શે આવે કામ જરાય— અરજ. ૮

આળા ચર્મની મૂત્રનલીકા બદબદ જ્યાં કહોવાણ
કરડી દુષ્ટજ ગંધ નીકળતી અપાનના ઉદગાર
સરજીને એવે સ્થળ સુખભાન,
નરકમાં નાંખ્યા જીવ તમામ— અરજ. ૯

બાળપણામાં મૂત્રનરકને ચુંથે હોઈ અભાન
યૌવનમાં પણ નર્કજ ચુંથે નિત્ય કરીજ વ્યવાય
ઘડપણે દેહ અસાધ્યજ થાય,
નરક ને મૂત્રવિષેજ રહાય— અરજ. ૧૦

નર્ક વિષે સહુ જીવન ગાળે વિષ્ટાકીટ સમાન
નર્કસમા આ મર્ત્યજીવનથી ત્રાસે ના કદિ નામ

પુનરપી માગે દેહ ગમાર,
ગણીને નર્ક વિષયમાં સાર— અરજ. ૧૧
એ વિધ ગણતાં દુઃખ હિસાબો નાજ રહે કંઇ પાર
દુઃખ ભરેલાં જીવન સહુનાં દુઃખજ મય સંસાર
હવે તો તારો હે ભગવાન,
પદે લઇ નિર્ભયતા દ્યો દાન— અરજ. ૧૨



## ૭૨ પ્રેમશૂન્ય નિર્દય વિશ્વ.

( રાગ–સીતાના મહિનાનો. )

બહુ નિર્દય છે બધું વિશ્વ, પથ્થર જેવાં છે હૃદે
દેખી પીલાતાં દુખો દુખ, [1]દ્રવે નહીં કો રજે
હોયે માત્ર રમતમાં ઉપાય, પોતાકને સ્હેજમાં
પણ લેશ ન મદદ વિચાર, હસે સામું ગેલમાં— ૧
સર્વે સ્વાર્થપરાયણ ચિત્ત, ન કો પરમારથી
જુએ માત્ર પોતાનુંજ સુખ, નહીં પીડા પારકી
કોઈ કહાવે દયાળુ ઉદાર, દે અન્ન ભિખારીને
દેતા કો કોને વસ્ત્રનું દાન, સુપાત્ર વિચારીને.— ૨
પણ ભાગે નહીં કોઈ દુઃખ, હૃદે છે કઠોરતા
દુઃખ જોઇ રહે દેખી દુખ, કહાં છે દયાર્દ્રતા !!
લેવા કિરતી કરે [2]ઇષ્ટાપૂર્ત, દાખે ધર્મવીરતા
પણ સત્યદયાનું મકાન, સૂનું દેખું સર્વથા.— ૩
બાંધ્યા સંબંધ બહુ દેશ, ગ્રામ, જ્ઞાતી, સગાં, ગૃહજનો
થાવા એક બીજાને સહાય, સમો નાવે દુઃખનો
તે તો ઉલટા સહાવે ત્રાસ, બાંધી બંધ જુલમના
ઉંચું માથું ન કાઢી શકાય એવો ચાહે બનવવા.— ૪
ગયો પ્રેમ જ્યાંથી પરદેશ, ત્યજી [3]શુષ્કહિંદને
હૃદે બનિયાં છે સૂકાં ભટ, દાઝે અર્થ પિંડને

---

૧ પલળે નહીં—દયા ખાય નહીં. ૨ કુવા, તળાવના ઘાટ, ધર્મશાળા, વિગેરે પરોપકારી બાંધકામો કરવાં તથા યજ્ઞો કરવા તે. ૩ પ્રેમ વિનાના સૂકા હિન્દુસ્તાનને.

બોલવામાં વધી લાયકાઈ, લુખાં હૃદયો થયાં
જીવે મીંચેલા પ્રેમે સૌ, આનંદો ઉડી ગયા.— ૫

મહા વ્યાપક જે આત્મપ્રેમ, બન્યો પિંડ પૂર કાં
છે છે કારણ તેને અનેક, લાગ્યાં છે જે મૂળમાં
અહા! નિર્દય જડ અજ્ઞાન! કર્યો કેવો કેર ત્હેં
જેમ રાહુ ગળે સૂર્ય ચંદ્ર, ગળ્યો તેમ પ્રેમ ત્હેં - ૬

હૃદે વધતું જાતું દીસે દ્વૈત, અદ્વૈત મુખે વધે
એવું કળિમય આર્યસ્વરૂપ, દેખ્યું હિંદમાં બધે
વધી મગજકેળવણી અપાર, થઇ બંધ હૃદયની
પેઠું કપટ તેણે ફાડયો પ્રેમ, રહી લાશ વિનયની.— ૭

કોઇ કોનું ન થાતું જણાય, યદિ કહાવે નિકટનાં
લોકલાજે ન ચાલે તેહ, કરે હૃદે ગગણતાં
વિણ પ્રેમે કરે જાણી ફર્જ આવીપડયા કામને
સ્વાર્થ અર્થે વેઠે શ્રમ સૌ મોહ્યાં દામ ચામને— ૮



## २३ बळात्कारे नभावातो संसार.

( રાગ-પદ. દામોદર દુઃખડાં કાપો રે-એ લય. )

લપડાકો મારી સહુએ રે, રાતાં મુખ રાખે
હસતાં મ્હો રાખી ફરતાં રે, શાન્તીને દાખે.— ટેક.
હૃદયે તો આવે, ઝાઝો સંસારનો કંટાળો
થઈ આવે ઘણો ઉકાળો રે.— રાતાં મુખ રાખે.— ૧
પકડાયાં દીસે, એવાં જયમ સાપ છછુંદર ઝાલ્યું
ખેંચે ગાડું અણુચાલ્યું રે. — રાતાં મુખ રાખે.— ૨
જબરાઇથી જયાં ત્યાં, સ્વારથ સમજીને પ્રેમ નિભાવે
વેઠીલે ભાવ કભાવે રે.— રાતાં મુખ રાખે.— ૩
બ્હી બ્હીને ચાલે, જાહેર રખે અવિવેક કહાવે
ઈજતને ખાંપણ નાવે રે.— રાતાં મુખ રાખે.— ૪

કુંટીની વાણી, મનમાં ગગણી મનમાંજ સમાવે
બોલ્યે તો બગડી જાવે રે.— રાતાં મુખ રાખે.— ૫
પોતાના નિજજન, પાખે કોને કહે હાર્દ ખોલી
દાબી રાખે નહિં બોલી રે.— રાતાં મુખ રાખે.— ૬
કળજૂગે કીધાં, કપટી હૈયાં કુલ જગતજનોનાં
મીઠાં ઊપરથી મ્હોનાં રે.— રાતાં મુખ રાખે.— ૭
ખુલ્લી દેખે છે, સ્ત્રી પુત્રાદિકની બિનદરકારી
પણ અંધમોહ રહે ઝાલી રે.— રાતાં મુખ રાખે.— ૮
દુખિયારાં સહુકો, મનની મનમાંજ શમાવી ચલવે
બાહરમાં તે નવ જણવે રે.— રાતાં મુખ રાખે.— ૯
તોબા રે પ્રભુ આ, દુખિયા સંસારથી મૂકાવો
શરણે લે શાન્તિ સજાવો રે.— રાતાં મુખ રાખે.— ૧૦



## 24. RENUNCIATION OF THE WORLD.



( *In tune with—Again again & again—&c.* )

My mind retires to God
To pay services to Lord
Because I like rightness
To walk in uprightness
To love and praise brightness- so then,—
My mind retires to God.— I.

We praise the Lord our God
In right that we may be led
Goodness is glorious
Rightiousness victorious
And virtue is sorious.- so then,—
My mind retires to God.— II.

In vain we lived all the lives*
In vain have proved all efforts
For all are forgotten
The Judgements are rotten
The clothes have been cotten.- so then,—
My mind retires to God.— III.

Duty we owe only one
To live in oneness with God
For else we desire not
Beauties admire not
Transiant require not.- then,—
My mind retires to God.— IV.

What are, we wanted to do
What part have we for to play
For, Public are careless
In " Will & woe " shareless
"To walk with God" dareless.- so then,—
My mind retires to God.— V.

Knowledge they call knowing laws +
And laws to end never known
Their labours are fruitless
Resultants are truthless
The worlds seen are rootless.- so then,—
My mind retires to God.— VI.

We want nothing from mankind
Nothing from living or dead
Happiness we like not
Misery dispise not
Nor lower we rise not.- so then,—
My mind retires to God.— VII.

---

* Lives enjoyed in other past bodies.

+ Scientific laws.

We are ever what we are
No change can ever be made
Though changes we find
In the body and mind
But we ever so shined.—and so then,—
My mind retires to God.— VIII.

Look, He and He 'tis Himself
Himself we see every-where
Creating and lighting
Protecting uniting
Destroying and blighting.- so then,—
My mind retires to God.— IX.



## २५ श्लेष्म थयो अने मट्यो.

( શિખરિણી વૃત્ત. )

ખુબી શી છે આ તે પરમદિવસે [1]પ્રાતર વિષે
ઉઠી શૈયાથી જ્યાં કરી પરવર્યો શૌચક્રિયને
જણાયું કે વ્યાધી અતિદુખદ જે શ્લેષ્મ[2] થઇ છે
ગળેછે નાકેથી સતત જળ ગંદું ક્ષણુક્ષણે.— ૧

લઈ વાંચું જો કૈં ટપટપ ટિપાં તેપર પડે
લખું તોએ તેવું સ્થિર રહું પડે [3]વક્ષપર તે
ન લેવાયે નાકે દમ પણ વહે છે મુખથકી
દુખે માથું ઝાઝું પડતુ મનથી ચેન ન જરી.— ૨

ભરાયે છે [4]રંધ્રો ઘડિઘડિક ગંદાજળ થકી
ઉઠી વારે વારે કરવુ પડતું છીં છડક છીં

૧ સવારના પહોરમાં. ૨ સળેખમ–જુખામ. ૩ છાતી ઉપર. ૪ નાકનાં છિદ્રો.

ઘણી છીંકો આવે બહુજ જળ નાકેથી નિકળે
લુછી લુંછી તેને ઘસઇ ગઇ છે નાસિક અરે.— ૩

લુછંતાં વસ્ત્રેથી અતિવ ચચરે ઘર્ષણ થકી
ન લુંછું તો નાસા વિરૂપ વળી ગંદીજ દિસતી
રૂમાલે છે સંધો મલિનજળથી ભીંજઇ ગયો
ન રે'તું નાકેથી જળ ટપકતું બંધ પણ તો. ૪

હવે પાછું આજે પ્રથમ મુજબે જ્યાં શયનથી
ઉઠી શૌચો સાધી સરત કરતો નાસિક ભણી
ઘણી સૂતાં સૂધી કરી પજવણી બે દિવસ તો
અને આજે જોતાં નહિજ કંઇ છે શ્લેષ્મ જડતો.— ૫

બહૂ આશ્ચર્યથી ખડખડ હસ્યો હું મગનમાં
ખરે કેવા આ છે અજબ બહુ ખેલો શરિરમાં
વિનાપૂછયે રોગો નહિજ ગમતા તોય વળગી
વિકારો કાઢીને વગરજ કહ્યે જાય નિકળી.— ૬

જતા ના કાઢયા તે [1]નિયતકૃતિ આવ્યા બજવવા
પડે છૂટી કીધી બહુ બહુ દવાઓ ભગવવા
મહાવૈદ્યોનું એ નહિજ કંઇ ચાલે સમય તે
બધી વિદ્યા તેની [2]નિયતસમયે પાણીજ ભરે.— ૭

થયે તેનો જાવા સમય કસબીને યશ મળે
દવાનું છે બ્હાનું વગર કરતાં એ પણ પળે
થતા પ્રારબ્ધોએ ફળઅરથ પ્રેર્યા સરવ તે
ફળો પૂરાં થાતાં ઘડિકપણ રાખ્યે નવ રહે.— ૮

વિના બોલ્યે ચાલ્યે વગર ક્રિયાદોય કરવા
નહીં કંટાળીને બહુ ધિરજથી યોગ્ય સહવા
થતાં કાંકે દુઃખો અધિક સ્મરણે, દ્વેષ ધરતાં
રહ્યાથી ધૈર્યે તો હૃદય થકી સર્વે વિસરતાં.— ૯

૧ ઠરાવેલું ચોકસ કામ. ૨ ઠરાવેલે વખતે.

રડયાથી ના જાતાં સ્મરણ થઇને દુઃખ વધતું
વળી વૈદ્યો આદે પજવણી થકી તે કથળતું
અહી શાન્તી તેથી હરિસ્મરણમાં ચિત્ત ધરવું
જશે એની મેળે વખતસર એવું સમજવું.— ૧૦

બધાએ રોગોને [1]શરિરગૃહમેમાન ગણવા
ભલે આવે જાયે નિજ નિયતફર્જો બજવવા
યથા ગામે આવે પુરૂષ સરકારી અમલમાં
ન રાખ્યે ના ચાલે ગણિજ સહુ સેવા બજવતાં.— ૧૧

થતા રોગો દેહે સહુ કરમના ભોગ મળવા[2]
મથે વૈદ્યો તોએ શરિરમહિંથી હેતુ કળવા
શકે કાં ના ફેડી તનમહિં રહ્યું કારણ યદિ
થવા દેછે શાને મરણ તનનું પાસજ રહી.— ૧૨

વળી કો રોગોનાં નહિજ જગમાં ઓસડ કહીં
અસાધ્ય વ્યાધી તે કંઇ ન શકતો વૈદ્યજ કરી
થતી કોને લાગુ નહિં અવરને એકજ દવા
મટયે ના થાકી કો વળી કરી જુએ વૈદ્ય જુજવા.— ૧૩

મટે કાં મંત્રોથી યદિ શરિરમાં કારણ રહે
તથા દેવી દેવો થકી કયમ મટે તર્પિત કર્યે
અહોકેરાં દાનો બહુવિધ મટાડેજ ટુચકા
પછી શાથી જાણું શરિર [3]બગડયે વ્યાધિ ઉઠતા.— ૧૪



૧ શરીરરૂપી ઘરના પરોણાઓ. ૨ પૂર્વ જન્મનાં તથા આ જન્મનાં કર્મોનાં ફળો ભોગવાવવા માટે રોગો થાય છે નહિંતો દુઃખમાં અત્યન્ત પીલનારા રાજરોગો અને અસાધ્ય બ્યાધિયો દેખવામાં આવત નહીં. ૩ શરીરને ઘણું સાચવનાર પણ રોગથી પીલાતા નજર આવ્યા છે તથા તેની બિલકુલ દરકાર નહિં રાખનાર સારૂં આરોગ્ય ભોગવતા જણાયા છે, તેથી કર્યાં કર્મો ભોગવવાજ વ્યાધિયો થાય છે એજ સર્વથા સત્ય ઠરે છે.

॥ ॐ श्री गणेशायनमः ॥

# ॥ श्री [illegible]नोलाल हृदयसुधा [illegible]व्य ॥

## श्री [illegible]टक परचुरण विषय आस्वादन ५ मुं.

### १ शार्दूलविक्रीडित छंदो.

शंभो याद करूं तुने क्षणुक्षणे अंतरथकी सर्वदा
थातां तारी कृपानुं पात्र मुज ना बाधे अविद्या कदा
भकती चर्ण विषे दृढी क्रमथकी शामी जई भिन्नता
थाये नित्य अभेद ऐक्य तुजना आनंदरूपे सदा.— १

जाणुं छुं प्रभु कार्यमात्र बनतां सत्ता तमारी वडे
तेथी योग्य जरूरनां हित अने न्यायी गणुं सर्वने
उत्कृष्टस्थिति अर्पवाज अमने कामो बने ए बधां
हेतु तॅाय न जाणुवाथी मनमां दुःखो सुखो लागतां.— १

सृष्टीमां जनने न प्राप्त समये जे जोइये ते थतुं
आशामां पडतो तदर्थ करवो आयास थोडो वधु
अंते प्राप्त कराय के नहिं पछी ते ए रह्युं संशये
पामे तो तक मोहनी वही गई शुं कामनुं पश्च ते.— १
जातां मोह पदार्थनो मनथकी ऊडी जतो व्हाल सौ
पामीनेय रह्युं पछी रसविना ज्यां त्यांज वींढाळवुं
दुःखो आतुरतासमे सहविने अंतः कर्युं तप्त जे
ते तापे सहु भस्म थै रसिकता फीकी पडी वस्त ते. २

રે રે સુંદરિ મોહકારી અતિ તું કામાદિભોગો મિશે
તેમાં તોપણ ન્હોય લુબ્ધ મન આ ઊંચારસે રક્ત એ
તારાં બાણુકટાક્ષથી દુખી થતા ઝાઝાજનો દેખિયે
તેથી હું સમજી વિરક્ત રહું છું પાડે રખે એ વડે.— ૧

(ખેડુતને આપેલું પાન)

ડીંટું રાયણનું લવિંગ ગણતો, એલાયચી પોપટો
ચૂનો કાથ હગાર છે ચરકલી, સોપારી કાઠીશળો
ખેડૂએ મહુડાજ પત્ર સમજી ફેંકી દઈ પાનને
બોલ્યો શું બકરૂં મને સમજતા જાણું બધું હું મને.— ૧

## ૨ શિખરિણી છંદો.

અલ્યા આ કલેશાબ્ધી પ્રસરીજ રહ્યો કલેશ સઘળે
સુખાબ્ધી એ ક્યાં છે સુખસુખ સદા જે અભિલષે
ધરી આશા શોધે પિયુષ વિષથીપૂર્ણ દ્રહમાં
મળે શાતું તે હ્યાં દુખી થઇશ જા તું રખડ માં ૧

ઘણું જીવ્યા તો શું, ઝટ મરણ પામ્યા તદપિ શું,
રચ્યા કીર્તી તો શું, મુરખવત જીવ્યા તદપિ શું,
સહ્યાં દુઃખો તો શું, પરમ સુખ પામ્યા તદપિ શું,
નિજાત્માનંદીને મૃગજળજગે સત્ય ન કશું.— ૧

ખરે માતાવત્ તું પણ નહિ ગણું માતુ મુજની
મને કુક્ષે રાખ્યો પુનિતકુખ તે ક્યાંથી તુજની
તુને હું ના સ્પર્શું મુજ જનનીખોળે જઇ રમું
અરે તું ક્યાં તે ક્યાં વિષપિયુષને તુલ્ય ગણવું.— ૧

લગારે તું એવું કરિશ નહિં સાચું તુજ કહું
પછી પસ્તાવાશે પ્રથમ નહિં જો તું દ્દઢ રહું
નહીં ચેત્યા તેણે પછી થકી બહુ હાથ ઘસિયા
વૃથા તોએ સૌ તે નહિં પછી કશુએ કરી શકયા— ૧

ભુલ્યો નારીપાશે ભરતૃહરિ જે માલવપતી
મહાબ્રહ્મા ભૂલ્યા નખશિખ નિહાળી શિવસતી
મહાશંભૂ ભૂલ્યા ભસ્મ છળનારી નિરખીને
ભુલું હું તેમાં તું નવિન કંઇ ના જાણિશ મને.— ૧

ચુગે જીવો જંતુ કીટકરી પરીયંત સહુકો
નિભે છે સૃષ્ટીમાં સુખી દુખી બળી ને અબળ તો
ભણેલા ને મૂર્ખો પશુવત અને ચાતુર વળી
ઇશે કેવો કીધો અકળ ન શકાતો નીમ કળી.— ૧

કરી વાળુ નિદ્રા કરિજ પછી જાગે રવિ ઉગ્યે
દિશાપાણી ઉઠી કરી પછી સુવે તૂર્ત જઇને
ઉઠે ખાવાવેળા જમી પછી સુવે તૂર્તજ જઈ
ઉઠે વાળુવેળા દિનનિશિતણી [1]યાપન વિધિ.— ૧

## ૩ મંદાક્રાન્તા છંદો.

### શ્રી રામ રાજ્યાભિષેક.

શ્રી શંભૂજી મુકુટ મણિનો આવીને [2]શીર્ષ ધારે
ગૌરી આવી કુસુમસ્રગને ધારતાં કંઠમાંહે
વિષ્ણુજી તો ગ્રહી અગરનાં ચંદનો ચર્ચતા ત્યાં
શ્રી લક્ષ્મીજી ચમર ગ્રહિને મંદ ત્યાં ઢોળતાં વા.— ૧

૧ ગાળવાની રીત. ૨ માથે.

બ્રહ્મા વીણા કરગ્રહી કરે વેદનું ગાન ચારૂ
નાચે રાચે થનકથઈ ત્યાં અપ્સરાવૃંદ વારૂ
સાવિત્રી ને શચી ઉભય એ હસ્તમાં ઝાલી ઊલ્કા[1]
શક્રાદે સૌ જય જય વદે માંગલોઘોષ કર્તા.— ૨

## બે પ્રેમીનો દીર્ઘકાળે થયેલો સંયોગ.

પૂર્વપ્રીતી હજી ગઈ નથી વિસ્મૃતા થૈ નથી તે
જોને જોતાં હૃદય ઉલટયું હર્ષ [2]ઉદ્દ્ભાવ પામે
સ્નેહાંકૂરો નિકળી નિકળી વૃદ્ધિ પામી વિકાસે
આનંદોના અધિક ઉભરા આવી શી શાન્તિ આપે.— ૧
શાં આ બન્ને હૃદય મળવા [3]ઉન્મનઃ થૈ રહ્યાં છે
[4]ગાઢાશ્લેષો દઈ બુઝવવા [5]વહ્નિ પ્રેમાશ્રુથી એ
સામા સામી ઉભયનયનો એકદૃષ્ટી થયાં છે
આતો મારૂં [6]પ્રણયીજન છે એમ કલ્પી રહ્યાં છે.— ૨

## ભાંગનો નિશો.

ભાંગો પી પી દિનદિન પ્રતિ રક્ત નેત્રો બનાવી
નીશામાંહીં ચકચુર બની હીંડતા ગર્વ લાવી
ચાલંતાં ના શ્રમ મનવિષે દીર્ઘકાળેય જાણે
ડોલાવંતા નિજશિર બહૂ મસ્ત થૈ પાદ માંડે.— ૧
બેસે છે તો બહુસમય એ શૂન્ય બેસી રહે છે
બોલેછે તો નિજહૃદયની વાત એ બોલી દે છે
ખાવા બેસે અધિક સમયે ખાઈ ખાઈ ન થાકે
જે પ્રવૃત્તી શિરૂ થઇ ગઇ તેજ થાતી અભાને.— ૨
ઘેરો ચાલે મદ જહિં લગી સર્વ તેજો વધે છે
ઝીણી ઝીણી બહુ સમજની ગ્રંથિયો એ ખુલે છે

---

૧ મશાલ. ૨ ઉદય. ૩ ઉંચા મનવાળાં -તલપાપડ. ૪ ગાઢ આ-લિંગનો. ૫ હ્રુદયનો વિરહાગ્નિ. ૬ પ્રેમીજન.

તેઓ વર્ધ્યા સમય મનને જ્ઞાનની સિદ્ધિ આપે
ભારે ઉંડા વિષયપરના સૂક્ષ્મ સિદ્ધાન્ત થાપે.— ૩

થાતાં પાછું શમન મદનું ઇન્દ્રિયો ધીમે ધીમે
મંદી થાતી જડપણુ કરી શક્તિયો મીંચવી દે
તેને પાછી ફરી ખિલવવા ઇચ્છતાં અન્ય પીતાં
ધીમે ધીમે વ્યસન પડતું ચાલતું ના પછી ત્યાં.— ૪

બુદ્ધીકેરી બહુ કુશળતા માજને તો કર છે
છાકે ત્યારે અધિક જડતાને બનાવી જ દે છે
મર્યાદાથી અધિક ન થતાં સૌમ્ય આનંદ આપે
મર્યાદાનો અતિક્રમ થતાં ભાનની શુદ્ધિ કાપે.— ૫

## ૪ સ્રગ્ધરા છંદો.

### ઇશ્વરની અજાયબી ભરેલી ષ્ટિ.

નાનારંગે રચેલી વિવિધખુબીભરી મોહિની સૃષ્ટિલીલા
સૃષ્ટાની કારિગીરી કઇ કઇ ગણિયે પાર તો પામિયે ના
ઝીણા જંતુ થકી લે ગજતક નિરખી પાર૦હોણી કળાને
આશ્ચર્યે ડૂબતો હું અપરિમિત લહી ઇશની દક્ષતાને.— ૧

વૃક્ષો કૈં કૈં વિધીનાં અવનવિ કૃતિનાં પ્રાણિયો શાં રચ્યાં છે
મોટા નાના પહાડો જળઝરણ વળી સિન્ધુઓ શા ભર્યા છે
આકાશે શા કર્યા છે ઉડુગણગણ ને સૂર્ય ચંદ્રાદિ ગોળા
વર્ષા શીતોષ્ણ કાળો દિન રજની વળી સ્ત્રી અને પૂર્ષ જોડાં.— ૨

આ શો હું મોહ પામું અરર મુજ શું આ ચિત્ત હીંડે ચળીને
જાણીને પાશમાં શો ફસિ જઇ પડતો નર્કના કુંડમાં એ
એવી વૃત્તી દૃઢેલી ચળી મુજ શી રીતે ભાન ભૂલી ગયો શો
પ્રવૃત્તી માંડી શી આ હત! શઠ મનડા રે ઠગ્યો તેં મુને તો.— ૧

તું રૂપાળી હશે તો કશું નહિં મુજને ગર્વ શાની બતાવે
ગંધાયે રૂપ તારૂં તુજપર જડ જે રાખતો મોહ તેને
મારે તું શા હિસાબે મણિની નહિં તમા કાચ તેને કશામાં
શાને શેખાઇ રાખી અકડ કમરથી ચાલતી મારી સામાં— ૧
તારા જેવી હજારો જગમહિં ખિલીને ધૂળમાં ધૂળ થાતી
તું એ તેનીજ પેઠે મરીજઈ સહસા ગર્દમાંહી જવાની
રૂપાળું જાણુતી જે શરિર તુજતણું રાખ માટી થવાનું
ચાંદેણું ચારદીનું ઘડિ પછી મટશે કયાંલગી ચાલવાનું.— ૨
જે કામી દીન થૈને પરવશ બનતા રૂપ તારૂં નિહાળી
વિષ્ટાના કીટ જેવા તુજપ્રતિ ધસતા બુદ્ધિયો સર્વ બાળી
તેઓ અંજાઇ તેજે તુજ ભભક ભર્યા ગૌર મ્હોને નિહાળી
દેહસ્પર્શેજ માની સુખ તુજ કરતા માગણી મિત્રતાની.— ૩
ઝાઝા મિત્રો થવાથી નહિ કદિ મનનો પ્રેમ કે સાથ જામે
પ્રીતીંહોણું પછી તે મન સુખ કળતું માત્ર ત્યાં ગ્રામ્યધર્મે
ના દેખે સદ્‌ગુણોને સુઘડ ચતુરતા વિદ્વતા રૂપ રંગો
જેવા તેવા સ્થળેથી સતત હૃદયમાં ઇચ્છતું દેહસંગો.— ૪

---

ભેંશોના ગૂઢમંત્રો ઉદકગ્રહણના "પોહ પોહેજ" જાણો
ઉત્થાને આખલા ને બળદ મહિષના "ટિહ્ ટિહો" મંત્ર નાણો
કલ્પાતું સ્હેજમાં જે સ્થળ સકળ હગે પોદળાઓજ પાડા
મોટી શીવાત એમાં તુરત સમજી લે પૂર્ણ તો બુદ્ધિવાળા.— ૧

---

## ૫ ઇન્દ્રવિજય છંદ.

ચાહે તો રૂપની સાગર હો પણ વાળ બરાબર તું નહિં મારે
બોલ મીઠા દુધસાકર શા યદિ, કાગસમા પણ તે ન હમારે
હોઉં વિદુષી યદિ, મુજને નહિં જંગલીજન્તુ થકી તું વધારે
દેવી સમી પણ અન્યપ્રિયા બસ ભૂત પિશાચ સમી મન મારે.—૧

---

## ૬ છપય છંદો.

હરિશ્ચન્દ્રનું સત્ય બાકી તો ઢાંગ બધાએ
મ્હેતાની તો ભક્તિ અન્ય રાગડા ઘણાએ
જ્ઞાન જનકનું જાણુ સમજ બાકી ઊપરની
પ્રીતી તુલસીદાસ બાકી ચતુરાઇ વચનની
વૈરાગ્ય ધનાશાનોજ છે બીજાં તો સૌ અધબળ્યાં
વળી શાન્તી જાણુ વસિષ્ઠની અન્ય શાન્ત કહેવાતણાં.–૧

## કોઠાની ચટની.

ચટની અછી કૌઠકી બનાકે ખાવનહારે
લશુન જિરક ગુડ નિમક મિરચ લે લીલે સમારે
પત્ર લીમકે મિઠે હલદ અદરખ ભી લેના
કોથમીજ લે સાથ પીસ ઇસ સબકું દેના
તિલ શ્વેત ખોપરા ભુંજકે ઘીમેં સાથ મિલાવના
ફિર રગડ સાથ ગર કૌઠકા ગોલા એક બનાવના.– ૧

## નાગરની રસોઇનો સામન.

અબોટ કરીને પ્રથમ વસ્ત્રને ધોઇ સુકવવું
ઉષ્ણપાણીનું પાત્ર અગ્નિ સળગાવી ધરવું
પાત્ર પાકનું કરી કંટિવાળો વીંછળવું
તે પણ લઇને અન્ય અગ્નિસ્થાનક પર ધરવું
લઈ ઘટજળનો આસન તથા કાષ્ઠ ધરી વળી જોઇતાં
પછી પલાળવી ત્યાં આમલી ઉષ્ણ રેડી જળ તેહમાં.–૧
દાળ તંદુલા લોટ શાકને સ્વચ્છ કરેલું
તેલ હિંગ ને હલદ રાઈ મેથી ને મરચું
નિમક મરી આદુ ને લીંબુ ને ગરમમશાલો
ચટની પાપડ છરી અથાણું ઘૃત સાથે લ્યો
પછી તવો તવેથો ઢાંકણાં વેલણ થાળી ભુંગળી
વળી કઢાઇ કડછી વાડકા સાથ સાણસી આડણી.– ૨

( ખલેશ્વર સ્વરૂપ. )

દુર્ગુણની તો ખાણ્ કરે ઉપદેશ બધાને
ગર્દભના સરદાર અન્યને મૂર્ખ પ્રમાણે
અધર્મનું તો મૂળ ધર્મનું શિક્ષણ દે છે
પરનારીના જાર શીલ શિખવે નિજ સ્રીને
પોતે તો પિશુનશિરોમણી અન્યતણી ચર્ચા કરે
એવાના પાપે અવનિમાં મહાઉપદ્રવ તો પડે.— ૧

( વ્યભિચારી સ્વરૂપ. )

ભીખારીનું પેટ કોઇકાળે ન ભરાતું
કડકે કડકે ઘણું ખાય પણ ના જ ધરાતું
તેની તે ધાંખના તેજ વલવલાટ મનમાં
ભક્ષ પ્રાપ્ત કો થતાં ભૂખ એની એ તનમાં
જાણે કો કાળ મળ્યું નથી કૃપણ દીન એવો બને
મહુતા ને ટેક પરાં કરી નકટો થઈ યાંચા કરે.— ૧

## ૭ હરિગીત છંદો.

( ધનમૂળ કહાડવાની રીત–બન્ને અંકગણિત તથા
બીજગણિતની. )

ગુણી ત્રણવડે જેભાગ રહેલો, તે ત્રિગુણ ભાગે ગુણો
કરી તેથી ભાગ નવો પછી તે ત્રિગુણની આગળ ધરો
એ રકમ થૈ તેને નવિનભાગે ગુણી જે આવશે.
તે ત્રિગુણ–ભાગતણા ગુણાકારે તળે ટપકાવજે.— ૧
તે ગુણાકારની આગળે બે અંક છે મન ધારીને
તે પ્રમાણે ઉમેરી દે એ રકમ બે સંભારીને
જે આવી તેની સાથ ભાગ ગુણો રકમ થૈ બાદની
બે અંક બીજગણીતમાં નવ ધાર ધનમૂળ રીત થઇ.— ૨

( શ્રી સ્વરોદય સંબંધી. )

શનિ રવી મંગળ-સૂર્યના, બુધ ગુરૂ શુક્રજ ચંદ્ર એ-
ઈન્દ્રુતણા, રવિચંદ્રશ્વાસ તથાવિધેજ ફલદ ગણે
વળી શુકલપક્ષે ચંદ્ર, કૃષ્ણે સૂર્ય, આદી ત્રણ દિને
જો મળે માસ સુખી જવાનો જાણવું હૃદયે ખરે.— ૧

જો ચૈત્ર શુકલ પ્રતીપદે પ્રથમેજ ચાલ્યો ચંદ્ર તો
એ વર્ષ સુખદ, રવી મળે તો દુખદ તેને જાણજો
ચળકાર્યમાં રવિશ્વાસને સ્થિરમાં જુએ જે ચંદ્રને
તે વિજય પામે સોવશા ને અંતમાં લાભજ મળે.— ૨

## ૮ કવિતો.

( ભૈયા જમ્યા. )

લડ્ડુ દો ચાર ખાયે ચક્કર દો ભક્કરકે
દૂધપાક પડિયે દો ભરકે ઉડાયે હે
જલેબી ઉઠાઈ ગિને ચક્કર તો સાત હુએ
મોતીચૂર લડ્ડુ તો ફક્ત ચાર ખાયેહે
ભુજિયે બિચાર કિયા તબિયત બિગારનહારે
દાલ શાક ચાવલ તો થોરેસે પાયે હે
ચટની મુસાલાદાર રસોઈ આજ ખૂબ બની
સાજે સબ અજબ બને હમકું બહુત ભાયે હે.— ૧

( બ્રહ્મજ્ઞાન વિચાર. )

દેહ યે હમેરો નહીં હમતોહી ન્યારે રહે
કર્મસેં વો હુઆ હે તો વાહી વાકું ખાત હે
કર્મતો હમેરે નહીં માયાકે હે ભ્રમ વો તો
માયાભી હમેરી નહીં બિચ આકે જાતહે

જગત હે સો દેખતહી ભૂલકી નિશાની વો
ભ્રમનજાલ માયાકી માયામેં સમાત હે
એકહી અખંડ ચિદાનંદબ્રહ્મ હોઈ રહ્યો
હમ ઐસી વાણી તો મોહકી મજાક હે.— ૧

( શ્રી અંબિકા સ્તુતિ. )

મૈયાહુંકે શરન આઇ કરન લગે અરજી તો
સુનત નાહીં કોઉ હ્યાંતો ભલે શીર ચુને રી
પ્રેમ લગ્યા મનમેં જો ચલો જાઈ અંબ ઐઠે
નગાડેમેં તૂતી જ્યૌં ન કો દાદ સુને રી
ગલે માલ મોતનકી ચુની લાલ જરી જામેં
ભાલે લાલ ચાંદ કીનો માજી હ્યાં બિરાજે રી
કહે **ચુનીલાલ** બાલ બિનતી બહૂરી કરે
દેખ રહી સામી કહા તોકું ન યે છાજે રી. ૧

## ૯ કાફીઓ ધીરાના પદની

લજ્જા તો હરિ રાખે રે, ખુવે ન એતો પૂરેપૂરી
છેવટ છેડો ઝાલે રે, છબીલાને એ ટેવ પડી.—ટેક.
દુઃખતણાં તો ઝાડ ઉગાડે માથે પડાવે તાળ
ઠેઠ સુધી તો જુએ તમાસો આખર લે સંભાળ
જ્યારે હાડચ જાયે રે, ચઢે ત્યાં તૂર્ત વ્હારે હરિ.–લજ્જા તો. ૧

પૂળાજેવી મૂછો રે, વાળે છે વાંકી ઘડી ઘડી
તખતામાં નિહાળે રે, આંખોને બહૂ સ્થિર કરી.—ટેક.
જોબન મુખપર ઝળકતું તે જોઈ જોઈ ખુશ થાય
મન વિચારે ધન્ય વિધાતા શું રૂપ દીધું કાય
કેવું અલબેલું રે, જોતાં તો આંખ ઠરી રહી.—પૂળા જેવી. ૧

## ૧૦ માલિની છંદ.

( હવિષ્યાન્ન વર્ણન. )

તલ અડદ નિવારા ને ઘહું શાળ વ્રીહી
જવ મગ દધિ દુધો શેરડી શર્કરા ઘી
સકળ હવિષ અન્નો આવતાં દેવકામે
જન સહુ વ્રતધારી જે જમ્યે પાપ વામે.— ૧

## ૧૧ દોહરા

થયા મૂર્ખના મિત્ર તો, મિત્રલાભમાં ગાળ
સ્વાગત મુખ્યે વ્યસનની, વરણાગીમાં વાળ.— ૧

ગમ ખાવે સો મર્દ હે, ગુસ્સા કરે ગમાર
ગમ ખાના મુશ્કીલ હે, બિખકા પ્યાલા યાર.— ૧
છુરી કટારી ઘા રૂઝે, ગુસ્સા ભી મિટ જાય
ગમકા ખંજર ના રૂઝે, સચ્ચા ભેદ બિનાઈ.— ૨

## ૧૨ વંશસ્થ છંદ (પત્ર)

પ્રમોદ વર્ત્યો તવપત્ર વાંચિને, ખુશાલી ત્યાં સર્વજનોની જાણિને,
વળી ફરી એમજ પત્રને લખો, સતેજ તો રે' શુભપ્રેમ આપણો.– ૧
લખાય ના યદ્યપિ હું થકી કદી, તથાપિ ના સ્નેહ ઘટાડશો જરી,
ફરીફરીને મળતાં સુધી સદા, લખ્યાં જજો પત્ર તમે દુખાપહા.–૨
જનો બધાં અત્ર સુખસ્થિતીવિષે, સદા તમારી સુખવાંછના કરે,
પ્રભૂતણી પૂર્ણકૃપા પ્રતાપથી, નિરોગ આબાલ સહૂ છિયે અહીં– ૩
સુનીતિ સદ્ધર્મ હમેશ પાળજો, સ્વમગ્રવૃત્તી વિષયોથી વાળજો,
જનો બધાંનું શુભ નિત્ય ઈચ્છજો, પ્રભૂપ્રતે ચિત્ત ક્રમે દઢાવજો.–૪
તહાં સહૂ જ્યેષ્ઠ કનિષ્ઠ વર્ગને, કરી હમારી વિનતી સુનમ્રને,
કહો વિલોકી વયયોગ્યતા પ્રતી, પ્રણામ આશિર્વચનો નમસ્કૃતી.–પ

# શ્રી શિવની આરતિ.

( રાગ આરતિની ઢબનો. )

જય શિવ ત્રિપુરારી, જય શિવ ત્રિપુરારીઃ—
સકળ વિશ્વમય મૂર્તિ, અગમ્ય ગુણ સ્વામી.–જય શિવ.–ટેક.
[1]અલક્ષ્ય ઈશ સ્વરૂપ, સચરાચર વ્યાપી, શિવ! સચરાચર વ્યાપી
સર્વજ્ઞાનમય [2]જેથી, અચિન્ત્ય બહુ નામી.— જય શિવ. ૧
અમોઘ પ્રૌઢ પ્રતાપ, સહુબળયુત દેવા, શિવ! સહુબળયુત દેવા
જગકારણ ભયહારણ, કૃત સુર મુનિ સેવા.— જય શિવ. ૨
[3]ત્રિવિધ હૃદયના તાપ, હરણથી હરનામી, શિવ! હરણથી હરનામી
[4]અવિક્રીય અવિનાશી, જન મન અભિરામી[5].— જય શિવ. ૩
ગુણયુત આપ સ્વરૂપ, જટિલ ચંદ્રમૌલી[6], શિવ! જટિલ ચંદ્રમૌલી
ત્રિનેત્રધર [7]સસ્મિતમુખ, વિભૂતિ તન ચોળી.— જય શિવ. ૪
કંઠ મનુષ્યશિરમાલ, ઉરગસૂત્ર ધારી, શિવ! ઉરગસૂત્ર ધારી
અંક ગૌરી વામાંગે, જગમંગલ કારી.— જય શિવ. ૫
વ્યાઘ્રચર્મ આસન, વસન [8]ગજાજિનનું, શિવ! વસન ગજાજિનનું
હસ્ત ખડગ ધનુ[9] ડમરૂ, ત્રિશૂલ પણ ધારિયું.— જય શિવ. ૬
કપૂરગાર શરીર, તેજપુંજ જાણે, શિવ! તેજપુંજ જાણે
એકલક્ષ કરી આણે, મુમુક્ષુજન ધ્યાને.— જય શિવ. ૭
શરણાગત પ્રતિપાળ, વત્સલ નિજજનના, શિવ! વત્સલ નિજજનના
[10]કર સંપુટ કરી યાચું, પ્રભુ ધરજો કરૂણા.— જય શિવ. ૮
રાગદ્વેષ વિલાય, ભય સહુ દૂર પળે, શિવ! ભય સહુ દૂર પળે
અંતર બની અધિકારી, શોક સમૂળ ઉખડે.— જય શિવ. ૯

૧ જેની લક્ષણા ન બાંધી શકાય એવું. ૨ જે સર્વવ્યાપક હોવાના કારણથી. ૩ આધિ વ્યાધિ અને ઉપાધિ એ ત્રણે પ્રકારના અંતરના તાપોને હરે છે માટે "**હર**" એવું નામ છે. ૪ વિકાર રહિત. ૫ માણસોનાં મનને આનંદમાં રમાડનાર. ૬ માથે ચંદ્ર ધર્યો છે એવા. ૭ હસતું મુખ. ૮ હાથીના ચામડાનું. ૯ કામઠું–ચાપ. ૧૦ બે હાથ જોડીને.

આપસ્વરૂપનું જ્ઞાન, આ દીનજન પામે, શિવ! આ દીનજન પામે
સાર્થક જનતનુ કરીને, સ્વરૂપ મહીં શામે.— જય શિવ. ૧૦
**ચુનીલાલ**તણી અલ્પ, દીન વિનતિ શુણીને, શિવ! દીન વિનતિ શુણીને
શરણુપતિતને અરપો, ચરણુકમલ પદને.— જય શિવ. ૧૧

( ગીતી છંદ. )

તમેજ છો શિવ માતા, આવ વત્સ કહી કર મુજશિર ધારો
પાલક પિતા તમે છો, અજ્ઞાનજનિત ભયથકી મુજ તારો.– ૧
સત્યસહાયક બંધુ, પ્રેમપૂર્ણ અતિપ્રિય મુજ પ્રેષ્ઠ તમે
સર્વસ્વજ છો મારૂં, શરણાગતના વત્સલ અતિવ તમે.– ૨
બહુ વ્હાલો હું તમને, મુજને બહુ વ્હાલા છો પ્રભુ સહુથી
અઢળક પ્રેમ ઉલટતો, આપ પદે જડમોહ જતાં મનથી.– ૩
મુજથી નથી પ્રભુ આઘા, સર્વ ક્રિયાઓ હું મહિં પ્રભુ કરતા
સર્વ ધારતા પોતે, સર્વતણા વળી આપજ સંહરતા.– ૪
હું તે શું નહિં કાંઈ, આપચરણમાં અભિન્નવત રમતો
પ્રભુમાં પ્રભુમય થાતો, શિવ! શિવ! શિવ! મુખ અખંડ ધુન કરતો–૫

ઈતિ શ્રી ચુનીલાલ હૃદયસુધા ભાગ ૧ લો કાવ્ય વિભાગગ્રંથ

સંપૂર્ણ.

॥ ॐ तत्सद्ब्रह्मार्पणमस्तु. ॥



જાણું છું પ્રભુ કાર્યમાત્ર બનતાં સત્તા તમારી વડે
તેથી યોગ્ય જરૂરનાં હિત અને ન્યાયી ગણું સર્વને
ઉત્કૃષ્ટસ્થિતિ અર્પવા જ અમને કામો બને એ બધાં
હેતુ તોય ન જાણવાથી મનમાં દુઃખો સુખો લાગતાં.